૭૮૬

તમામ દુન્યા માટેના

# મહાન પેગમ્બરના

## મુબારક ફરમાનો

(જેના પહેલા ભાગમાં દુન્યાની તમામ કોમો માટેનો એક પેગામ દાખલ કરયો છે.)




રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

અલાદીન બીલ્ડીંગ્સ—ઑક્ષફર્ડ સ્ટ્રીટ.

સીકંદરાબાદ. (દખન.)





આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦.





ઇસ્વી ૧૯૧૬. હીજરી ૧૩૩૪.





કીંમત મફત.

# દીબાચો

**બીસમીલ્લા હીર રહમા નીરરહીમ**

**નહમદહુ નુસલ્લી અલા રસુલ હીલ કરીમ.**

ખુદાતઆલાએ ઈનસાનને પોતાની સરવે પેદાયશોમાં ઉત્તમ બનાવ્યો છે. અને આસમાની તથા ઝમીની પેદાયશોને તેની ખીદમત માટે રોકી છે. જેમાં ઘણીક પેદાયશોને ઇનસાનના સુખ અને સગવડ માટે પોતાના જાનો વટીક કુરબાન કરવા માટે સરજયાં છે. એવા તે રહેમાનો રહીમના ઇનસાન ઉપરે હેસાનો છે. ત્યારે ઇનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે? ઇન્સાનને પોતાના ખાલીકની તાબેદારીમાં પોતાનો જાન અરપણ કરવા માટે પેદા કરવામાં આવ્યો છે. અને એ ફરજ ઇનસાન કેવી રીતે બજાવી શકે તે માટે ખુદાતઆલાએ જયારથી આ દુન્યા પેદા કરી છે ત્યારથી દુન્યાની દરેક કોમમાં પોતાના પેગમ્બરો જાહેર કરયા છે જેઓ મારફતે ઇન્સાન તેની કેવી રીતે તાબેદારી બજાવી શકે તેને લગતા કાયદા કાનુન શીખવ્યા છે જેનું નામ મઝહબ છે. પણ દુન્યાનો મોટો ભાગ ખુદાતઆલાના હેસાનોની નાશુકરી કરે છે અને દુન્યાની મોજમજાહમાં તથા સંસારી કામોમાં ચકચુર બની ખુદાતરફની ફરજ બજવવામાં નીસફલ નીવડે છે. કેમકે દુન્યાના મોટા ભાગને મઝહબના નામનોજ કંટાલો છે. તેમાં આ કહેવાતી સુધરેલી કેલવણીના લીધે મઝહબને આગલા ઝમાનાના જુના કીસ્સા ઠડાવી તે મુજબ અમલ કરવા યા તે ઉપર કશો વીચાર વટીક કરવો પોતાના કીમતી વખતને બરબાદ કરવા સરખું સમજે છે અફસોસ ઇનસાન એવી રીતે પોતાને બેદરકાર બનાવી બેઠો છે. પણ શું તે એમ સમજે છે કે તેને એ માટે કશું ખમવું ન પડશે? અલબત તેને ખમવું પડશે અને તે બી સખત ખમવું પડશે. કેમકે ઇન્સાનને પોતાની વફાત થતાંજ નવી રૂહાની જીંદગીમાં દાખલ થવું પડે છે અને દુન્યામાં

તેણે ખુદાતઆલા તરફની ફરજ કેવી રીતે બજાવી તે મુજબનો તે બદલો મેળવશે. જો કે ઘણા ખરા લોકો એ સુધરેલી કેલવણીના પ્રતાપે ભવીશની રૂહાની જીંદગીનો બી ઇનકાર કરે છે પણ દરેક કોમના મઝહબમાં એ વીશે એક સરખી માન્યતા છે. કેમકે દરેક મઝહબ ખુદાતઆલાએ પોતાના પેગમ્બરો મારફતે સ્થાપ્યો છે તે મુજબ દરેક પેગમ્બરે પોતાના ઝમાનાની કોમને એ બાબે તેઓ ઉપરની જવાબદારીની ચેતવણી બી આગલથી સમજાવી દીધી છે. અગર ભવીશમાં પોતાના અમલો મુજબનો બદલો મળનાર નથી એવી માન્યતા હતે તો કોઇ બી શખસ કોઇ સાથે કાંઇ બી ભલાઇ કરવાની દરકાર કરતે નહી યા કોઇથી બદી કરવાને અટકતે નહી. પણ દરેક મઝહબમાં એ વીશે માન્યતા છે કે સારા અમલો કરનારને બહેસ્તી જીંદગી મળશે ને બુરા અમલો કરનારને દોઝખી જીંદગી મળશે. ભવીશની રૂહાની જીંદગીનો ઇનકાર કરનારાઓએ સ્વપનાની હકીકત ઉપર ધ્યાન આપવું જોઇએ કે જ્યારે તેઓ બીછાના ઉપર પડેલા હોવા છતાં જુદી જુદી તરેહના દેખાવો જોય છે ખુશનુમા દેખાવ જોવાથી ખુશી ઉપજે છે અને ખડખડ હશાઇ બી જવાય છે અને ભયાનક દેખાવ જોવાથી હેબતાઇ જવાય છે અને રડાઇને આંસુ બી નીકળી પડે છે. પણ સ્વપનો ઝાઝી વાર ટકી રહેતો નથી તેથી તેની અસર તુરત ભુલી જવાય છે પણ ભવીશની રૂહાની જીંદગી સદા કાયમ રહેશે તેથી તેની અસર યાને સુખ અને દુખ બી સદા કાયમ રહેશે જે દરેક ઇનસાન આ દુન્યામાં પોતાના કરેલા અમલો યાદ કરીને સદા ભોગવતો રહેશે. ખુદાતઆલાએ આપણને આ દુન્યામાં એકવાર આવી જીંદગી આપી તો શું બીજીવાર પેલી મીનોઇ જહાંનમાં રૂહાની જીંદગી આપવા અસક્તીવાન છે? હરગીઝ નહી. માટે દરેક ઇનસાનની ફરજ છે કે આ દુન્યામાં ખુદા પસંદ અમલો કરી આખેરતની જીંદગી સારૂ સરસ તોશો તૈયાર કરે.

હવે ખુદા પસંદ અમલો કયા છે તે તપાસ કરવાની દરેક

ઇનસાનની આ દુન્યામાં મુખ્ય ફરજ છે. જે ખુદાનો ખરો મઝહબ હાંસલ કરી તે મુજબ અમલ કરવાથી બજાવી શકાય છે.

એમ તો દુન્યાના બધાજ મઝહબો શરૂઆતમાં ખરા હતા પણ પાછળથી દરેક કોમ પોતાના પેગમ્બરની ખરી તાલીમ ભુલી જઈ ખુદાના સ્થાપેલા ખરા મઝહબમાં પોતાના મનોવીકાર મુજબના ખોટા સુધારા દાખલ કરી પોતાના એક મઝહબના અનેક ફીરકા બનાવી બેઠી. આ ઉપરથી ખુદાતઆલાએ ૧૩૦૦ વરસ ઉપર આખી દુન્યાના પોતાના સરવે બંદાઓમાં એક સરખો ભાઇચારોનો સંબંધ સ્થાપવા ઇસલામ મઝહબ મુકરર કરયો અને ફરમાવ્યું કે "જે કોઇ ઇસલામ સીવાય બીજા મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલવામાં આવશે નહી અને તે (આખેરતની) આવતી જીંદગીમાં નુકશાન ખમનારાઓમાંનો થશે (કુરાન પ્રકરણ ૩ આયત ૭૪)

અને એ મુજબ જેમ જેમ દુન્યાના લોકોને ઇસલામમાં દાખલ થવાની ગંભીર ફરજની ખબર પડતી ગઇ તેમ તેમ ઇસલામ મઝહબમાં જુદી જુદી કોમના લોકો ભેગા થવા લાગ્યા અને તેથી એની સંખ્યા લગભગ ૪૦ કરોડ સુધી વધી ગઇ છે અને દીન પર દીન વધારો થતોજ જાય છે. અગર ખુદાતઆલા ચાહતે તો આખી દુન્યાના સરવે ઇનસાનોને એક પળમાં ઇસલામ કબુલવાની હીદાયત આપી શકે છે પણ તેણે કોઇ પર બી દબાણ નાખીને એ મઝહબમાં દાખલ થવાની ફરજ મુકી નથી કેમકે એને તો ઇનસાનની અઝમાઇશ લેવાની છે કે કોણ તેના ફરમાનને તાબે થાય છે અને કોણ ઇનકાર કરે છે તે મુજબ તેને આખેરતમાં બદલો આપનાર છે.

પણ જેવી રીતે આગલી કોમો પોતાના મઝહબમાં બગાડો કરી જુદા જુદા ફીરકામાં વેંહચાઇ ગઇ તેવીજ રીતે ઇસલામીઓ બી જુદા જુદા ફીરકામાં વેંહચાઇ ગયા. પણ ખુદાતઆલાને આખી

દુન્યા સારૂ એક જ મઝહબ અને એક જ ફીરકો મુકરર કરવું મંજુર હતું તેથી ઇસલામના મહાન પેગમ્બર સાહેબ મારફતે જાહેર કરાવ્યું કે ઇસલામમાં ૭૩ ફીરકા થઇ જશે અને તેમાંનો એક ફીરકા સીવાય બધા દોઝખી ઠડશે. કેમકે જયારે ખુદાતઆલાએ આગલી કોમોને પોતાના એક મઝહબના જુદા જુદા ફીરકા બનાવી બેસવાથી તે સરવે ફીરકા રદ બાતલ કરી સરવે માટે એક ઇસલામ મઝહબ મુકરર કરયો ત્યારે ખુદ ઇસલામીઓ એક મઝહબના અસંખ્ય ફી રકા બનાવી બેસે તે ખુદાતઆલા કેમ કબુલે તેથીજ તેણે જાહેર કરી આપ્યું જે ઇસલામ મઝહબમાં એક સીવાય બાકી સરવે ફીરકા દોઝખી છે. હવે જે જે ઇસલામીઓ જુદા જુદા ફીરકામાં વેહચાઇ ગયા હોય અને તે દરેક ફીરકાના આલીમો પોતાનો ફીરકો ખરો છે એમ પોતાના ફીરકાના લોકોના મગજપર ઠસાવી તેઓને હક ફીરકાની શોધમાં જવા ન દે તેવા આલીમોની કોશેશો તોડવા ખુદાતઆલાએ પોતાના મહાન પેગમ્બર સાહેબ મારફતે જાહેર કરાવ્યું જે "બેશક ખુદાતઆલા દર સદીની શરૂઆતમાં આ ઉમતના માટે એક શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે" એ મુજબ દર સો સો વરસે ઇસલામી આલમમાં એવા શખસો જાહેર થતા ગયા અને ખરો ઇસલામીક ફીરકો સ્થાપતા ગયા. જો કે જયારે બી એવો ખુદાનો પ્રતિનિધી દર સદીની શરૂઆતમાં જાહેર થતો ત્યારે ઇસલામના દરેક ફીરકાના આલીમો તેને તોડી પાડવાની દરેકે દરેક કોશેશ કરતા કેમકે નહી તો તેઓના ફીરકામાંથી લોકો ઘટી જાય જેથી તેઓને બહુજ નુકસાન થાય પણ ખુદાતઆલાને તો પોતાના બંદાઓને દોઝખી ફીરકામાંથી છોડવી એક ખરો ફીરકો સ્થાપવો મંજુર હોય છે તેથી પોતાના પ્રતીનીધીની સચાઈ સુરજની રોશની મુજબ આખી દુન્યામાં આશકાર કરી આપે છે જેથી લાખો ઇન્સાનો જેઓને આખેરતનો ડર હોય છે તે પોતાના આલીમોની યા દુન્યાની કોઇ બી વાતની દરકાર કરયા વીના ખુદાના પ્રતીનીધીને તાબે થાય છે જેની સંપુરણ વીગત આ કીતાબમાં દરશાવવામાં આવી છે.

ઇસલામના તે આલીમોપર અફસોસ છે કે જેઓ ખુદાતઆલાના પ્રતીનીધીને તોડી પાડવાની કોશેશ કરે છે બલકે તેઓપર ફરઝ છે કે એવા મહાન શખસને કબુલી પોતાના ફીરકાને હક રાહ બતાવે કેમકે એ ઇસલામનો એક મહાન મોજેઝો છે કે જેથી ઇસલામની સચાઇ દુન્યામાં આશકાર થાય છે અને દુન્યાની તમામ કોમોપર ખુદાની હુજત પુરી થાય છે.

ઇસલામ સૌથી છેલ્લો મઝહબ છે અને કયામત સુધી તે કાયમ રહેનાર છે તેથીજ ખુદાતઆલા એ ઇસલામમાં એ મોજેઝો કયામત સુધી કાયમ રાખવાનું જાહેર કરયું છે જયારે ઇસલામની અગાઉના મઝહબોને હજારો વરસો ગુજરી જવા છતાં તેઓના બગડેલા મઝહબો સુધારવાને ખુદા તરફનો કોઈ પ્રતીનીધી જાહેર થતો નથી અને તેઓની કોમના કોઇ બી પેગમ્બરે એવી પેશગોઇ વટીક નથી કરી કે તેઓના મઝહબમાં થતા બગાડા દુર કરવા ખુદાતઆલા ચોકસ મુદતે પોતાના પ્રતીનીધીઓ જાહેર કરતો રહેશે કેમકે આગલા સરવે મઝહબો બાતીલ થઇ ગયા ત્યારે ખુદાતઆલા શા માટે તેઓમાં પોતાનો પ્રતીનીધી જાહેર કરે ? ઇસલામજ આખી દુન્યા માટે સામાન્ય મઝહબ ઠડાવેલો હોવાથીજ એમાંજ તેણુ પોતાના તરફથી ચોકસ મુદતે એક પ્રતીનીધી જાહેર કરવાનો વાયદો આપ્યો છે તે મુજબ દર સો સો વરસે તેના તરફથી જાહેર થાય છે અને પેશગોઇ મુજબ આખી ઇસલામી આલમમાં પેવસ થયલા બગાડા દુર કરી ખરો ફીરકો સ્થાપે છે.

ઈસલામના એવા માહભારત મોજેઝાને જે ઈસલામી થઇને ઇનકાર કરે યા તેને તોડી પાડવાની કોશેશ કરે તે ઈસલામનો ખેરખાહ નહી પણ ઇસલામનો દુશમન લેખાશે કેમકે ખુદાતઆલાએ ઇસલામની એ માહભારત ખસુસ્યતથી આખી દુન્યાપર ઇસલામની સચાઇ જાહેર કરી તેઓપર હુજત તમામ કરે છે ત્યારે તેની એ નેમને જે તોડી પાડવાની કોશેશે કરે તેનો શું

હાલ થશે તે લખવા કરતાં કોઇ બી દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે.

એ તો સરવે ઇસલામીઓને જાણીતું છે જે દરેક ફીરકાના આલીમો યા ઇસલામી અખબારો યા ચોપાન્યા ઇસલામની પડતી હાલત વીસે અવાર નવાર મોટી મોટી વાયઝો તથા લખાણો કરે છે અને દીલમાંથી હસદ કીનો દુર કરી હલીમલીને એકત્ર થવાની નસીહતો કરે છે પણ જ્યારે ઇસલામમાં અસંખ્ય ફીરકા થયલા હોય અને દરેક ફીરકાની જુદી જુદી માન્યતા મુજબ દરેક નાહના મોહટા શેહરોમાં પક્ષા પક્ષી ધરાવનારી અનજુમનો હોય તો કયામત સુધી તેઓ કદી એકમત થનાર નથી. એકમત તો ત્યારેજ થઇ શકાય જ્યારે ખરા અંતકરણથી તેઓના દીલમાંથી મઝહબી માન્યતાનુ વીરૂધતાપણું દુર થાય ત્યારેજ તેઓના દીલમાંથી હસદ કીનો બી દુર થશે અને ત્યારેજ ઇસલામના ફરમાન મુજબ એક બીજા વચે ખરો ભાઇચારાનો સંબંધ સ્થપાશે. અને તેનો એકજ ઇલાજ એ છે જે ખુદાએ મુકરર કરેલા ઇસલામની સચાઇ જાહેર કરનારા મોજેઝાને કબુલી તેના પ્રતીનીધી મારફતે સ્થાપાયલા ખરા ઇસલામી ફીરકામાં દાખલ થવું કેમકે ઇસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે. ત્યારે નાહક ખોટા ફીરકામાં રહી પોતાની આખેરતને અઝાબમાં ગીરફતાર કરવું શું તેમાં કશી દાનેશમંદી છે?

ઇસલામીઓનો આ ૧૩૩૪ નો સાલ છે. એટલે નદી સદી શરૂ થઇને ૩૪ વરસ થઇ ચુકાં. અને તેથી ખુદાતઆલાના વાયદા મુજબ અને ઇસલામના મહાન પેગમ્બર સાહેબની પેશગોઇ મુજબ આ સદીની શરૂઆતમાં બી ખુદાતઆલાના ચાલતા આવેલા નીયમ મુજબ એનો પ્રતીનીધી જાહેર થઇ ચુકો છે. એ મહાન શખસ એ છે કે જેના વીસે દુન્યાની તમામ મઝહબી કોમોના આગલા પેગમ્બરોએ પેશગોઇ કરેલી છે જેની તફસીલવાર વીગત આ કીતાબમાં દરશાવવામાં આવી છે.

આ કીતાબ કોઈ બી ઇસલામી યા ગેરઈસલામી ગ્રહસ્થ યા બાનુને ફક્ત એક કારડ લખ્યાથી આ ખાકસાર તરફથી ભલી દુઆઓ સાથે ભેટ મોકલવામાં આવશે.

આ આજીઝે ઈસલામ વીસે ખુદાતઆલાના કોરાને શરીફના ફરમાનો તથા તેના મહાન પેગમ્બર સાહેબના હદીસ શરીફના ફરમાનોની એક બુક અંગ્રેજી ભાષામાં પ્રગટ કરી છે તેની બી જે કોઇને ખાહેશ હશે તે બી ખુશી સાથે ભેટ મોકલવામાં આવશે.

મુબારક છે તે તે શખશ જે આ અતી અગત્યની બાબતપર ગંભીરાઇથી ગોર કરશે અને ખુદા ખાતર પોતાના નફસ સાથે જંગ કરી સચાઇ કબુલ કરશે અને આખેરતનુ અમ્મર સુખ હાંસલ કરવાનુ પાયો નાંખશે અને અભાગ્યો છે તે શખસ જે આ અતી અગત્યની બાબત ગફલતમાં વીસારી મુકશે અને પોતાના નફસ ખાતર ખુદા સાથે જંગ કરી સચાઇનો ઈનકાર કરશે અને પોતાને આખેરતના અઝાબમાં ગીરફતાર કરશે.

યા ઈલાહી યા રહેમાનો રહીમ તું આ કીતાબના દરેક વાંચનારને તારા હક મઝહબની સચાઈ કબુલ કરવાની નેક તવફીક બક્ષ આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમી.

ખાકસાર
અબદુલ્લાહ અલાદીનભાઈ.

——✱——




# દુન્યાની તમામ કોમોને એક પેગામ.



બીસમીલ્લા હીર રહમા નીર રહીમ નહમદહુ
નુસલ્લે અલા રસુલ હીલ કરીમ.



## ઈનસાન શા માટે પેદા કરવામાં આવ્યો છે?

ખુદાતઆલાની સરવે પેદાયશોમાં ઇનસાન સરવેથી ઉત્તમ છે. આસમાન અને ઝમીન દરમ્યાનની સરવે પેદાયશો પછી તે જાનદાર હોય યા બેજાન તે મહા કૃપાલુ પાક પરવર દીગારે ઇનસાનના સુખ સગવડ અને ખીદમત માટે પેદા કરીછે. સુર્ય ચંદ્ર તથા તારાઓ બી દુન્યામાં રોશની ફેલાવી ઇનસાનની ખીદમત બજાવે છે એટલુંજ નહી પણ ફીરેશતાઓ બી ઇનસાનને લગતા અનેક કાર્યોમાં રોકાયલા છે. તેથીજ ખુદાતઆલાની સરવે મખલુકમાંથી ઈનસાન અશરફુલ મખલુકાત કહેવાય છે. ત્યારે ખુદ ઇનસાનને શા માટે પેદા કરવામાં આવ્યો છે. દુન્યાની સરવે મખલુક ઈનસાનની ખીદમત બજાવે તો ખુદ ઇનસાન કોણુની ખીદમત બજાવે? જેનો જવાબ ખુદાતઆલા

પોતાની પાક કીતાબ કોરાને શરીફમાં ફરમાવે છે "**અને મેં નથી પેદા કર્યા જીનનાત અને ઈનસાનો પણ એટલા માટે કે તેઓ મારી ઇબાદત કરે.**" ( કુરાન પ્રકરણ ૫૧ આયત ૫૬ )

વલી તે ફરમાવે છે "**જુઓ અમોએ કેવી રીતે ઈનસાનોમાં કેટલાકને કેટલાકના ઉપર શ્રેષ્ટતા આપી છે અને ખચીત આખેરતની જીંદગી દરજ્જામાં વધારે મોટી તેમજ શ્રેષ્ટતામાં વધારે મોટી છે.** ( કુરાન પ્રકરણ ૧૭ આયત ૨૧ )

વલી તે ફરમાવે છે " **(ખુદા તે છે કે) જેણે મોત અને જીંદગી પેદા કરી છે એટલા માટે કે તમને આઝમાવે કે તમારામાં કોણ સરસ કામો કરનાર છે.** ( કુરાન પ્રકરણ ૬૭ આયત ૨ )

ઉપલી આયતોથી ખુલ્લુ સમજાઇ શકાય છે કે ખુદાતઆલાએ ઇનસાનને પોતાની તાબેદારી માટે પેદા કર્યો છે દરેક ઇનસાનને જુદી જુદી હાલતમાં મુકી તેઓ તેની તાબેદારી કેવી રીતે બજાવેછે તેની અઝમાયશ લે છે અને મુઆ બાદ તેઓને તેઓની ફરમાબરદારી અને નાફરમાનીનો સારો નરસો બદલો આપવાનો વાયદો કર્યો છે. આ ઉપરથી આસાનીથી સમજી શકાશે કે ખુદાતઆલાએ ઇનસાનને પોતાની સરવે પેદાયશોમાંથી ઉતમ દરજ્જો આપ્યો છે તેનો મુળ સબબ એ છે જે તેના ઉપર મુકાયલી ગંભીર ફરજ અદા કરવાની જે અઝમાયશ મુકવામાં આવી છે તેમાંથી તેને પસાર થવુંછે જ્યારે દુન્યાની બીજી પેદાયશોનો તેઓનો નાશ સાથેજ અંત આવી જાય છે. જ્યારે ઇનસાનનો આ દુન્યામાં નાશ થતાંજ તેને તેના સારા નરસા કામોનો હીસાબ આપવા અને તે મુજબ તેને સારો નરસો બદલો ભોગવવા એક નવી રૂહાની જીંદગીમાં દાખલ થવું પડેછે. જ્યાં આ દુન્યા કરતાં ઘણા દરજ્જા છે જે આપણે ખુદ ખુદાતઆલાના મુબારક કલામ વાંચી વાકેફ થયા છીએ.

---

# ખુદાતઆલા તરફથી દુન્યામાં પેગમ્બરોનું જાહેર થવું શું હેતુ ધરાવે છે ?



ખુદાતઆલાએ જ્યારે ઇનસાનને પોતાની તાબેદારી બજાવવા સારૂ પેદા કર્યો છે ત્યારે પોતાની તાબેદારી શામાં સમાયલી છે અને તે કેવી રીતે બજાવવી તે પોતાના બંદાઓને સમજાવવા સારૂ જ્યારથી તેણે આ દુન્યા ઉત્પન કરી છે ત્યારથી તેણે પેગમ્બરો મોકલવાનો રીવાજ જારી રાખ્યો છે અને સખત તાકીદ ફરમાવી છે કે જ્યારે તે પેગમ્બર તેઓમાં જાહેર થાય ત્યારે તે શું બ્યાન કરે છે તે સાંભળવું અને પરહેઝગારી એખત્યાર કરવી કે જેથી તેઓ આખેરતના અઝાબને પાત્ર ન થાય. જેમકે તે ફરમાવે છે **"ઓ આદમના છોકરાંઓ જ્યારે તમારી પાસે તમારામાંથી પેગમબરો આવે કે જેઓ તમને મારી આયતો ( ફરમાનો યા નીશાનીઓ ) બ્યાન કરી સંભળાવે ત્યારે જેણે પરહેઝગારી કરી અને પોતાના કામ સુધારયા તેઓને કંઈ ધાસ્તી નથી અને તેઓ દલગીર થશે નહિ પણ જેઓએ અમારી આયતોને જુઠી કહિ અને મગરૂરી બતાવી તેનાથી મોંહ ફેરવ્યું છે તેઓ આગમાં રહેનારા છે તેઓ તેમાં સદા કાળ રહેનારા છે."** ( કુરાન પ્રકરણ ૭ આયાત ૩૫–૩૬ )

આ બાબત દુન્યાની તમામ પ્રજાઓ માટે બહુજ અગત્યની હોવાથી દુન્યાની તમામ પ્રજાઓને પોતાનો એ ફરમાન જાહેર કરવા ખુદાતઆલાએ દુન્યાની દરેક કોમમાં તેઓની ભાષામાં પેગમ્બરો મોકલી પોતાનો કાનુન જાહેર કરી આપ્યો. જેમકે તે ફરમાવે છે– **"અને નથી કોઈ કોમ પણ તેમાં ચેતવણી આપનાર ( પેગમબર ) પસાર થયો છે."** ( કુરાન પ્રકરણ ૩૫ આયત ૨૪ )

વલી તે ફરમાવે છે જે "**અને અમે નથી મોકલ્યો કોઈ પેગમબર પણ તે લોકોની ભાષા સાથે કે જેથી તે તેઓ ને ખુલ્લુ સમજાવી આપે.**" ( કુરાન પ્રકરણ ૧૪ આયત ૪ )

આ ઉપરથી દુન્યાની સરવે પ્રજાએ ધ્યાનમાં રાખવું જોઇએ કે ખુદાતઆલાએ તેઓ પર શું જોખમદારી છે તે સમજાવી આપવા દરેક કોમમાં પેગમ્બરો મોકલ્યા છે અને તે જોખમદારી એ છે જે જ્યારે બી કોઇ પેગમ્બર જાહેર થાય ત્યારે તેઓનું સાંભલવું મા નવું અને પરહેઝગારી એખત્યાર કરવી અને તે પેગમ્બરો મુખ્ય શી બાબત સમજાવશે તે બી જાહેર કરી આપ્યું છે તે એજ છે કે ખુદાતઆલા તમામ જંહાનોનો પેદા કરનાર, પાલનહાર, અને આખેર તમાં ઇનસાફ કરી તે મુજબના દરજ્જા આપનાર પાદશાહ છે માટે દુન્યાની તમામ પ્રજાઓને તેની એકલાનીજ ઇબાદત કરવી. અને પોતાની મન ગમતી ખાહેશો મુજબ તેની સાથે બીજી તેની કોઇ બી પેદાશને પુજ્ય બનાવવું નહી જે વીશેના ખુલ્લા ફરમાનો દુન્યાની દરેક કોમમાં પોતાના પેગમ્બરો મારફતે પહોંચાડી આપ્યા જેમકે તે ફરમાવે છે "**બેશક અમોએ દરેક કોમમાં પેગંબરો મોકલ્યા છે ખુલ્લા ફરમાન સાથે કે તમો ખુદાની બંદગી કરો અને તાઘુતથી દુર રહો**" ( કુરાન પ્રકરણ ૧૬ આયત ૩૮ )

વલી તે ફરમાવે છે "**અને નથી મોકલ્યો અમોએ તારેથી પેહલે કોઇ પેગંબર પણ વહી કરવામાં આવતી હતી તેની તરફ કે બેશક ખુદા સીવાય તમારો કોઈ પુજ્ય નથી માટે :તમો ઇબાદત કરો મારી ( ખુદાની. )**"

( કુરાન પ્રકરણ ૨૧ આયાત ૨૧ )

---

૫

# આગલા જમાનાઓની પ્રજાઓ પર થયલી અઝમાઇશ.

ઉપર જણાવ્યા મુજબ ખુદાતઆલાએ દુન્યાની તમામ પ્રજાઓમાં તેઓની ભાષામાં પોતાના પેગમ્બરો મોકલી આપી તેની એકલાનીજ બંદગી કરવી અને તેના સાથે બીજા કોઇને પુજ્ય ન બનાવવું એજ ઇનસાનો માટેનો ખરો મઝહબ ખુદાતઆલાએ મુકરર કરયો છે તે તેઓને સમજાવ્યું. અને બીજું એબી જાહેર કરી આપ્યું કે જ્યારે બી તેઓમાં પેગમ્બરો જાહેર થાય ત્યારે તેઓનું સાંભલવું, માનવું અને તાબે થવું.

અને તે મુજબ દુન્યાની તમામ પ્રજાઓમાં પેગમ્બરો જાહેર થતાં ગયાં અને પોતપોતાની કોમને એકલા ખુદા સીવાય બીજા કોઇને ન પુજવાની તાલીમ આપતા રહ્યા પણ તે પેગમ્બરની વફાત બાદ હરેક કોમમાં રફતે રફતે બગાડો દાખલ થવા પામ્યો અને તેઓ પોતાના પેગમ્બરની અસલ તાલીમ ભુલી જઇ તરેહવાર મન ગમતી ચીજોને પુજવાનું શરૂ કરી દીધું. જેમકે કોઈ મુરતીઓને તો કોઇ સુરજ, ચંદ્ર, તારાઓને કોઈ આતશને કોઈ પાણીને કોઇ ગાય વાછરડા વગેરે જાનવરોને કોઇ પેગમ્બરોને કોઈ ફીરેશતાઓને કોઇ આબીદો યા બીજા બુઝરગોની કબરોને પુજવા અને સીજદો કરવા અને તેઓથી પોતાની બહેતરીની આશા રાખવાનો ખોટી રસમોનો મઝહબ બનાવી બેઠા.

ખુદાતઆલાએ ઇનસાનને જ્યારે પોતાની તમામ મખલુકથી ઉતમ બનાવ્યો અને ફીરેશતાઓ વટીકને તેની ખીદમતમાં રોકયા અને તેના **એકલાનીજ** ઇબાદત કરવાનો ખુલ્લો ફરમાન પોતાના પેગમ્બરો મારફતે જાહેર કરી આપ્યો છતાં તેઓ પોતાથી ઉતરતી પેદાયશોની ખુદા જેવી પરસતીશ કરવા મડી ગયા અને પોતાથી બી ઉનરતી પેદાયશોને ખુદાતઆલાના ભાગીદારો બનાવી શીરકના મહા

ઝબુન ગુનાહના અપરાધી ઠરયા. ખુદાતઆલા આગળ એનાથી બદતર કોઇ ગુનાહ નથી કેમકે એ તો દેખીતુંજ છે કે કોઇબી પ્રજા પોતાના બાદશાહની હુઝુરમાં તેના અદના ગુલામને તેની બાજુમાં બેસાડી તેના જેવીજ તાઝીમ તવાઝો બજાવી લાવે તે એક પલવાર બી તે બાદશાહ સાંખી ન શકે ત્યારે સરવે બાદશાહોનો મહાન શહેનશાહની હુઝુરમાં તેની નાચીઝ પેદાયશોને પુજવું અને તેનાથી પોતાની બહેતરી ચાહવી તે ખુદાતઆલા કેમ સાંખે ? અને એ ગુનાહ તેની નઝરમાં સૌથી બદતર છે તેની ખુલ્લી ચેતવણી પોતાના પેગમ્બરો મારફતે જાહેર કરી આપી જેમકે તે ફરમાવે છે " **અને ખચીત એની પહેલે અમે તને તથા જેઓ કે તારી પેહેલે હતા તેઓને વહી કરી હતી. જો તું ખુદા સાથે કાંઇ પણ જોડશે તો તારા ( નેક ) અમલો ખચીત નાબુદ થશે અને ખચીત તું ( આખેરતમાં ) નુકસાન ખમનારાઓ માંનો થશે.** ( કુરાન પ્રકરણ ૩૯ × ૬૫ )

વલી તે ફરમાવે છે " ખચીત ખુદા તેની સાથે બીજાઓને શરીક કરવાનો ગુનાહ કદી માફ ન કરશે અને આ સીવાય બીજું તે જેને ચાહશે તેને માફ કરશે પણ જે કોઈ ખુદાની સાથે કાંઈ પણ શરીક કરશે તેણે ઘણો મોટો ગુનાહ ઘડી કાહાડયો છે. " ( કુરાન પ્રકરણ ૪ આયત ૫૧ ).

ઉપર મુજબની ખુદાતઆલા તરફની ચેતવણીઓ પેગમ્બરો મારફતે આગલા ઝમાનાના લોકોને પોંહચાડી દેવામાં આવી છતાં તે લોકો તે પેગમ્બરોની વફાત બાદ એ ચેતવણીઓ ભુલી જઇ ઉપર મુજબની ખુદાતઆલાની પેદાયશોને પુજવાની ખોટી રસમોના મઝહબો બનાવી બેઠા અને રફતે રફતે તેઓની હાલત ઘણીજ ખરાબ થવા લાગી ત્યારે ખુદાતઆલાએ તેઓને પાછા ખરે મારગે લાવવા અને આગલા પેગમ્બરોની ખરી તાલીમ યાદ દેવાડવા તેઓમાં એક પછી એક પેગમ્બરો જાહેર કરયા પણ લોકો તે વખતે

પોતાની જહાલત અને ગુમરાહીમાં એવા ડુબેલા રહેતા જે પેગમ્બરોની વાતો માનવાનો સાફ ઇનકાર કરતા કેમકે તેઓમાં પોતાના વડવાઓથી ઉતરી આવેલો ખોટી રસમોનો મઝહબ જડ ગાલીને બેસી ગયલો તેથી તેઓ પોતાના મઝહબનેજ સાચો સમજતા અને ખુદાતઆલા તરફથી નવા જાહેર થયલા પેગમ્બરને વેશધારી ખોટો સમજતા અને તેઓનું સાંભળવાનું તથા માનવાનું તો ઠેકાણે રહ્યું પણ સાંમી તેઓની મશકેરી કરતા. જેમકે ખુદાતઆલા ફરમાવે છે "**પછી અમે અમારા પેગમ્બરો એક પછી એક મોકલ્યા પણ જ્યારેબી લોકો પાસે તેઓનો પેગમ્બર આવતો તો તેઓ તેને માનવાનો ઇનકાર કરતા** :(કુરાન પ્રકરણ ૨૩ આયત ૪૬) વળી ફરમાવે છે "**અમે તારી (હઝરત મહમદ (સ) ની) અગાઉ પ્રાચીન (અસલી) કોમોમાં પેગમબરો મોકલ્યા પણ જ્યારે બી તેઓ પાસે કોઈ પેગમબર આવતો તો તેઓ તેની મશકેરી કરી હસી કાહાડતા**"

(કુરાન પ્રકરણ ૧૫ આયત ૧૦)

વલી ફરમાવે છે "**એવી રીતે તારી (હઝરત મહમદ (સ) ની) અગાઉ એવો કોઈ મુલક નથી કે જેમાં અમોએ ચેતવણી આપનાર ન મોકલ્યો હોય પણ તેઓમાંના તવંગર આગેવાનો કહેતા જે બેશક અમે અમારા બાપદાદાઓને તે (અમારા) મઝહબપર અમલ કરતા જોયા છે અને બેશક અમે તેઓનેજ પગલે ચાલીશું.**" (કુરાન પ્રકરણ ૪૩×૨૩)

એ મુજબ આગલા ઝમાનાની પ્રજાઓ પોતાના વખતમાં જાહેર થતા પેગમ્બરો સાથે વરતતી હતી અને એવી રીતે ખુદાતઆલાની નાફરમાની કરી દોઝખી બનતી હતી. કેમકે દુન્યાનો મોટો ભાગ દુન્યાદારી એશઆરામ તથા સંસારી કામોમાં ચકચુર હોય છે નામની ખાતર પોતાના વડવાઓથી ઉતરી આવેલી થોડી ઘણી ખોટી

રસમો બજાવી દીધી તેનેજ મઝહબ સમજી પાર પાડી દેતા તે ઉપરાંત મઝહબને લગતી બીજી કશી વાત સાંભળવા બહુ કંટાળતા પણ તેઓ ભુલી જતા કે તેઓ ખાસ ખુદાતઆલાની ઇબાદત માટેજ પેદા કરવામાં આવ્યા છે અને ખરી ઇબાદત તેઓએ પેગમ્બરો મારફતે જાણવી અને બજાવવી જોઇએ છે તેથીજ પેગમ્બરોના ઇનકાર કરનારાઓ માટે ખુદાતઆલાએ દોઝખની દુખદાયક સજાની ચેતવણી શરૂઆતમાંજ જણાવી દીધી છે અને સાફ ફરમાવી દીધું છે જે "**અને અમે કોઈ પેગમબર નથી મોકલતા પણ એટલા માટે કે ખુદાના હુકમથી તેને તાબે થવામાં આવે** (કુરાન પ્રકરણ ૪ આયત ૬૭)

વલી ફરમાવે છે "**જે કોઇએ પેગમબરની તાબેદારી કીધી તેણે ખુદાની તાબેદારી કીધી.** (કુરાન પ્રકરણ ૪ આયત ૮૨)

જેવી રીતે કે વાઇસરાયની તાબેદારી કરવી તે ખુદ બાદશાહની તાબેદારી કરવા બરાબર છે. અને જેવી રીતે વાઇસરાયનો ઇનકાર કરનાર ફીતુરી ઠરે છે અને ફાંસી સુધીની સઝાનો લાયક ઠરે છે તેવીજ રીતે પેગમ્બરનો ઇનકાર કરનાર દોઝખની સઝાને લાયક ઠરે છે.

ફરક એટલોજ છે કે વાઇસરાયનો ઇનકાર કરનારને તાબડતોબ સઝા કરવામાં આવે છે જ્યારે પેગમ્બરનો ઇનકાર કરનારને તરત સઝા નથી થતી. સબબ ખુદાતઆલા ઘણો દયાલુ હોવાથી ઇનસાનને તેની ઝીંદગી સુધીની મોહલત આપવામાં આવી છે અને ઇનસાનને દુન્યામાં અઝમાઇશ સારૂ પેદા કરવામાં આવ્યો છે કે તે ખુદાતઆલાની તાબેદારી તેના પેગમ્બરની તાલીમ મુજબ બજાવે છે યા નહી તે મુજબ તેને આખેરતમાં બદલો મળશે. ઇનસાનને પેદા કરવાની ખુદાતઆલાની એક મકસદ છે તે ખુદાતઆલાએ ખુલ્લી રીતે દુન્યાની તમામ પ્રજાઓમાં પેગમ્બરો જાહેર કરી પોતાનો ફર

માન પહોંચાડી આપ્યો છતાં આગલા ઝમાનાની પ્રજા રફતે રફતે ખુદાતઆલાના ફરમાનો ભુલી જઇ તરેહવાર કીસમના ખોટી રસમોના મઝહબો બનાવી બેઠી અને જ્યારે બી તેઓની તે ભુલો બતાવવા પેગમ્બરો જાહેર થતા ત્યારે તેઓનો ઇનકાર કરતી અને પોતાનાજ ખોટી રસમોના મઝહબોને વલગી રહેતી એ મુજબ ખુદાતઆલાના પાક કલમોની કીતાબ કોરાને શરીફથી આપણે આગલી પ્રજાઓની હકીકતથી વાકેફ થયા છીએ.

---

# ઈસલામ.

## તમામ દુન્યા માટેનો સામાન્ય મઝહબ છે.

ઉપલી હકીકત પછી યાને હાલના ઝમાનાથી ૧૩૦૦ વરસ ઉપર ખુદાતઆલાએ અરેબીઆના મકા શહેરમાં હઝરત મહમદ મુસ્તફા (સ. અ. સ.) ને તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર નેમ્યા. એઓની અગાઉના ઝમાનામાં જે પેગમબરો થતા હતા તે દરેક જુદી જુદી કોમો માટે થતા હતા જેમકે એઓ પોતાની એક હદીસમાં ફરમાવે છે "**હું તમામ દુન્યા માટે મોકલવામાં આવ્યો છું જ્યારે આગલા પેગમબરો ખાસ કોમો માટે મોકલવામાં આવ્યા હતા**" એ બાબેની વધુ સાબીતી માટે ખુદાતઆલાના ફરમાનો નીચે મુજબ છે.

(૧) "(**ઓ મહમદ તું**) કહે ઓ તમો લોકો હું ખુદાતઆલા તરફથી તમો સરવે માટે પેગમ્બર છું."

(કુરાન પ્રકરણ ૭×૧૫૬).

(૨) "(**ઓ મહમદ**) **તું ફક્ત એક ચેતવણી આપનાર છે અને દરેક કોમ માટેનો હીદાયત કરનાર છે**"

(કુરાન પ્રકરણ ૧૩×૮)

(૩) "( ઓ મહમદ ) અને અમે તને નથી મોકલ્યો પણ ( એટલા માટે કે તું ) આખી દુનયાના સારૂ રહેમત થાય ( કુરાન પ્રકરણ ૨૧×૧૦૭ )

(૪) "(ઓ મહમદ તું કહે ) અને આ કોરાન મારા પર નાઝીલ થયું છે કે જેથી હું તમોને તથા જેઓને આ પહોચે તેઓને ચેતવણી આપું. ( કુરાન પ્રકરણ ૬×૧૪ )

(૫) "મુબારકછે તે (ખુદા) જેણે પોતાના બંદા (પેગમ્બર હઝરત મહમદ (સ) ) પરા કોરાન ઉતારયો છે કે જેથી એ સરવે દુનયાને ચેતવણી આપનાર થાય " (કુરાન પ્રકરણ ૨૫×૧)

(૬) અને અમે તને નથી મોકલ્યો (ઓ મહમદ) પણ સામાન્ય રીતે તમામ માણસ જાતને એક ખુશખબર આપનારને ચેતવણી આપનાર પેગામચી તરીકે પણ ઘણાખરા લોકો તે સમજતા નથી. ( કુરાન પ્રકરણ ૩૪×૨૭ )

(૭) ખચીત આ ફક્ત સરવે આલમો ( તમામ પ્રજા ) સારૂ એક ચેતવણી છે ( કુરાન પ્રકરણ ૮૧×૨૭ )

(૮) અને ( ખુદા ) તે છે જેણે તેના પેગમ્બર ( હઝરત મહમદ (સ) ) ને હીદાયત સાથે સચાઇના મઝહબ સાથે મોકલ્યો છે કે જેથી તે સરવે મઝહબો ઉપર સર્વોપરી કરે અને ખુદા સાક્ષી તરીકે બસ છે (કુરાન પ્રકરણ ૪૮×૨૮)

કદાચ કોઇ શખસ એ વાંધો લે કે તમો તમારા પેગમ્બરની સચાઇ તમારી મઝહબી કીતાબથી સાબીત કરો છો પણ તે મઝહબી કીતાબ ખુદાતઆલાના ફરમાનોની કીતાબ છે તેની શું ખાત્રી ? એનો જવાબ એ છે જે કોઇ શખસ ઇસલામના પેગમ્બરને તથા તેની કીતાબને ખોટી માને છે તેને જોઇએ કે તે પોતાના પેગમ્બરને તથા તેની કીતાબને શા આધારે ખરા માને છે તે જાહેર કરે તો તેજ

આધારે યાને તેનીજ બતાવેલી કસોટીએ અમો કોરાને શરીફ ખુદા તઆલા તરફની ખરી કીતાબ તથા હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ. ) ખુદાના ખરા પેગમ્બર તરીકે સાબીત કરી આપીશું.

આ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે દરેક કોમ ફક્ત પોત પોતાના પેગમ્બરને તથા તેની કીતાબને ખરી માને છે જ્યારે બીજાઓને ખોટા સમજેછે ઇસલામજ એક એવો મઝહબ છે જે દુન્યાની તમામ કોમોના પેગમ્બરોને વગર તફાવતે માનવા ઉપરાંત તેઓની કીતાબોને બી માનવાની તાકીદ ફરમાવે છે જેમકે ખુદાતઆલા ફરમાવે છે " કહો અમો ખુદા ઉપર ઈમાન લાવ્યા છીએ અને અમને જે ( કીતાબ ) મોકલવામાં આવી છે તેની ઉપર અને જે ઈબ્રાહીમ-ઈસમાઈલ અને ઈસહાક અને યઅકુબ અને અસબાત ઉપર મોકલવામાં આવી છે અને જે મુસા-અને ઈસા અને બીજા પેગમ્બરોને પોતાના પરવરદેગાર તરફથી જે આપવામાં આવ્યું છે તેની ઉપર અમે ઈમાન લાવ્યા છીએ. તેઓમાંના કોઈ વચ્ચે અમો ફરક ગણીશું નહીં અને અમે ખુદાને આધીન રહેનારા છીએ" ( કુરાન પ્રકરણ ૩ આયત ૮૪ )

અગર ગેર ઇસલામીઓ બી એવીજ તાલીમ શીખ્યા હોય તો શા સારૂ તેઓ દુન્યા માટેના મહાન પેગમ્બર પર ઇમાન લાવતા નથી ? જ્યારે ખુદાતઆલાનો ખુલ્લો ફરમાન એ છે જે " અને અમે કોઇ પેગમબર નથી મોકલતા પણ એટલા માટે કે ખુદાના હુકમથી તેને તાબે થવામાં આવે " ( કુરાન પ્રકરણ ૪ આયાત ૬૭)

અગર કોઇ એમ કહે જે અમારા પેગમ્બર ખુદા તરફથી હતા તેથી અમો તેઓના ફરમાન મુજબ ચાલીએ છીએ બીજાને માનવાની શી જરૂર ? તેનો જવાબ એ છે જે તમારા પેગમ્બરના ફરમાનો તે વખતની પ્રજા માટે હતા તે ઝમાનામાં જુદી જુદી પ્રજા માટે જુદા જુદા પેગમ્બરો મોકલવામાં આવ્યા હતા તે પછી દરેક

કોમમાં બગાડો થવાથી ખુદાતઆલાએ દુન્યાની તમામ પ્રજાઓને માટે એક સામાન્ય પેગમ્બર અને એક સામાન્ય મઝહબ મુકરર કર્યો અને હવે ખુદાતઆલાની નઝરમાં ઇસલામ સીવાય સરવે મઝહબો બાતીલ છે જેમકે તે ફરમાવે છે "**ખચીત ખુદાની નઝદીક (ખરો) મઝહબ ઇસલામ છે**" (કુરાન પ્રકરણ ૩ આયાત ૧૮)

વલી તે ફરમાવે છે "**મેં આજે તમારો મઝહબ તમારા સારૂ સંપુરણ કરયો છે અને તમારીપર મેં મારી મહર બાનીઓ સંપુરણ કરી છે અને હું તમારા સારૂ ઈસલામ મઝહબ પસંદ કરૂં છુ**" ( કુરાન પ્રરરણ ૫ આયાત ૫ )

વલી તે ફરમાવે છે "**અને જે કોઈ ઈસલામ સીવાય બીજા કોઈ મઝહબ પ્રમાણે ચાલશે તો તેની પાસેથી તે કબુલ કર વામાં આવશે નહી અને તે (આખેરતની આવતી ઝીંદગીમાં નુકસાન ખમનારાઓમાંનો થશે**" ( કુરાન પ્રકરણ ૩ આયત ૭૯ )

જુઓ ખુદાતઆલાના આ કેવા ગંભીર અને ખુલ્લા ફરમાનોછે. આગલા ઝમાનાના પેગમ્બરો જુદી જુદી કોમો માટેના હતા તેથીજ તેઓના મઝહબો બી અપૂર્ણ હતા જ્યારે હઝરત મહમદ ( સ ) તમામ દુન્યાની કોમો માટેના પેગમ્બર છે તેથીજ એઓએ લાવેલો ઇસલામ મઝહબ એક સંપૂર્ણ અને સામાન્ય મઝહબ છે. અગર કોઇ બી શખસને એ બાબતનો ઇનકાર હોય તો ભલે પોતાના જ મઝહબની ખુદાઇ ફરમાનો વાલી કીતાબથી સાબીત કરે કે કદી બી ખુદાતઆલાએ તેઓના મઝહબને સંપૂર્ણ કહ્યો હોય અને તેઓના પેગમ્બરને તમામ દુન્યા માટેનો પેગમ્બર કહ્યો હોય. ઇસલામીઓની એ ચેલેંજનો કોઇ બી ગેરઇસલામી શખસ કયામત સુધી જવાબ આપી શકનાર નથી. ખ્રીસ્તીઓનો સૌથી મોટો ફીરકો છે છતાં તેઓના પેગમ્બર જીસસ ક્રાઇસ્ટ ( ઇસા ( અ ) ) ફરમાવેછે કે મને કોઈ સારૂ નહી પણ ઈસરાઇલો સારૂ મોકલવામાં આવ્યો છે જેનો બાઇબલમાંનો અસલ ઉતારો નીચે મુજબ છે.

"I am not sent but unto the lost sheep of the House of Israel" Matt 15 24.

**વલી તેવણુ અપુર્ણ હોવાનુ કબુલ કરે છે અને ભવીશમાં સંપુરણ આવવાની પેશગોઇ કરે છે જ્યારે અપુર્ણ બાતીલ થઇ જશે. જેનો ખ્રીસ્તીઓની બાઈબલમાંનો અસલ ઉતારો નીચે મુજબ છે.**

'For we know in a part and we prophesy in part.

But when that which is perfect is come then that which is in part shall be done away." (1 Corinthians 13-9 to 10.)

આ ઉપરથી સાબીત થાય છે કે દુન્યાની તમામ પ્રજાઓની ફરજ છે કે પોતાનો અપૂર્ણ મઝહબ છોડી ખુદાનો તમામ દુન્યા માટેનો પસંદ કરેલો સંપુર્ણ ઇસલામ મઝહબ કબુલવો.

બીજો મુખ્ય સબબ તેઓએ પોતાનો મઝહબ છોડી ઇસલામ કબુલવાનુ એ છે જે તેઓ સરવેના મઝહબોમાં ગંભીર બગાડો થઇ ચુકયો છે. ખુદાતઆલાની અસલ મકસદ ઇનસાનને પેદા કરવાની એ છે જે તેઓ એકલા ખુદાની ઇબાદત કરે પણ તેઓએ તે ભુલી જઇ ખુદા સાથે તેની પેદા કરેલી ચીજોને પુજવાનુ શરૂ કરી દીધું. જે તેઓની વર્તણુકને ખુદાતઆલા પોતાના મુબારક કલામથી વખોડી કાહાડે છે જેમકે તે મુરતી પુજનારાઓ માટે ફરમાવે છે **"ખચીત ખુદા સીવાય તમો જેની બંદગી કરો છો તે એક માખબી ઉતપન કરી શકતા નથી જો કે તે માટે સરવે ભેગા થાય અને અગર તે માખ તેઓ પાસેથી કંઈ છીનવી લઈ જાય તો તેઓ તેની પાસેથી છોડાવી શકતા નથી"** ( કુરાન પ્રકરણ ૨૨ આયાત ૭૨ )

તે પછી તે સુરજ ચંદ્ર વગેરેને પુજનારાઓ માટે ફરમાવે છે

**"સુરજ તથા ચંદ્રને સેજદો કરો નહી પણ સેજદો કરો ખુદાને જેણે તેઓને પેદા કરયા છે અગર તમો ખુદાની બંદગી કરનારા હો તો"** (કુરાન પ્રકરણ ૪૧ આયત ૩૭)

કેટલાકો એ બહાનુ કાહાડે છે કે સુરજ ચંદ્ર આતશ પાણી વગેરે ખુદાની ઉત્તમ પેદાયશો છે તેને પુજવામાં શું નુકશાન છે? પણ એ ઉત્તમ પેદાયશો નથી. ઇનસાન તેઓ સરવેથી ઉત્તમ છે તેઓ સરવે ઇનસાનની ખીદમત સારૂ પેદા કરવામાં આવ્યા છે અને જ્યારે ખુદાતઆલાએ સાફ ફરમાવી દીધું જે તમો અગર ખરેખરી મારી બંદગી બજાવનારો હો તો એવી ચીજોને સેજદો કરો નહી છતાં પોતાના મનોવિકારને તાબે થઇ પોતાનીજ મરજીમાં આવે તેવી રીતની બંદગી કરનાર ખુદાતઆલાનો નાફરમાન અને સખત ગુનેહગાર ઠરે છે. તે પછી ખુદાતઆલા યાહુદીઓ અને ખ્રીસ્તીઓ જેઓ પોતાના પેગમ્બરોને ખુદા અને ખુદાના છોકરા બનાવી બેઠા છે તેઓ માટે ફરમાવે છે **"અને યાહુદીઓએ કહ્યું કે ઓઝા ઈર ખુદાનો દીકરો છે અને ખ્રિસ્તીઓએ કહ્યું કે મસીહ ખુદાનો દીકરો છે. આ તેઓના મોહની વાતો છે. જેઓ આગલ કાફર થયા હતા તેઓના શબ્દોને આ લોકોના શબ્દો મળતા આવે છે. ખુદા તેઓને લઅનત કરે તેઓ (ખરી બંદગીથી) કેવા ફરી જાય છે. તેઓએ પોતાના આ લીમોને અને આબીદોને અલ્લાહ સીવાય ખુદા તરીકે લીધા છે અને તેમજ મરયમના દીકરા મસીહને પણ; જ્યારે તેઓને આ સીવાય (બીજો) હુકમ કરવામાં આવ્યો ન હતો કે તેઓ એકલા ખુદાનીજ બંદગી કરે"** (કુરાન પ્રકરણ ૯ આયત ૩૦-૩૧).

એવી રીતે કોરાને શરીફમાં ખુદાતઆલાએ દુન્યાની સરવે કોમોમાં જે જે બગાડા થયા છે તે વખોડી કહાડી ઇસલામ કે જે ફક્ત એકલા ખુદાતઆલાનીજ વાહદાનીતની તાલીમ આપે છે તેનું સર્વોપરીપણું જાહેર કરી આપ્યું છે. ઈસલામ કબુલનાર પાસેથી મુખ્ય બાબતોનો જે એકરાર કરાવવામાં આવે છે તે એજ છે કે "હું

સાક્ષી આપું છું કે અલ્લાહ શીવાય બીજો કોઇ માઅબુદ ( પુજ્ય ) નથી અને મોહમદ ( સ. અ. સ ) અલ્લાહના બંદા અને રસુલ છે" આ ઉપરથી દુન્યાની દરેક પ્રજાએ જાણવું જોઇએ કે ઇસલામ કેવી સરસ તાલીમ આપનારો સાદો મઝહબ છે. ઉપલા સંગીન કારણો ઉપરાંત દુન્યાની તમામ પ્રજાઓએ શા માટે ઇસલામ કબુલવું તેની બીજી સંગીન દલીલ એ છે જે તેઓ માંહેલી કોઇ બી કોમ પાસે તેઓના પેગમ્બરો મારફતે પહોંચાડવામાં આવેલા ખુદાઇ ફરમાનો અસલ ભાષા સાથે કશા બી ફેરફાર વગર સહી સલામત રહ્યા નથી. ઇસલામની અગાઉ છેલામાં છેલી ખુદાઇ ફરમાનો વાલી કીતાબ ખ્રીસ્તીઓ પાસે હીબ્રુ ( ઇબરાની ) ભાષામાં હતી પણ હાલ તે ભાષા મુદલ વપરાસમાં નથી તેથી ખ્રીસ્તીઓ ફક્ત તેના તરજુમા લઇને ફરે છે. અને ખુદાઇ ફરમાનોમાં વખતો વખત પોતાના મનગમતા ફેરફારો કરી તરેહવાર નામની બાઇબલો પ્રગટ કરતા રહે છે. એવી એવી રીતે જ્યારે મઝહબનો મુળ પાયો તે ખુદાના ફરમાનો કોઇ બી કોમ પાસે અસલી સંપૂર્ણ હાલતમાં નથી ત્યારે તેઓ કેવી રીતે ખુદાતઆલાની તાબેદારી બજાવી શકે કે જે માટે તેઓને ખાસ પેદા કરવામાં આવ્યાછે ?

આજે દુન્યામાં ખુદાતઆલાના ફરમાનો વાલી કોઇ બી આસમાની કીતાબ અસલ ભાષા સાથે એક બી હરફના વધારા યા ઘટાડા યા ફેરફાર વગર સહી સલામત રહેલી છે તો ફક્ત ઇસલામીઓની કોરાને શરીફ છે. ખુદાતઆલા એ કીતાબ વીશે ફરમાવે છે **" આ તે કીતાબ છે કે જેમાં કોઈ ( તરેહનો ) શક નથી."** ( કુરાન પ્રકરણ ૨ આયત ૧ )

વલી તે ફરમાવે છે **" બેશક અમે આ ઝીકર ( કોરાન ) નાઝીલ કરયું છે અને બેશક અમે તેના સંભાળનાર છૈએ."** ( કુરાન પ્રકરણ ૧૫ આયત ૯ )

હવે ખુદાતઆલાએ આ કીતાબને કેવી રીતે સંભાલી છે તેનો જીવતો જાગતો પુરાવો એ છે જે ૧૩૦૦ વરસ દરમ્યાન હમેશાં દુ

ન્યાના દરેક નાહના મોહટા શહેરોમાં ખુદાતઆલાએ એવા હાફીઝો પેદા કર્યા છે જે તેઓની માદરી ઝબાન અરબી ન હોવા છતાં આખી કીતાબ તેઓને મોંહડે યાદ હોય છે. અને ઘણાખરા હાફીઝો ના બીના ( આંધલા ) હોય છે પણ ખુદાના ફઝલથી તેઓની યાદદાસ્ત શક્તી એવી તીક્ષણ હોય છે જે એક બે વાર સાંભળ્યા પછી હમેશાં તેઓને મોહડે યાદ રહી જાય છે. એ બીના જગ જાહેર છે. અગર આખી દુન્યાની સરવે કીતાબોનો નાશ થઈ જાય તો ફકત ઇસલામની એ ખુદાઇ કીતાબ સીવાય સરવે નાબુદ થઇ જાય. જ્યારે કોરાને શરીફ દુન્યાના ૪૦ કરોડ ઇસલામીઓમાંથી એવા લાખો હાફીઝો મારફતે એક બી બોલના વધારા યા ઘટાડા વગર પાછી અસલી હાલત પ્રમાણે તૈયાર થઇ શકે છે. એ ઇસલામનો અને તેના મહાન પેગમ્બર હઝરત મહમદ ( સ. અ. સ ) ની સચાઇ સાબીત કરનારો કયામત સુધી કાયમ રહેનારો મોજેઝો છે.

બીજું જ્યારે કોરાને શરીફ નાઝીલ કરવામાં આવતું હતું ત્યારે ઇસલામના વીરોધીઓ તેને પેગમ્બર સાહેબની બનાવટ કહેવા લાગ્યા જો કે તે વખતે એઓ લખી વાંચી વટીક ન જાણતા હતા ત્યારે ખુદાતઆલાએ તે વીરોધીઓને એઓ મારફતે એ ચેલેંજ કરી કે

**“ શું તેઓ કહે છે કે તે તેણે ( હઝરત મહમદ (સ) એ ) પોતેજ બનાવ્યું છે ? કહે ત્યારે તેના જેવી એક પણ સુરા ( પ્રકરણ ) લાવો, અને ખુદા સીવાય તમારાથી બને તેને ( મદદ માટે ) બોલાવો અગર તમે સાચા હો તો. ”**
( કુરાન પ્રકરણ ૧૯ આયત ૩૮ )

તે વખતે અરબોમાં શાએરોનો ઝમાનો હતો. નાહની નાહની છોકરીઓ વટીક કવી જેવી હતી છતાં કોઇએ બી તે મુજબ બનાવી લાવવાની હિમત ન કરી આટલુંજ નહિ પણ તે પછી ૧૩૦૦ વરસનો ઝમાનો ગુજરી ગયો ઇલમનો બોહળો ફેલાવો થયો છતાં કોઇ બી ઇસલામના વીરોધીઓએ એ ચેલેંજનો જવાબ આપવાની હીમત

કરી નથી. શું ત્યારે ઇસલામીઓનો કોરાને શરીફ ખુદાતઆલાનો ક લામ હોવામાં જરા બી શક છે? હરગીઝ નહિ છતાં જે કોઇ શ ખસ એનો ઇનકાર કરશે અને એ ખુદાઇ ફરમાનોને તાબે થવા ના પાડશે તે વીશે ખુદાતઆલા ફરમાવે છે.

**"અને જેઓએ ઈનકાર કરયો છે અને અમારી આયાતો ને જુઠી કહી છે તેઓ સખત આગના રહેવાસીઓ (દોઝખીઓ) છે.** (કુરાન પ્રકરણ ૫ આયત ૮૮)

આ ઉપરથી દરેક ગેર ઇસલામી પ્રજા ઉપર કેવી ગંભીર ફરઝ લટકેલી છે તે સાફ જાહેર છે. ખુદાતઆલાએ જ્યારે ઇસલામને તમામ દુન્યા માટે પોતાનો પસંદ કરેલો મઝહબ જાહેર કર્યોછે તો તે મઝહબમાં ખુબીઓ બી તેવીજ અસાધારણ રાખીછે કે જેથી ગમે એવો જંગલી માણસ બી કોરાને શરીફ મુજબ અમલ કરયાથી ફીરેશતાઇ ખસલત હાંસલ કરી શકે છે. ઇસલામની સૌથી સરસ ખુબી તો એ છે જે તેની ખરી પેરવી કરનારને તે આ દુન્યામાંજ વહી, ઇલહામ, કશફ, તથા સાચા સ્વપના મારફતે ખુદાતઆલા સાથે વાતચીત કરાવે છે. દુન્યાની જુદી જુદી કોમોનો એ દાવો છે જે ખુદાતઆલાએ અસલના ઝમાનામાં તેઓના પેગમ્બર સાથે વાતચીત કરી તે પછી કોઈ સાથે બી વાત કરીજ નથી પણ એ તેઓની માન્યતા જેમ જેમ તે પછીની કોમોમાં પેગમ્બરો જાહેર થતા ગયા તેમ તેમ તેઓની માન્યતા ખોટી પડતી ગઇ છતાં તેઓ પોતાનાજ અસલી માન્યતા પર હમણા સુધી ચીટકી બેસેલા છે જ્યારે તે પછીની કોમોએ એ વાતની સચાઈ તથા આગલા કોમોની ખોટી માન્યતા પોતાના પેગમ્બરો મારફતે જાણી લીધી છે. જ્યારે ઇસલામનો એ દાવો છે કે જેવી રીતે ખુદાતઆલાએ આગલા ઝમાનામાં પોતાના નેક બંદાઓ સાથે વાતચીત કરી હતી તેવીજ રીતે જે કોઇ પોતાના પસંદ કરેલા ઇસલામ મઝહબની ખરી પેરવી કરે છે અને કરતો રહેશે તેઓ સાથે તે કયામત સુધી એજ પોતાની ચાલતી આવેલી

સુનત જારી રાખશે એજ મુખ્ય કારણના લીધે ઇસલામ બીજા સરવે મઝહબો કરતાં પોતાને ચહડતો સાબીત કરે છે. જેને જોઇએ તે એ બીનાની સચાઇની પોતે અઝમાઇશ કરી ખાત્રી કરી શકે છે. ઇસલામની એ તથા બીજી ખુબીઓનો કાંઇક ખ્યાલ લેવો હોય તો આ કીતાબની આખેરીમાં Teachings of Islam કીતાબની જાહેર ખબર આપવામાં આવી છે તે વાંચી જોયાથી ખાત્રી થશે.

---

## ગેર ઈસલામીઓ પર અઝમાઇશ.

કોઇ બી ગેર ઇસલામી શખસ ઉપલી બાબતો ધ્યાનથી વાંચી અપક્ષપાત તોલ કરશે તો તેની ખાત્રી થઇ જશે જે તેને ઇસલામ કબુલ્યા વના છુટકોજ નથી. તેના મુખ્ય કારણો ઉપર વીગતવાર જણાવેલા છે જેનો ટુંક સાર નીચે મુજબ છે.

(૧) આગલી મઝહબી કીતાબોથી સાબીત છે કે અસલના ઝમાનાના પેગમ્બરો ચોક્કસ કોમો માટે આવેલા હતા અને તેથીજ તેઓનો મઝહબ અપુર્ણ હતો અને તેઓએ ભવીશમાં સંપુરણ મઝહબની પેશ ગોઇ કરી હતી જ્યારે પોતાનો અપુર્ણ બાતીલ થઈ જશે એમ સાફ જણાવી દીધું છે.

(૨) ગેરઇસલામી કોમો ખુદાતઆલા સીવાય મુરતીઓ સુરજ, ચંદ્ર, આતસ વગેરેને પુંજે છે, પેગમ્બરોને ખુદા તથા ખુદાના છોકરા બનાવી બેઠા છે. એ શીરકનો મહા ઝબુન ગુનાહ છે અને ખુદાતઆલાએ સાફ જણાવી દીધું છે જે કોઇ એ ગુનાહ કરશે તેના સરવે નેક આમાલ રદ જશે અને હમેશાના માટે તે દોઝખી ઠરશે.

(૩) કોઇ બી ગેરઇસલામી કોમ પાસે ખુદાતઆલાના અસલ ફરમાનો અસલ ભાષા સાથે સંપુરણ હાલતમાં નથી ત્યારે તેઓ કેવી રીતે ખુદાતઆલાની તાબેદારી બજાવી શકે કે જે માટે તેઓને ખાસ પેદા કરવામાં આવ્યા છે? છેલ્લામાં છેલ્લી સંપુરણ મઝહબની કીતાબ કોરાને શરીફ છે. અને એજ એક કીતાબમાં ખુદાતઆલાના ફરમાનો અસલી સંપુરણ હાલતમાં છે.

(૪) કોરાને શરીફ મુજબની ખરી પૈરવી કરનાર ઇસલામી સાથે ખુદાતઆલા વાતચીત કરે છે અને કયામત સુધી પોતાની એ સુંનત જારી રાખશે. કેમકે ખરા મઝહબની એજ ખુબી છે અને એવા ખુદાઈ ફઝલથી ઇનસાન દીન પર દીન તેની તાબેદારીમાં પોતાને ફના કરી વધુ અને વધુ તેવા આશીરવાદ મેલવવાની કોશેશ કરે છે કે જે માટેજ તેને આ દુન્યામાં પેદા કરવામાં આવ્યો છે. બીજા મઝહબવાળાઓ આ ખુદાઇ ફઝલથી બેનસીબ હોવાથી તેઓ એ વાત બનીજ ન શકે એવી માન્યતા રાખી બેઠા છે કે જ્યારે તે મહા કૃપાલુ ખુદાએ તમામ દુન્યા માટે કે જેઓ તેના પસંદ કરેલા મઝહબને એખત્યાર કરી તેની ખરી પેરવી કરનાર માટે હમેશ સારૂ એ ફઝલ ખુલ્લો રાખ્યો છે જેને જોઇએ તે અજમાવી શકે છે. પણ જેવી રીતે અસલના ઝમાનાની કોમો પોતાના પેગમ્બરોની ખરી તાલીમ ભુલી ગયા અને જ્યારે નવા આવતા પેગમ્બરો તેઓની કોમોને પોતાની ખોટી માન્યતાએ તથા ખોટી રસમોના મઝહબોને છોડી ખરો મઝહબ અખત્યાર કરવાની હીદાયત કરતા ત્યારે તે પ્રજા તેઓનુ માનતી નહી અને પોતાનાજ વડવાઓના ખોટી રસમોના મઝહબોને વળગી રહેતી તેવીજ રીતે દુન્યાની તમામ ગેરઇસલામી કોમ

ઈસલામના તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરને માનવાનો અને ખુદાનો સરસ ખુબીઓ ધરાવતો ઇસલામ મઝહબ કબુલ કરવાનો ઇનકાર કરે છે અને પોતાનાજ વડવાઓથી ઉતરી આવેલો ખોટી રસમોના મઝહબોને ચીટકી બેઠા છે. પણ ખુદાતઆલાને શરૂઆતથી એકજ મઝહબ મંજુર હતો અને પોતાના પેગમ્બરો મારફતે દુન્યાની સરવે પ્રજાઓને એકજ તાલીમની હીદાયત આપી હતી જેમકે તે ફરમાવે છે. "**અને ખરેખર તમારો આ મઝહબ એકજ મઝહબ છે અને હું તમારો પરવરદીગાર છું માટે તમો મારાથી ડરો પણ તેઓએ એ કામના પોતા દરમ્યાન કટકા કરયા અને દરેક કોમ પોતે જે કીધું તેમાં ખુશ છે**" (કુરાન પ્રકરણ ૨૩ આયત ૫૪. ૫૫)

આ ઉપરથી જણાશે કે ખુદાતઆલાને પોતાના એક સાદા મઝહબને લોકો પોતાના મનને ગમતી રસમો મુજબના કટકા બનાવી જુદી જુદી કોમોમાં વેહચાઇ જાય તે હરગીઝ મંજુર ન હતું તેથીજ તે જ્યારે બી પોતાના બંદાઓને ખરા મઝહબને છોડી ગુમરાહી તથા જાહેલ્યતમાં ફસેલા જોતો ત્યારે પોતાના પેગમ્બરો તેઓમાં જાહેર કરી તેઓને પાછા ખરા મઝહબમાં લાવવાનો રીવાજ જારી રાખ્યો છે તેથીજ તેણે ફરમાવ્યું છે જે "**ઓ આદમના છોકરાંઓ જ્યારે તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવે કે જેઓ તમને મારી આયતો (ફરમાનો યા નીસાનીઓ) બ્યાન કરી સંભળાવે ત્યારે જેણે પરહેઝગારી કરી અને પોતાના કામ સુધારયા તેઓને કંઈ ધાસ્તી નથી અને તેઓ દલગીર થશે નહી પણ જેઓએ અમારી આયતોને જુઠી કહી અને મગરૂરી બતાવી મોંહ ફેરવ્યું છે તેઓ આગમાં રહેનારા છે. તેઓ તેમાં સદાકાળ રહેનારા છે.** (કુરાન પ્રકરણ ૭ આયાત ૩૫—૩૬)

આ ઉપરથી જણાશે કે પેગમ્બરોનો ઇનકાર કરવો તે આખેરતના સખત અઝાબનો ભોગ થવું છે કેમકે જ્યારે પેગમ્બરો કે જેઓ ખુદાના પ્રતીનીધીઓ તરીકે ખરો મઝહબ સમજાવવા આવે છતાં તેઓનો ઇનકાર થાય તો ખુદાનો ખરો મઝહબ લોકો કેમ અખત્યાર કરી શકે? તેથીજ એવી સખત સઝાની ચેતવણી જાહેર કરી આપી છે છતાં દુન્યાનો મોટો ભાગ દુન્યાદારીમાં ચકચુર હોય છે જે થોડો ભાગ મઝહબ તરફ ધ્યાન આપે છે તેમાંથી બી અકસર પોતાના વડવાઓથી ઉતરી આવેલા ખોટી રસમોના મઝહબો પર ચીટકી બેસે છે જેનો વીગતવાર હેવાલ તથા આગલા ઝમાનાની પ્રજાઓની વરતણુક આપણે વાંચી ગયા છીએ તેવીજ વરતણુક ઇસલામના ઝમાનાથી ગેરઇસલામી કોમોથી ચાલતી આવી છે. લોકોને પોતાનો બાપીકો મઝહબ છોડી નવા મઝહબની સચાઈની ખાત્રી થવા છતાં તે અખત્યાર કરવા બહુ ભારી લાગે છે કેમકે તેથી તેઓને પોતાના કુટુંબ દોસ્ત આશનાવો તથા કોમના અકાબરોની ખફગીમાં આવી જવાનો ડર હોય છે પણ તેઓએ ધ્યાનમાં રાખવું જોઇએ કે ખુદાતઆલાએ ઇનસાનોને ખાસ પોતાની તાબેદારી માટે પેદા કરયાં છે અને ખરી તાબેદારી પોતાના પેગમ્બરો મારફતે જાહેર થાય તે સ્વીકારવાની ફરઝ તેઓપર નાખવામાં આવી છે અને તેનો ઇનકાર કરનારાઓને આખેરતની સખત અઝાબની ખુલ્લી ચેતવણીઓ આપી દેવામાં આવી છે છતાં જેઓ ચાર દાહડાની દુન્યા સારૂ ખુદાતઆલાના ફરમાનોને તાબે ન થતાં પોતાની કોમના અકાબરોની ખફગીમાં આવી જવાની બીકને લીધે ખુદાના ખરા હક મઝહબનો ઇનકાર કરશે તેઓ સારૂ ખુદાતઆલા ફરમાવે છે **“ખચીત ખુદાએ ઇનકાર કરનારને લઅનત કરી છે અને તેઓ સારૂ ઢગઢગતી આગ તૈયાર કરી છે તેમાં તેઓ કાયમ નીરંતર રહેનારા છે. તેઓને ત્યાં પોતાનો કોઈ મુરબી યા મદદગાર ન મળશે અને તે દીવસે તેઓના ચહેરા આગમાં**

**આળોટશે જ્યારે તેઓ કહેશે કે અરે અમે ઇચ્છીએ છીએ કે અમે ખુદાનો અને તેના ( નેમેલા ) પેગમ્બરનો ફરમાન માની લેતે અને તેઓ કહેશે કે ઓ અમારા પરવરદીગાર, ખચીત અમે અમારા અકાબરો અને આગેવાનોને તાબે રહયા અને તેઓ અમને આડે મારગે દોરવી લઇ ગયા "**
( કુરાન પ્રકરણ ૩૩ આયત ૬૪ )

આ ઉપરથી હરેક ગેરઇસલામી પ્રજાએ ગંભીરાઇથી વીચાર કરવું જોઇએ કે તેઓ પર કેવી સખત અઝમાઇશ ઉભેલી છે. દુન્યા નાચીઝ છે, એક સ્વપનુ છે ભવીશની આખેરતની જીંદગી અમ્મર જીંદગી છે માટે તે અમ્મર જીંદગીનુ ખરૂ સુખ હાંસલ કરવા ખુદાતઆલાના ફરમાનોને તાબે થાઓ. ભારી તો લાગશે પણ ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા ઉત્પન્ન કરી છે ત્યારથી આ અઝમાઇશ દુન્યાની હરેક પ્રજા પર મુકર્રર કરેલી છે આગલા ઝમાનાના લોકોએ ગફલતી કરી તેઓને પગલે તમો ન ચાલો તેઓને પોતાની બેદરકારી માટે યા ખરા મઝહબના ઇનકાર માટે ખુદાતઆલાને જવાબ દેવો પડશે પણ જેઓને એ ચેતવણી કારક ખુદાના ફરમાનો પોંહચી ચુકા છે છતાં તેઓ બે દરકારી દેખાડશે તો તેઓને આગલાઓ કરતાં વધારે સખત ખમવું પડશે. અને જેઓ દુન્યાનો ડર ન કરી ખુદાનો ખરો હક મઝહબ કબુલશે તે આખેરતનુ અમ્મર સુખ હાંસલ કરી શકસે તેના એકના હીમતી પગલાંથી તે પોતાનુ ભલું કરવા ઉપરાંત પોતાની આલ અવલાદનુ પોતાના આખા કુટુંબનુ પોતાના સગા વાહલાઓનુ પોતાના દોસ્ત આશનાવોનુ બલકે પોતાની આખી કોમનુ અંત વગરનુ ભલું કરવાનો સવાબ હાંસલ કરી શકસે. યા ઇલાહી તું ગેરઇસલામી કોમને તારો હક મઝહબ કબુલ કરવાની નેક તવફીક બક્ષ. આમીન.

---

# ઈસલામીઓ પર અઝમાઈશ.

ઈસલામીઓ બી અઝમાઈશમાંથી બાકાત નથી. કેમકે ખુદાતઆલાની નઝરમાં પોતાના સરવે બંદા એક સરખા હોવાથી જેવી અઝમાઈશ આગલી પ્રજાઓ પર મુકી હતી તેવીજ એઓ પર બી મુકી છે તેથીજ ખુદાતઆલા ફરમાવે છે "**શું માણસો એમ સમજે છે તેઓને એમજ છોડી દેવામાં આવશે એ કહેવાથી જે "અમે ઈમાન લાવ્યા છીએ" અને જ્યારે અમોએ એઓથી જેઓ આગળ હતા તેઓની આઝમાઈશ લીધી છે"** (કુરાન પ્રકરણ ૨૯ આયત ૧—૨)

જેવી રીતે આગલી તથા ગેર ઇસલામી કોમોએ પોતાના પેગમ્બરની ખરી તાલીમ ભુલી જઇ તરેહવાર ખોટી રસમોને ખરો મઝહબ સમજી લીધો અને જુદી જુદી કોમો તથા જુદા જુદા ફીરકામાં વેહચાઇ ગયા તેથીજ ખુદાતઆલા તેઓમાં ચોકસ વખતોએ પેગમ્બરો મોકલી તેઓને પાછા ખરા મઝહબમાં લાવતો તે વખતે જેઓને ખુદાનો ડર હતો તેઓ તે પેગમ્બર પર ઇમાન લાવતા અને ઘણાખરા તો તેઓનો ઇનકાર કરતા—એ રીતે તેઓની અઝમાઇશ લેવામાં આવી.

તેવીજ રીતે ઈસલામીઓ બી આખરે તેઓના જેવાજ ઈનસાનો હોવાથી તેઓ બી એજ ખસલતના ભોગ થયા. તેનુ કારણ એ છે જે તેઓ ખુદાતઆલાના ફરમાનો વાલી પાક કીતાબ કોરાને શરીફનુ પઢવા સમજવા તથા અમલ કરવાનુ છોડતા ગયા. જો કે તેનો જુદી જુદી ભાષાઓમાં તરજુમો થયો છે છતાં ઘણાખરા તો વાંચેજ નહી જે થોડા વાંચે તે સમજે નહી. ને જે થોડા સમજે તે તે મુજબ અમલ ન કરે ઘણા ખરા તો એનો અર્થ કાઢવાનુ ગુનાહ સમજે છે એ બાહને કે એ ઘણી ભારી કીતાબ છે વખતે ખોટો અર્થ સમજીશુ તો વધારે ગુનાહ થશે. અગર એ

કીતાબ એટલી ભારી અને સમજવાને મુશકેલ હતે તો ખુદાતઆલા એવી કીતાબ કે જે પોતાના બંદાની શકતી ઉપરાંતની હોય તે તેઓ પર હરગીઝ કાયમ નહી કરતે. અને તે પઢવા તથા તે મુજબ સમજીને અમલ કરવાની ફરઝ ન મુકતે. પણ એ લોકોનો ખોટો બાહનો છે અસલ બાબત લોકોને દુન્યાદારી કામોથી ફુરસદ નથી. એક અભણ યા થોડું શીખેલા શખસને સરકાર તરફથી કોઈ મુકદમા બાબેનો સમન આવે તો તે શખસ અગર તે ભાષાથી અજ્ઞાન હશે યા સદંતર અભણ હશે છતાં કોઈ શીખેલા માણુસ પાસે તે તરત વંચાવવા દોડશે અને તે પછી કોઈ વકીલ પાસે જઇ સલાહ લઈ મુકદમાની અગાઉ પોતાના બચાવની દરેક તૈયારી કરી રાખશે કે જેથી પોતાની ફતેહ થાય યા સઝામાંથી છુટકારો થાય. પણ એ ખુદાતઆલા તરફના સમનની એટલી કોઇ ફીકર કરતું નથી. ગોયા ખુદાતઆલા આગળ કયામતના દીને પોતાનો મુકદમો રજુ થશેજ નહી અને પોતાને કશો જવાબ દેવો પડશેજ નહી. જેઓ કોરાને શરીફને ઘણી મુશકેલ કીતાબ સમજે છે તેઓ માટે ખુદાતઆલા ફરમાવે છે. " **અને બેશક અમોએ કોરાન નસીહત લેવા માટે સહેલું કરયું છે પણ છે કોઈ નસીહત લેનાર ?** ( કુરાન પ્રકરણ ૫૪ આયત ૧૭ )

વલી તે ફરમાવે છે " **શા માટે તેઓ કોરાન વીસે ધ્યાન કરતા નથી શું તેઓના દીલ પર તાલાં છે ?** " ( કુરાન પ્રકરણ ૪૭ આયત ૨૫ )

આ પરથી સાફ જણાશે કે લોકોના ખ્યાલો ખુદાતઆલાના ફરમાનોથી કેટલા વીરૂદ્ધ છે. અને તેનુ પરીણામ એ થયું કે તેઓ આગલી પ્રજાઓ મુજબ ખરો મઝહબ ભુલી જઇ ખોટી રસમોની પેરવી કરવા લાગા. જેનો લાભ મઝહબના આલીમો તથા ધરમગુરૂઓને મલ્યો. એઓને દુન્યાદારીની મોહેની લાગી એટલે એઓએ મઝહબને એક ધંધો બનાવી લીધો જેથી પૈસો અને

ઇઝત બેઉ મલે. દુન્યાની દરેક કોમમાં મઝહબની ખરાબી કરનાર તેઓના ધરમગુરૂઓ અને અલીમો છે જે માટે ખુદાતઆલા ફરમાવે છે "**એ ઈમાનદારો બેશક ઘણાખરા ધરમગુરૂઓ અને ઝાહેદો માણસોના માલને અન્યાયથી ખાઇ જાય છે અને તેઓને (માણસોને) ખુદાના (ખરા) રસ્તાથી ફેરવી નાખે છે**" (કુરાન પ્રકરણ ૯ આયત ૩૪)

તેથી ઘણાખરા ઈસલામીઓ ખોટી તાલીમ આપનારા આલીમોના હાથમાં શીકાર થઈ ગયા અને તેઓની શીખવેલી ખોટી રસમોનેજ ખરો મઝહબ સમજી જુદા જુદા ફીરકામાં વેહચાઈ ગયા. પણ ખુદાતઆલાનો અસલથીજ એકજ મઝહબ હતું તેને હરગીઝ જુદા જુદા મઝહબો અને જુદા જુદા ફીરકા મંજુર હતાજ નહી. તેથીજ દુન્યાની તમામ કોમોને એકજ ઈસલામી ફીરકામાં શામીલ થવાનું ફરમાન જાહેર કરયું છતાં ખુદ ઈસલામીઓજ ખુદાના એકજ પસંદ કરેલા મઝહબના કટકા કરી તરેહવાર રસમોના મઝહબો બનાવી જુદા જુદા ફીરકામાં વેંહચાઇ જાય તે ખુદાતઆલા કેમ કબુલ ફરમાવે તેથીજ તેણે પોતાના મહાન પેગમ્બર સાહેબ મારફતે જાહેર કરાવી આપ્યું કે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે. જેમકે હઝરત મહમદ (સ) ફરમાવે છે કે **આગલી ઉમતે પોત પોતામાં ૭૨ ફીરકા કીધા પણ તમો તમારામાં ૭૩ ફીરકા કરશો પણ યાદ રાખજો કે તેમાંનો એકજ ફીરકો જે મારા તથા મારા સહાબીઓના તરીકાપર હશે (કે જે ખુદાતઆલાના ફરમાનો મુજબ અને પેગમ્બર સાહેબની સુનંત મુજબ અમલ કરવાનો તરીકો છે) તે સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે.** છતાં અફસોસ છે કે ઈસલામીઓએ એ ચેતવણી બી ધ્યાનમાં રાખી નહી અને જુદા જુદા ફીરકાઓમાં ખરેખર વેહેંચાઈ ગયા અને આ મુજબ પેગમ્બર સાહેબની મજકુર પેશગોઈ આબાદ ખરી પડેલી દરેક ઈસલામી ફીરકો પોતાની નઝરો નઝર જુએ છે.

આ પરથી ગેરઈસલામી કોમોએ વીચાર કરવું જોઈએ કે જ્યારે ઈસલામીઓ જેઓ ખુદાને વાહદહુ લાશરીક માને છે એટલે ખુદા સાથે કોઈ ભાગીદારને જોડતા નથી તથા તેના મહાન પેગમ્બર હઝરત મહમદ મુસ્તફા (સ. અ. સ) ને દુન્યાની તમામ કોમોનો પેગમ્બર માને છે છતાં તેઓ માંહેલા ૭૩ ફીરકામાંથી એકજ ફીરકો જે ખુદા તથા પેગમ્બરને ઉપર મુજબ **માનવા** ઉપરાંત તેઓના ફરમાનોને **તાબે** થનારો ફીરકો હશે તેજ જંનતી છે અને બાકીના તમામ ફીરકા દોઝખી છે ત્યારે ગેરઈસલામી કોમો જેઓ ખુદા ઉપરાંત બીજાઓને પુજ્ય બનાવે છે અને તેના મહાન પેગમ્બરને **તાબે** થવાનું તો રહ્યું પણ તેઓને **માનવાનો** વટીક ઈનકાર કરે છે તેઓના કેવા હાલ થશે તે લખવા કરતાં કોઇ બી આસાનીથી સમજી શકશે.

જેવી રીતે આગલી પ્રજાઓ પોતાના પેગમ્બરની ખરી તાલીમ ભુલી જઈ તરેહવાર રસમોના મઝહબો બનાવી જુદી જુદી કોમોમાં વેહચાઈ ગઈ ત્યારે ખુદાતઆલાએ તેઓને પાછા ખરે રસ્તે લાવવા વખતો વખત પોતાના પેગમ્બરો મોકલી તેઓની અઝમાયશ લીધી તેવીજ રીતે ઈસલામીઓ બી પોતાના પેગમ્બરની ખરી તાલીમ ભુલી જઈ તરેહવાર રસમોના મઝહબો બનાવી જુદા જુદા ફીરકાઓમાં વેંહચાઈ ગયા. અને તેઓને એ બી જાહેર કરી દેવામાં આવ્યું હતું જે તેઓમાંનો એકજ ફીરકો જે ખુદાતઆલાના ફરમાનો મુજબ તથા પેગમ્બર સાહેબની સુન્નત મુજબ અમલ કરનારો હશે તે સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે ત્યારે જેઓ ખોટા ફીરકામાં ફસાયલા હોય અને પોતાના ફીરકાના ધરમગુરૂઓ તથા આલીમોના હાથમાં શીકાર થયલા હોય તેઓને જો ખુદાતઆલા ન બચાવે તો દુન્યાં ખતમ થાય ત્યાં સુધી તે સરવે ખોટા ફીરકાઓમાં જેટલા લોકો જનમ પામે તે સરવે દોઝખી બનતા રહે પણ ખુદાતઆલા મહા કૃપાલુ હોવાથી જેવી

રીતે આગલી પ્રજાઓમાં વખતો વખત પેગમ્બરો મોકલતો રહ્યો તેવી રીતે આ ઇસલામી પ્રજામાં પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો રીવાજ જારી રાખ્યો છે. ફરક આટલોજ કે આગલા મઝહબો અપુરણ હોવાથી જુદી જુદી કોમો માટે શરીઅતી અથવા સ્વતંત્ર પેગમ્બરો મોકલવામાં આવતા હતા પણ ખુદાતઆલાએ ઇસલામને કામીલ યાને સંપુરણ મઝહબ બનાવી દેવાથી દુન્યા ખતમ થાય ત્યાં સુધી હવે કોઇ નવો મઝહબ લાવનાર યા સ્વતંત્ર પેગમ્બર હરગીઝ જાહેર થનાર નથી કે જેથી આ મઝહબમાં જરાએ ફેરફાર થાય. પણ એ મઝહબમાં થતા બગાડા દુર કરવા અને એને નવેસરથી પાછો તાજો અને મજબુત કરવા જેવી રીતે આગળ પોતાના પ્રતીનીધીઓ મોકલ્યા તેવીજ રીતે ઇસલામ સારૂં બી પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો વાયદો કોરાને શરીફમાં તથા પોતાના પેગમ્બર મારફતે જાહેર કરાવ્યો છે જેમ કે તે ફરમાવે છે **"ખુદાએ વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઇમાન લાવ્યા છે અને નેક અમલ કરયા છે કે બેશક તેઓમાંથી પૃથ્વી પર ખલીફા બનાવશે જેવી રીતે કે તેણે આગલ ખલીફા બનાવ્યા હતા અને તે તેઓને તેઓના મઝહબમાં કે જેણે તેઓ માટે પસંદ કરયો છે મઝબુત કરશે"** ( કુરાન પ્રકરણ ૨૪ આયત ૫૫ )

આ પરથી સાબીત થયું કે જેવી રીતે ખુદાતઆલા આગલી પ્રજા સારૂં પોતાના પ્રતીનીધીઓ મોકલી પોતાનો મઝહબ નવેસરથી મજબુત કરાવતો રહ્યો તેવીજ રીતે આ પોતાના પસંદ કરેલા ઇસલામ મઝહબને માટે બી પોતાના પ્રતીનીધીઓ મોકલી મજબુત કરસે. ખુદાતઆલાએ દુન્યાની દરેક પ્રજા પર શરૂઆતથી એક રૂહાની ઇમામ કે જે તેઓને ખુદાનો ખરો રસ્તો દેખાડે તેને ઓલખવાની ફરજ નાખી છે જેમકે તે ફરમાવે છે " **તે ( કયામતના ) દીવસે અમો દરેક પ્રજાને તેના ઇમામ સાથે બો-**

**લાવશું પછી જેને પોતાના આમાલની કીતાબ જમના હાથમાં આપવામાં આવશે તેઓ ( પોતાની ફરજ બરાબર બજાવવાથી ખુશીથી પોતાની) કીતાબ વાંચશે અને તેઓ પર જરા પણ ઝુલમ કરવામાં ન આવશે અને જે કોઇ આ દુન્યામાં (આ ફરજથી) આંધલો છે તે આખેરતમાં પણ આંધલો છે અને તે વધારે ખોટે રસ્તે ગયલો છે''** ( કુરાન પ્રકરણ ૧૭ આયત ૭૦–૭૧ )

તે મહા કૃપાલુ ખુદા પોતાના બંદાઓ એવા ઇમામને કેવી રીતે વગર ગુંચવાડે સેહેલાઈથી ઓલખી શકે તે માટે પોતાના એ મહાન પેગમ્બર મારફતે જાહેર કરાવે છે કે **“ બેશક અલ્લાહતઆલા આ ઉમતના માટે હરસદીની શરૂઆતમાં એક શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે ”** આ હદીસ શરીફથી ત્રણ બાબતોનો ખુલાસો થઈ ગયો.

(૧) દરેક સદીની **શરૂઆતમાં** એક ખાસ શખસ જાહેર થશે.

(૨) તે ખુદાતઆલાના તરફથી દીનને તાઝો કરવા ઉભો થશે એટલે તેના પ્રતીનીધી તરીકે કામ બજાવશે.

(૩) તે આખી ઈસલામી ઉમત માટે જાહેર થશે ( કોઇ ચોકસ ફીરકા સારૂં નહી )

આ હદીસ શરીફ ૧૩૦૦ વરસ થયા વંસપરમપરા ઈસલામી ઉલમાઓએ માન્ય રાખી છે. અને તે ઈસલામી ઉલમાઓએ સત્તાવાર ઠડાવેલી સીહાસીતાની હદીસો માંહેલો સહી અબુ દાઉદની છે.

ઉપરાંત નીચલી મશહુર કીતાબોમાં એ હદીસ શરીફ માન્ય રાખી ખાસ નોંધ લીધી છે.

(૧) કનઝુલ અમાલ જેમાં અહલે સુંનત જમાત તથા શીઆ-
ઓની મોતેબર હદીસો છે તેના જીલદ છઠી પાને ૨૩૮

(૨) અહેલે હદીસના મશહુર આલીમ નવાબ સીદીક હુસેનખાન
સાહેબની હજજલ કરામાને પાને ૫૧-૧૩૩

(૩) મશહુર મુજદીદ સાહેબ હઝરત શાહ વલી યુલાહની કીતાબે
ઇઝાલતલ કફા પાને ૪૧.

અને એ હદીસ શરીફની સચાઇનો સૌથી મોતેબર પુરાવો એ કે હઝરત રસુલુલ્લાહ (સ) ની પેશગોઇ મુજબ બરાબર ૧૦૦ ૧૦૦ વરસે એવા શખસો જાહેર થતા ગયા.

આવા શખસો હર સદીની શરૂઆતમાં જાહેર થઈ ખરો ઇસલામી ફીરકો કાયમ કરતા અને એ મુજબ જેવી રીતે આગલી પ્રજાઓની ખુદાતઆલાએ આઝમાઇશ લીધી તેવીજ રીતે ઇસલામી-ઓની આઝમાઇશ એઓની મારફતે લેવાનો કાનુન મુકરર કરયો જે દુન્યા ખતમ થાય ત્યાં સુધી જારી રહેસે.

અને જેવી રીતે આગલી પ્રજાઓને પોતાના ખોટી રસ-મોના મઝહબોને છોડી તેઓમાં જાહેર થતા પેગમ્બરોને માનવા ભારી લાગતું તેવીજ રીતે ઇસલામીઓને બી એ આઝમાઈશ ભારી લાગતી. કેમકે એઓ બી આબાદ આગલી પ્રજાઓ મુજબ ખોટી રસમોના ફીરકાઓમાં વેંહચાઈ ગયા છે અને પોતાના વડવાઓથી તેજ રસમો બજાવતા આવ્યા છે એટલે તે છોડી દેતાં કુદરતી ભારી લાગે કેમકે તેથી પોતાના કુટુંબમાં સગાવાહલાઓમાં તથા કોમમાં ખમવું પડે પણ ખુદાતઆલાએ ઇનસાનને પોતાની તાબેદારી સારૂંજ ખાસ પેદા કરયો છે અને એ ગંભીર ફરઝ જ્યારથી દુન્યા શરૂ કીધી છે ત્યારથી તેણે દરેક પર મુકરર કરી છે અને જે કોઈ એની નાફરમાની કરસે તેને સદા કાળ દોઝખમાં રહેવું પડશે એવી

ખુલ્લી ચેતવણીઓ પેગમ્બરો મારફતે ખુદાઈ કીતાબો મારફતે વંસ-પરમપરા પોંહચાડતો આવ્યો છે છતાં જે કોઈ ખુદાતઆલાની આ આજ્ઞાની નાફરમાની કરસે તેને પોતાનેજ આખેરતમાં ખમવું પડસે. આ જીંદગી તો એક સ્વપનો છે અમ્મર જીંદગી તો હવે પછી ભોગવવાની છે. તે અમ્મર જીંદગી દુખમાં નહી અને સુખમાં ગુજારવી હોય તો ખુદાતઆલાની આ અઝમાઈશ દુન્યાની પરવા કરવા વગર હીમતથી પસાર કરવી જોઈએ. આ દુન્યાના ચાર દાહડા કોઈ બી રીતે ગુજરી જશે. ખુદાતઆલાના આવા પ્રતીનીધીઓ જ્યારે જાહેર થાય ત્યારે સૌથી વધારે નુકસાન દરેક ખોટા ફીરકાના ધરમગુરૂઓને તથા આલીમોને થાય. કેમકે તેઓના ફીરકાઓમાંથી માણુસો ઓછા થતા જાય તેથી સૌથી વધારે વીરૂધતા દરેક ફીરકાના આલીમો તરફથીજ પહેલે થાય. એટલે સુધી કે સરવે ખોટા ફીરકાના આલીમો ભેગા મલી તેઓ પર કુફરનો ફતવો લગાડી આપે. કે કોઈ તેઓની પાસે જાય નહી. તેઓની કીતાબો વાંચે નહી. તેઓની વાતો સાંભળે નહી. પણ તે શખસ ખાસ ખુદાતઆલા તરફથી જાહેર થનારો હોય છે તે સુરજની માફક આખી દુન્યામાં ચમકી નીકલે છે. અને તે ખુદાતઆલા તરફથી ઈલિમ હાંસલ કરી મઝહબમાં પેવસ થયલા ખોટારા એવા જગ જાહેર કરી આપે છે કે જેની રૂહાની અસર દરેક ખુદાનો ખોફ રાખનારા ઈનસાનોને થાય છે જેથી તેઓ દુન્યાની જરાબી પરવા કરવા વગર ખુદાતઆલાના પ્રતીનીધીને તાબે થાય છે અને એ મુજબ દર સો વરસે ઈસલામનો ખરો ફીરકો જગ જાહેર થતો રહે છે. જેના ટેકામાં આપણા મહાન પેગમ્બર સાહેબની એ હદીસ શરીફ છે કે **“ કયામત કાયમ થાય ત્યાં સુધી મારી ઉમતમાંથી એક ફીરકો દીનની સચાઈ સાથે લોકોપર ઝાહેર બાહેર ગાલીબ રહસે. તેઓ કોઈની પરવા ન કરશે ભલે તેઓનો કોઇ મદદગાર બને યા તેઓને છોડી તેઓથી અલગ થઈ જાય ”** ( ઇબને માજા )

આગલી સદીઓમાં જાહેર થયલા ખુદાતઆલાના પ્રતીનીધીઓ ઈસલામી આલમમાં મશહુર છે જેમાંના છેલ્લા કેટલાકના મુબારક નામો નીચે મુજબ છે. હઝરત ઈમામ ગઝાલી, હઝરત સયદ અબદુલ કાદર જીલાની, હઝરત સયદ મોહીનુદ્દીન ચીશતી, હઝરત શેખ આહમદ સરહંદી, હઝરત સયદ મહમદ જુનાપુરી, હઝરત શાહ વલી ઉલ્લાહ, હઝરત સયદ આહમદ બરેલવી, હઝરત મહમદ ઈસમાઈલ શહીદ વગેરે એ લોકોએ પોતાને તે ઝમાનાના મુજદીદ યાને ખુદાતઆલા તરફથી તે ઝમાનાની ઉમત માટે દીનના તાજા કરનારા તરીકે જાહેર કરયા. જેઓનું બીજું નામ ઈમામે ઝમાન છે. ઈમામે ઝમાન તેજ થઈ શકે જે પોતાના ઝમાનાની ઈસલામી ઉમતનો દીન તાજો કરવા ખાસ ખુદાતઆલા તરફથી નેમાય. ઉપલા બુઝરગોએ પોતાના ઝમાનાની ઉમતને પોતાનો દાવો પોંહચાડયો અને પોતાને માનવાની તેઓ ઉપરની ફરઝ જાહેર કરી આપી. જેમકે તેઓમાંના હઝરત શાહ વલી ઉલ્લા સાહેબ ફરમાવે છે "જ્યારે મારા પરવર દીગાર રબ જલ જલાલે મને જાહેર કરયું છે કે તને આ... ( ઈસલામના ) તરીકતનો ઈમામ બનાવ્યો છે અને લોકોને જરૂર છે કે તેઓ તારી મોહબત કરે તારી ફરમા બરદારીને પોતાની નજાતનો રસ્તો સમજે અને હવે તે શખસ પર આસમાની બરકાત નહી ઉતરસે જે તારી સાથે અદાવત તથા કીનો રાખશે અને ન ઝમીની બરકતો પામશે. અને પુરવ અને પશ્ચીમના લોકો તારી રૈયત છે. અને તું તેઓનો બાદશાહ છે ( એટલે આ ઉમત રૂહાની સલતનત છે અને તું તેઓનો ઈમામ છે ) **અને લોકો તારી આ હકીકતથી જાણીતા થાય યા ન થાય અગર તેઓ તને ઓલખશે તો કામ્યાબ થશે અને અગર ન ઓળખશે તો નુકશાન ઉપાડશે** " ( જુઓ તેઓની કીતાબ તફીમાતે ઈલાહી ).

તે પછી હઝરત મહમદ ઈસમાઈલ શહીદ રહેમત અલ્લાહ અલેહી પોતાની કીતાબ "મનસબે ઈમામત" માં ફરમાવે છે

"અગર કોઇ (ગેરઈસલામી) શખસ હઝાર તરેહથી ખુદાની મારીફત તથા નફસની ઈસલાહ સારૂ કોશેશ કરે અને (તે બી) ખરી કોશેશ કરે છતાં જ્યાં સુધી ખુદાતઆલાના રસુલ (હઝરત મહમદ સ.) પર ઇમાન ન લાવશે નજાતે આખરી હરગીઝ નસીબ ન થશે ને ખુદાના ગઝબથી તથા જહાનમના અઝાબથી ખલાસી ન પામશે તેવીજ રીતે અગર કોઇ (ઈસલામી શખસ) શરીઅતી ઇબાદત તથા દીની ફરમાનબરદારી બજાવી લાવે અને ઈસલામી અહકામોમાં પુરેપુરી કોશેશ કરે પણ જ્યાં સુધી પોતાના વખતના ઈમામની તાબેદારીમાં ગરદન ન મુકશે અને તેની ઇમામતનો એકરાર ન કરશે હરગીઝ તેની મઝકુર ઈબાદત આખેરતમાં કામ ન આવશે અને રબે ખદીરની પકડથી ખલાસી ન પામશે જેવી રીતે નબી કરીમે (સ) ફરમાવ્યું છે કે "જે કોઈ પોતાના ઝમાનાના ઇમામને ન ઓલખશે અને મરશે તે બેશક જહાલતની મોતે મુઓ" (એટલે ઇસલામના પહેલાંની જહાલતના ઝમાનાના કાફરોના જેવી મોતે મુઓ).

આ ઉપરથી મઝહબ એક કેવી ગંભીર બાબત છે અને દરેક ઇસલામી તથા ગેર ઇસલામી શખસના માથે કેવી ગંભીર અઝમાઇશ ઉભી છે તે આસાનીથી સમજી સકાશે

ઉપલી જાહેરાતથી બે બાબતોનો ખુલાસો રોશન થઇ ગયો એક તો એ કે આ ઇસલામી ઉમતને પોતાના ઝમાનાના ઇમામની જાહેર થવાની ખબર (દાવત) પોંહચે યા ન પોંહચે તેઓએ પોતાના વખતના ઇમામની તલાશમાં રહેવું જોઇએ કેમકે ખૂદાતઆલાએ પોતાના પેગમ્બર મારફતે પોતાનો પ્રતીનીધી હર સદીની શરૂઆતમાં જાહેર થશે એવું ખુલ્લુ બયાન જાહેર કરી આપ્યું છે જેથી દરેક ઇસલામીપર એક અતી અગત્યની ફરઝ થઈ પડી કે જેવી નવી સદી શરૂ થઈ કે ખુદાતઆલાના પ્રતીનીધીની ઇંતેજારીમાં

રહે ને જ્યારે તે શખસ ઇસલામના સરવે અહકામોનો બરાબર પાબંદ જણાય અને ઇસલામ મઝહબમાં જે કાંઇ બગાડો દાખલ થઇ ગયો હોય તે કોરાને શરીફ મુજબ હક જાહેર કરી આપનારો જણાય તો તેને ઝમાનાના ઇમામ તરીકે કબુલ રાખી તેની બઇઅત કરી તેની જમાતમાં દાખલ થઇ જાય.

બીજી બાબત જે બીજા સાહેબના ખુલાસાથી જાહેર થઈ ગઇ તે એ છે જે એક ઇસલામી ગમે તેટલી ઇબાદત કરે અને ઇસલામના બીજા અહકામો જેવા કે રોઝા ઝકાત હજ વગેરે બરાબર બજાવતો રહે છતાં જ્યાં સુધી તે પોતાના ઝમાનાના ઇમામને ન ઓળખશે તેના સરવે આમાલ રદ છે. જેવી રીતે કે એક ગેર ઇસલામી શખસ પોતાના મઝહબમાં રહી ગમે તેટલી બંદગી બજાવી લાવે છતાં જ્યાં સુધી ખુદાતઆલાના તમામ દુન્યા માટેના મહાન પેગમ્બરને માની ઇસલામીઓની જમાતમાં શરીક ન થાય ત્યાં સુધી તેના સરવે આમાલ રદ છે. કેમકે ખુદાતઆલાએ એ સાફ ફરમાવી આપ્યું છે કે ઇસલામ સીવાય તેને બીજો કોઇ મઝહબ મંજુરજ નથી કેમકે આગલા તમામ મઝહબોમાં ઘણા બગાડા દાખલ થઇ ગયા છે તેથીજ ઇસલામ મઝહબ દુન્યાની તમામ કોમો માટે મુકરર થયો છે તેને તાબે થવુંજ જોઇએ તેવીજ રીતે ઇસલામીઓએ પોતાના મઝહબમાં ગણા બગાડા કરી નાખી ૭૩ ફીરકામાં વેહચાઇ ગયા અને જ્યારે એ બી બાબત જાહેર થઇ ગઇ છે કે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે અને ખરો ફીરકો તેજ છે જે હર સદીની શરૂઆતમાં પોતાના પ્રતીનીધી મારફતે તાજો થાય તેને ઝમાનાના ઇમામ તરીકે માની તેની બઇઅતમાં દાખલ થઇ તેની જમાતમાં શામીલ થઇ જવું છતાં જે કોઇ પોતાના ખોટા ફીરકામાં રહી ગમે તેટલી નેકીઓ બજાવશે તે રદ જશે જેવી રીતે એક ગેરઇસલામી પોતાના ખોટા મઝહબમાં રહી ગમે તેટલી નેકીઓ બજાવશે તે રદ છે.

પણ જેવી રીતે એક ગેરઇસલામીને પોતાનો મઝહબ છોડી

ઇસલામ કબુલતાં ભારી લાગે છે તેવીજ રીતે એક ઇસલામીને પોતાનો ફીરકો છોડી ઇમામે ઝમાનનો ફીરકો કબુલતાં ભારી લાગે છે.

ગેરઇસલામીઓ હજી દયાને પાત્ર છે કેમકે તેઓને એક નવોજ મઝહબ એખત્યાર કરવાની ફરઝ પડે છે જ્યારે ઇસલામીઓને કોઇ નવો મઝહબ એખત્યાર કરવો પડતો નથી. તેને તો એજ મઝહબની પાબંદી કરનાર ઇમામે ઝમાનના સાચા ફીરકામાં સામેલ થવું છે. પણ દુન્યાના ડરના લીધે જેવી રીતે એક ગેરઇસલામીને ઇસલામ કબુલ કરતાં ભારી લાગે છે તેવીજ રીતે એક ઇસલામીને દુન્યાના ડરના લીધે પોતાનો ખોટી રસમો વાલો મઝહબ છોડી સાચો ફીરકો કબુલ કરતાં ભારી લાગે છે. ભારી તો કુદરતી રીતે સરવેને લાગેજ પણ જ્યારે ખુદાતઆલાએ ઇનસાનને પોતાના તાબેદારી માટેજ પેદા કરયો છે અને જ્યારથી દુન્યા શરૂ કીધી છે ત્યારથી દરેક પ્રજા પર એ અઝમાઇશ જારી થયલી છે ત્યારે આપણે એ અઝમાઇશમાંથી કેવી રીતે છટકી શકયે ? ખુદાતઆલાનો કાયદો પોતાના સરવે બંદાઓ માટે અપક્ષપાત છે પછી તે ઇસલામી હોય યા ગેરઇસલામી તવંગર હોય યા ગરીબ મરદ હોય યા ઓરત સરવેને એ અઝમાઇશમાંથી દુન્યા ખતમ થાય ત્યાં સુધી પસાર થવું છે જેને આખેરતનો ડર હશે તે આ દુન્યાની ચાર દાહડાની જીંદગીમાં જો થોડુ દુખ ખમશે તો આખેરતની અમ્મર જીંદગીમાં બેહદ સુખ પામશે. અને જે આ એક સ્વપના જેવી જીંદગીમાં થોડુ દુખ ખુદા ખાતર ન ઉપાડશે તે આખેરતની અમ્મર જીંદગીમાં દુખદાયક અઝાબનો ભોગ થશે. ખુદાતઆલા સરવેને નેક હીદાયત બક્ષે આમીન.

---

# ઈસલામીઓનો હાલના ઝમાનાનો ઈમામ કોણ છે?

ઈસલામ ખરો મઝહબ છે તેની સાબેતીઓ હમેશા જારી રહી છે. તે એ છે કે તેના મહાન પેગમ્બર હઝરત મહમદ (સ.) એ ૧૩૦૦ વરસ ઉપર જે જે પેશગોઈ કરી હતી તે હરઝમાનામાં ખરી પડતી જાય છે તેમાંની સેંકડો પેશગોઈઓ આ ઝમાનામાં ખરી પડી છે જેમાંની એક એ છે જે "બેશક અલ્લાહતઆલા હર સદીની શરૂઆતમાં આ ઉમતના માટે એક શખસને ઉભો કરશે જે દીનને તાઝો કરશે" અને તે મુજબ જેવી રીતે હર સો સો વરસે ખુદાતઆલાના પ્રતીનીધી તરીકે એવા શખસ જાહેર થતા રહ્યા તેવીજ રીતે આ સદીની શરૂઆતમાં **હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ** પંજાબ તરફ આવેલા **કાદયાન** ખાતે જાહેર થયા. અને જ્યારે એઓએ પોતે ઈમામે ઝમાન અને ખુદાતઆલા તરફનો પ્રતીનીધી હોવાનો દાવો રજુ કરયો અને પોતાને માનવાની દાવત પુગાડી કે વંસપરમપરાથી ઉતરી આવેલી ખસલત મુજબ આ ઝમાનાના લોકોએ બી એઓને માનવાનો ઈનકાર કરયો એટલુંજ નહી પણ જુદા જુદા ફીરકાઓના ધરમગુરૂઓ તથા આલીમોએ (જેઓ જો કે હમેશા પોત પોતામાં મરાય) પણ આ શખસને સામાન્ય દુશમન લેખી સરવે ભેગા થઈ હમેશા ચાલતી આવેલી રીતી મુજબ એઓ પર બી કુફરનો ફતવો લગાડી આપ્યો. અને જે કોઈ એઓને માને તે કાફર છે એઓને માનનારાઓને મસજીદમાં ન આવવા દેવા એઓને કબ્રસ્તાનમાં દફન ન થવા દેવા. એઓને કોઈ પોતાની છોકરી નીકાહમાં ન આપે જે કોઈએ આપેલી હોય તે બી લઈ લેવાનો એખત્યાર રાખે છે વગેરે વગેરે વાતો વાએઝો જાહેર ખબરો ન્યુસ પેપરો ચોપાન્યા તથા કીતાબો મારફતે ઈસલામી આલમમાં ફેલાવી આપી. અગર એઓ ખોટા શખસ હતે તો ઉપલા ફતવાથી દબી જતે અને લોકોમાંથી કોઈ બી એઓને

માનવાની હીંમત ન કરતે. પણ એ શખસ ખુદા તરફના હતા કેમ કે આપણા મહાન પેગમ્બર સાહેબે ફરમાવ્યું છે કે સદીની શરૂઆતમાં દીનને તાજો કરવા જે જાહેર થશે તે ખાસ ખુદાતઆલા તરફથી નેમાશે. હવે જે શખસ ખુદાતઆલા તરફથી નેમાય તેની સાંબે આખી દુન્યાબી વીરૂધ થાય છતાં તેઓનીજ હાર થાય. તેથી ખુદાતઆલાએ એઓ મારફતે આખી દુન્યાને ચેતાવી આપવા ફરમાવ્યું કે "દુન્યામાં એક ચેતવણી આપનાર આવ્યો પણ દુન્યાએ તેને કબુલ્યો નહી. પણ ખુદા તેને કબુલશે અને જોરાવર હુમલાઓથી તેની સચાઈ સાબીત કરશે"

હઝરત મીરઝા સાહેબે ૧૮૮૦ થી ૧૮૮૪ માં એક કીતાબ નામે બુરહાને આહમદયા ચાર ભાગોમાં પ્રગટ કરી કે જે વખતે એઓ પોતાના દાવાથી બી અજાણ હતા તે વખતે ખુદાતઆલાના જે જે ફરમાનો મળતા હતા તે તેઓ છપાવી જાહેર કરી આપતા હતા જેમાં ખુદા ફરમાવે છે "તે વખત આવ્યો છે કે જ્યારે તને મદદ કરવામાં આવે અને તું સરવે લોકોમાં જાણીતો થાય.... અને હું ઘણાઓને તારી પૈરવી કરાવીશ અને તાબે કરાવીશ. અને અને હું તને તેઓનો હીદાયત કરનાર બનાવીશ. હું આસમાનથી લોકોને વહી કરીશ કે જેથી તેઓ તારી મદદ કરે. લોકો દુન્યાના દુર દુરના છેડાથી તારી પાસે દોડતા આવશે. અને ઊંડી અને દુરની રાહોથી તને મદદ મલશે. તેથી એ જરૂરી છે કે તું તેઓની મોટી સંખ્યા જોઈ ફેરવી ન નાંખે યા કંટાલી ન જાય બલકે તેઓની મુલાકાત મહેરબાનગીથી અને ખુશ અખલાકથી કરજે...."

એવા એવા ઇલહામો એઓને એવે વખતે થયા કે જ્યારે એઓ તદન એકલા હતા. અને એઓનો એક બી માનનારો ન હતો. અને કાદયાન એક એવો ગામ છે કે ત્યાં નથી રેલવે કે નથી કોઈ સારો રસ્તો તે ગામથી ૧૨ માઇલ દુર બટાલા નામનો રેલવે સ્ટેશન છે. એ ૧૨ માઇલનો રસ્તો કંટાલા ભરી મુસાફરી

છે છતાં ખુદાતઆલાએ હજારો લોકોને એઓની સચાઇ વીસે ઇલહામ તથા સ્વપના મારફતે ખબર આપી. સેંકડો ઇસલામી બુઝરગોને ખુદ આપણા મહાન પેગમ્બર સાહેબે સ્વપનામાં આવી એઓની સચાઈ જાહેર કરી જેની લેખીત શહાદત તે બુઝરગોએ ગંભીર કસમો સાથે પ્રગટ કરી આલીમ લોકોના ફતવાની દરકાર કરયા વગર કાયદાન ગયા. હઝરત મીરઝા સાહેબની મુલાકાત કરી એઓની જમાતમાં શામીલ થયા અને રફતે રફતે લોકોને એઓના દાવાની સચાઈની ખાત્રી થતી રહેવાથી હાલ તે જમાત ૪ થી ૫ લાખ ખરા ઇસલામીઓની બની છે. અફસોસ છે કે ઇસલામીઓ એઓનો ઇનકાર કરવા પેહલાં જરા બી વીચાર કરતા નથી કે ઇસલામીઓનો આ ૧૩૩૪ મો સાલ ચાલે છે એટલે નવી સદી શરૂ થઇને ૩૪ વરસ ઉપર થઇ ચુકા જયારે રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ની પેશગોઇ મુજબ શદીની શરૂઆતમાંજ એક શખસ ખુદાના પ્રતીનીધી તરીકે દીનને તાજો કરવા સારૂ બાહેર પડવું જોઇએ. અગર એઓ ખોટા હતે તો બીજો જે સાચો હતે તે જાહેર થઇને એઓનુ ખોટારૂ સાબીત કરીને પોતાની સચાઇ જાહેર કરી આપતે પણ આજ દીન સુધી એઓની વીરૂધ કોઇ બી દાવેદાર પોતે ખુદાનો ખરો પ્રતીનીધી હોવાનુ સાબીત કરયું નથી. સાબીત કરવાતુ તો રહ્યું ઠેકાણે પણ કોઇએ દાવો વટીક નથી કરયો કે રસુલુલ્લાહ ( સ. અ. સ ) ની પેશગોઇ મુજબ આ સદીનો ખુદાનો ખરો પ્રતીનીધી હું છું જેથી એઓજ ખુદાના ખરા પ્રતીનીધી હોવાની સચાઇ વગર તકરારે અને વગર હરીફાઇએ સાબીત થઇ ગઇ. એમ તો કદી બનેજ નહી કે એઓ તો ખોટા હોય ને બીજો સાચો બી જાહેર ન થાય એમ જો થયું તો ઈસલામ બી સાચો ન રહ્યા ન તેઓના મહાન પેગમ્બર સાહેબ. ખરા મઝહબની સચાઇ સાબીત કરનારો એ ઇસલામનો તથા તેના મહાન પેગમ્બરનો મોજેઝો છે કે ૧૩૦૦ વરસ ઉપર એઓની કરેલી પેશગોઇ મુજબ હર સદીની શરૂઆતમાં ઈસલામને તાજો કરનારો ખુદા તરફનો એક પ્રતીનીધી જાહેર થાય છે. જયારે બીજા તમામ મઝહબો રદ

બાતલ થઇ જવાથી તેઓમાં હજારો વરસ થઈ જવા છતાં ખુદા તરફથી કોઇ પ્રતીનીધી જાહેર થતો નથી. એટલુંજ નહી પણ તેની વધારે ખાત્રી એ બીનાથી છે કે ગેરઇસલામી કોમો માંહેલા કોઇ બી પેગમ્બરે એવી પેશગોઇ વટીક નથી કરી કે તે મઝહબને તાજો કરવા તેમાં ખુદાતઆલા તરફના પ્રતીનીધી જાહેર થશે. બલકે તેઓએ સાફ જાહેર કરી આપ્યું કે અમો અપુર્ણ છેએ અને જ્યારે સંપુરણ આવશે ત્યારે એ અપુર્ણ બી રદ બાતલ થઇ જશે. અને તે મુજબજ થયું. ત્યારે શું ઇસલામીઓ બીજા બાતીલ મઝહબ મુજબ ઇસ-લામને બી બાતલ કરવા બેઠા છે? તેઓ હજાર ખોટી ઇચ્છા રાખે પણ ખુદાતઆલા પોતાના પસંદ કરેલા મઝહબની તથા તેના મહાન પેગમ્બરની સચાઇમાં ફરક કેમ આવવા દે? જ્યારે તેણે કોરાને શરીફમાં પોતાના મઝહબને મજબુત કરવા પોતાના પ્રતીનીધીઓ મોકલવાનો ખુલ્લો વાયદો કરયો છે અને પેગમ્બર સાહેબ મારફતે તે પ્રતીનીધી કયારે જાહેર થશે તેનો વખત બી બતાવી આપ્યો કે લોકોમાં કાંઇ મતફેર યા ગુંચવાડો ન રહે અને તે મુજબ હર સદીની શરૂઆતમાં એવા ખુદાતઆલાના પ્રતીનીધીઓ જાહેર થતા રહ્યા ત્યારે આ સદીમાં શા સારૂ જાહેર ન થાય? બલકે ઇસલા-મીઓની હાલત બહુજ ખરાબ થઇ રહી છે કે જે દરેક ફીરકા વાલા કબુલ કરે છે, લાંબા લાંબા લખાણો પ્રગટ કરે છે, મોટી મોટી વાયઝો આપે છે, છતાં જ્યારે ખરો પ્રતીનીધી જાહેર થાય છે ત્યારે પોતાની ગુમરાહી અને જહાલતના લીધે સાંઓ તેના પર કુફરનો ફતવો લગાડી આપે છે એ ગોયા ખુદાતઆલા સાથે જંગ કરવા બરાબર છે જેની સાબેતી રસુલુલ્લાહ (સ. અ. સ)ની હદીસ શરીફથી છે જે **"અલ્લાહ ફરમાવે છે જેણે મારાવલીની દુશમની કરી તો તે બેશક મારી સાથે લડવા નીકલ્યો."** (બુખારી) એ મુજબ હરેક ઇસલામી જે હઝરત મીરઝા સાહેબનો ઇનકાર કરે છે તે ખુદાતઆલા સાથે લડવા નીકલ્યો છે કેમકે હઝરત મીરઝા સાહેબને ખુદાતઆલાએ પસંદ કરી પોતાના પ્રતીનીધી તરીકે જાહેર કરયો તેનો ઇનકાર કરવું તે ખુદ ખુદાતઆલા સાથે લડવું

છે જેવી રીતે કે કોઇ બાદશાહ પોતાની પ્રજામાં પોતાનો વાઇસ રાય મોકલે તેનો કોઇ ઈનકાર કરે તે રાજ્ય સામેનો ફીતુરી ઠરે છે તેજ દાખલો આબાદ અત્રે લાગુ પડે છે.

હઝરત મીરઝા સાહેબને જાહેર થઇને ૩૪ વરસ થઇ ચુકા એટલે હવે એઓની સચાઇ વીસે એક પલવાર બી શક ન કરી શકાય કેમકે આટલી લાંબી મુદત દરમ્યાન એઓની વીરૂધ કોઈ દાવેવાર ઉભો ન થયો અને હવે પછી કોઇથી ઉભો થઇ શકાયજ નહી. કેમકે ખુદાતઆલાએ તે શખસનો જાહેર થવાનો વખત સદીની શરૂઆતનોજ ઠડાવી આપ્યો છે. જયારે હમણા તો નવી સદી શરૂ થઇને ૩૪ વરસ ઉપર થઇ ચુકા આટલી ખુલ્લી બાબત છતાં લોકો એઓને જાજા પ્રમાણમાં માનતા નથી તેના બે કારણો છે.

એક તો લોકોનો મોટો ભાગ દુન્યાદારીમાં ચકચુર છે. મઝહબ તરફ બીલકુલ ધ્યાન આપતા નથી.

બીજું જેઓ મઝહબ તરફ થોડુ ઘણું ધ્યાન આપે છે તેઓ પોતપોતાના ફીરકાઓના આલીમોના હાથમાં ફસાયલા છે. અને જયારે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે તો બાકીના સરવે ફીરકાઓના આલીમો પોતાના ફીરકાના લોકોને પોતાનીજ ખોટી માન્યતા પ્રમાણે ચાલવા કહે તેમાં શું શક રહ્યો ?

ત્યારે ખુદાતઆલા જે મહા કૃપાલુ છે તે પોતાના બંદાઓને એવા આલીમોના હાથમાંથી છોડાવવા સારૂ જયાંસુધી પોતાનો પ્રતીનીધી ન મોકલે ત્યાંસુધી તેઓ બીચારા ખોટા ફીરકામાં રહી દોઝખી થતા રહે તેથીજ ખુદાતઆલાએ હરઝમાનામાં પોતાનો પ્રતીનીધી મોકલવાનું ચાલુ રાખ્યું છે. ખુદાતઆલા જયારે ઇનસાનની દુન્યાદારી જીંદગી સારૂ આટલો મોટો બંદોબસ્ત કરી રાખ્યો છે ત્યારે તેઓની રૂહાની જીંદગી કે જે ઇનસાનની હવે પછીની અમ્મર જીંદગી છે તે સારૂ કાંઇ બંદોબસ્ત ન કરે ? જરૂર કરે

અને તે મુજબ હર સદીની શરૂઆતમાં પોતાનો પ્રતીનીધી મોકલી સાચો ફીરકો કાયમ કરે છે. દાનેશમંદ વાંચનારાઓ ગોર કરો. તમારા ફીરકાના કહેવાતા આલીમોને પગલે ન ચાલો. હરેક ઇસલામી પર સાચો ફીરકો શોધવાની ફરજ છે.

આપણે ગેરઇસલામીઓને શીખામણ આપ્યે છીએ જે જ્યાં સુધી તમો તમારો મઝહબ છોડી ખરો ઇસલામ મઝહબ કબુલશો નહી ત્યાં સુધી તમારી નજાત થનાર નથી જ્યારે તેઓપર આવી સખત આઝમાઇશ થાય ત્યારે શું આપણા પર કોઇ આઝમાઇશ નહી? અગર ખુદાતઆલા તેઓને ઇસલામીઓમાં જન્મ આપતે તો તેઓ બી ઇસલામી ઇબાદતો બજાવી લાવતે અને અગર આપણો જન્મ ગેરઇસલામીઓમાં થતે તો આપણે બી ગેરઇસલામી ઇબાદતો બજાવતે. ત્યારે શું ફક્ત તેઓ ગેરઇસલામીમાં જન્મ પામવાથીજ તેઓની નજાત થનાર નથી અને આપણે ઇસલામીમાં જન્મ પામવાથીજ આપણી નજાત થનાર છે? અગર એમજ હોય તો (નઉઝબીલ્લાહ) ખુદા બે ઇનસાફી ઠડયો. પણ ખુદા હરગીઝ બેઇનસાફી નથી. તેના જેવો આદીલ કોઇજ નથી. ત્યારે એનો જવાબ શું? એનો જવાબ એજ છે કે જેવી રીતે ગેરઇસલામીઓએ ખુદાતઆલાનો મઝહબ બગાડી નાખી જુદી જુદી રસમોનો મઝહબ બનાવી બેઠા તેથી ખુદાતઆલાએ તેઓ પર સાચો મઝહબ ઇસલામ એખત્યાર કરવાની ફરજ નાખી તેવીજ રીતે ઇસલામીઓએ બી ખુદાના એકજ મઝહબના ટુકડા કરી જુદી જુદી રસમોના ફીરકા બનાવી બેઠા તેથી ખુદાતઆલાએ તેઓપર સાચો ફીરકો એખત્યાર કરવાની ફરજ નાખી. અને પોતાના પેગમ્બર મારફતે સાફ જાહેર કરાવી આપ્યું જે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે. ઇસલામીઓ જેઓ જુદા જુદા ફીરકામાં વેહચાઇ ગયા છે તે કેવી રીતે એક સાચા ફીરકામાં એકત્ર થાય જ્યારે હરેક ફીરકો પોતાનો જ ફીરકો સાચો હોવાનો ઝનુન રાખે છે. અગર બે ચાર માણુસો જેઓ મઝહબી ઝનુન પોતામાં રાખતા હોય તેઓને એકંત્ર કરવાનુ

સખત મુશકીલનુ કામ છે ત્યારે કરોડો ઇસલામીઓ જેઓ જુદા જુદા ફીરકામાં વહેંચાઇ ગયા છે તેઓ સરવેના ફીરકા રદ કરી એક સાચો ફીરકો કેવી રીતે સ્થાપી શકાય ? એ કામ ખદાતઆલા સીવાય બીજા કોઇથી બજાવી શકાયજ નહી તેથીજ ખુદાતઆલાએ હર સદીની શરૂઆતમાં પોતાનાજ ખાસ નેમેલા પ્રતીનીધી મારફતે સાચો ફીરકો કાયમ કરવાનો વાયદો આપણા મહાન પેગમ્બર સાહેબ મારફતે જાહેર કરી આપ્યો. અને તે શખસ આખી ઇસલામી ઉમત માટેનો દીન તાજો કરનારો હોવાથી અને તે ખાસ ખુદાતઆલા તરફથી એ કામ માટે જાહેર થનાર હોવાથી તેવા ઇમામે ઝમાનને માનવાની સખત તાકીદ આપણા હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) એ ફરમાવી છે જેમકે તેઓ ફરમાવે છે. “ જે શખસ પોતાના ઝમાનાના ઇમામને ઓલખ્યા વગર મરશે તે બેશક જહાલતની મોતે મરશે ” ( એટલે ઇસલામની પેહલેના જહાલતના ઝમાનાના કાફરોના જેવી મોતે મરશે ” ( અબુ દાઉદ. )

વળી તેઓ ફરમાવે છે “ જે શખસ વગર ઇમામે મરી ગયો તો તે જહાલતની મોતે મુઓ અને જેણે ઇમામની તાબેદારીથી હાથ ઉઠાવી રાખ્યો ( ઇનકાર કરયો ) તેની પાસે કયામતના દીને ( પોતાના છુટકારાની ) હુજત ન હશે ” (અબુ દાઉદ )

આ ઉપરથી દરેક ઇસલામી સમજી શકસે કે પોતા પર ઇમામે ઝમાનને ઓલખી તેને તાબે થવાની કેવી ગંભીર ફરઝ ઉભી છે.

અગર કોઇ શખસને હઝરત મીરઝા સાહેબને માનવાનો ઇનકાર હોય તો તેના પર ફરઝ છે કે બીજા કયા શખસે ખુદાતઆલાના વાયદા મુજબ સદીની શરૂઆતમાં જાહેર થઇ આખી ઇસલામી ઉમતનો દીન કોરાને શરીફ તથા હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ )ની સુંનત મુજબ તાજો કરી પોતાનો ઇમામે ઝમાન

હોવાનો દાવો પેશ કરયો છે તે બતાવે કેમકે હરેક શખસ જે પોતાના ઝમાનાના ઇમામને ઓળખ્યા વગર મરસે તેને હઝરત રસુલુલ્લાહ (સ) એ જાહેલીઅતની મોતે મરનાર તરીકે ઠડાવ્યો છે. તેથી તેના પર પહેલી ફરઝ એ છે કે ઉપલી શરતો મુજબનો ઇમામને ઓલખે. પણ જેણે મજકુર ઇમામને ઓલખવાની દરકાર ન કરી યા ઓલખીને તેને તાબે થવાની ના પાડી તે વીસે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે કે કયામતના દીને તેની પાસે પોતાના છુટકારાની કસી હુજત ન રહેસે.

પણ સૌથી મોટો ગુનેહગાર તે શખસ છે જે હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ના આ સખત તાકીદી ફરમાનો મુજબ પોતાના ઝમાનાના ઇમામને ઓળખવાની દરકાર કરતો નથી એટલુંજ નહિ પણ જ્યારે ખુદ તે ઇમામે ઝમાન તરફથી તેની સચાઇની સાબેતીઓ કોઇના બી મારફતે પુરી પાડવામાં આવ્યા છતાં તેને ખોટો દાવેદાર સમજી તેનો ઇનકાર કરે છે તે હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ની હદીસ શરીફ મુજબ ખુદાતઆલા સાથે જંગ કરનારો ઠડે છે. કેમકે જેને ખુદાતઆલાએ પોતાના જાહેર કરી આપેલા ફરમાન મુજબ જેવી રીતે આગલી સદીઓમાં પોતાના પ્રતીનીધીઓ જાહેર કર્યા તેવીજ રીતે જ્યારે આ સદીની શરૂઆતમાં હઝરત મીરઝા સાહેબને આ ઇસલામી ઉમતનો દીન તાજો કરનાર પ્રતીનીધી નેમ્યો તેને એક ખોટા દાવેદાર તરીકે એક જુઠો શખસ ઠેડાવવાની સરકશી તથા તકોબરી કરવી તે ખુદાતઆલા સાંબે જંગ કરવું નથી તો શું છે ?

કેટલાકો એ બાહને એઓને માનવાનુ ફરઝ નથી સમજતા કે એઓ જેવા બીજા ઘણા છે જેઓ ઇસલામની ખીદમત કરે છે જ્યારે તેઓ માંહેલા કોઇને માનવાની ફરઝ નથી ત્યારે એઓને માનવાની શી જરૂરત! તેઓએ જાણવું જોઇએ કે ઇસલામમાં અસંખ્ય ફીરકા છે દરેક ફીરકાના આલીમો પોત પોતાની માન્યતા મુજબ

ઈસલામની ખીદમત કરવાનો દાવો કરે છે પણ તેઓ માંહેલા એક સીવાય બાકીના સરવે ખોટા અને દોઝખી હોવાથી ઈસલામી આલમ કયા ફીરકાના આલીમની વાત સાચી માને અને કોણુની ખોટી માને? એ સરવે ગુંચવાડાનો નીકાલ હર ઝમાનામાં દુર કરવા ખાતરજ ખુદાતઆલાએ હર સદીની શરૂઆતમાં આખી ઈસલામી ઉમત માટેનો દીન તાજો કરવાનો વાયદો જાહેર કરાવ્યો અને તેજ શખસ ઈમામે ઝમાન ઠડે અને તેને એકલાનેજ માનવાની ફરઝ મુકરર કરવામાં આવી છે.

બીજો કારણુ એઓને ન માનવાનો ઈસલામનો મોટો ભાગ રજુ કરે છે તે એ છે જે હઝરત મીરઝા સાહેબે મસીહ તથા મહેદી હોવાનો બી દાવો કરયો છે. જ્યારે ઈસલામીઓનો એ અકીદો છે જે મસીહ તો આસમાન પરથી આવશે અને મહેદી જે જાહેર થશે તે આખી દુન્યાની કોમો જે ઈસલામ ન કબુલશે તેની સામે જેહાદ કરી તેઓને કતલ કરી નાંખશે. જ્યારે હઝરત મીરઝા સાહેબ નથી આસમાન પરથી આવ્યા અને નથી ગેર ઈસલામીઓ સાથે જેહાદ કરતા તેથી એઓ ખોટા છે. હા. સદીની શરૂઆતમાં દીનને તાજો કરનાર મુજદીદ જાહેર થવાની હદીસ શરીફ છે તે મુજબ અમો એઓને આ ઝમાનાના મુજદીદ માનશું પણ મસીહ અને મહેદીનો દાવો તો હરગીઝ ન માનશું.

તેનો જવાબ એ છે જે અગર એઓનો મસીહ તથા મેહદી હોવાનો દાવો ખોટો છે તો એઓનો આ ઝમાનાના મુજદીદ હોવાનો દાવો બી ખોટો હોવો જોઇએ. કેમકે ઝમાનાનો મુજદીદ જે હર સદીની શરૂઆતમાં જાહેર થાય છે તે હદીસ શરીફ મુજબ ખાસ અલ્લાહતઆલા તરફથી મુકરર થાય છે તેથીજ તે "મામુર મીનલ્લાહ" યાને ખુદાનો પ્રતીનીધી અને ઇમામે ઝમાન કહેવાય છે. હવે જ્યારે ખુદાતઆલા ૧૦૦ વરસ રહીને પોતાનો એક પ્રતીનીધી મોકલે અને તે બી જુઠા દાવા કરે તો પછી ઈસલામની સચાઈશી

રહી અને ઇસ્લામી આલમના ૭૩ ફીરકા રદ કરી એક સાચો ફીરકો સ્થાપનાર આવે અને તે બી જુઠા દાવા કરે તો પછી ઇસ્લામી ઉમતની સલામતીજ શી રહી? અફસોસ ઇસ્લામીઓ ઈમામે ઝમાનને માનવાની અઝમાઇશમાંથી છટકવા કેવા કેવા ખોટા બાહનાઓ કાઢે છે. તેઓએ ધ્યાન રાખવું જોઇએ જે ખુદાતઆલાના પ્રતીનીધી તરીકે જે જાહેર થાય તે કદી ખોટા દાવા ન કરે તે મુજબ એઓનો એ દાવો બી તદન ખરો છે (જે હવે પછી આગળ વાંચતાં જણાશે) તે છતાં જે કોઇ એઓનો દાવો ખોટો માને તેણે જાણવું જોઇએ કે અગર એઓનો મસીહ તથા મહેદીનો દાવો ખોટો છે તો સદીપર આવનાર મુજદીદ તરીકેનો એઓનો દાવો બી ખોટો ઠર્યો અને જ્યારે એ મુજદીદનો દાવો બી ખોટો છે તો બીજો જે ખરો મુજદીદ હોય તે સદીની શરૂઆતમાં જાહેર થઈ જરૂર એઓને ખોટો પાડી પોતાની સચાઈ સાબીત કરતે પણ આજદીન સુધી કોઇએ નથી પોતાની સચાઈ સાબીત કરી બલકે કોઇએ દાવો વટીક નથી કર્યો જે આ ઝમાનાનો ખરો મુજદીદ હું છું. આટલું છતાં જે શખસ એઓનો ઇનકાર કરશે તેને એ કહેવું પડશે કે આટલા વરસો સુધી હર સદીની શરૂઆતમાં મુજદદો આવતા હતા પણ આ સદીથી બંધ પડ્યા છે. તેથી એ થયું કે ખુદાતઆલાનો કોરાને શરીફમાં આપેલો વાયદો ખોટો પડ્યો અને હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ બી ખોટી પડી. અને અગર તે (ઇનકાર કરનાર) એ વાયદાને તથા હદીસને બી ખોટી ઠરાવશે તો પછી છેલ્લી સદીઓમાં ઇસલામની ભારે ખીદમત કરનારા મુજદદ સાહેબો જાહેર થયા જેવા કે હઝરત ઇમામ ગઝાલી. હઝરત સયદ અબદુલ કાદર જીલાની હઝરત સયદ મોહીનુદીન ચીશતી હઝરત શાહ વલી ઉલ્લાહ વગેરે એ સરવે બુઝરગોને ખોટા સમજવા જોઇએ. ત્યારે હવે ઇસલામની શી સચાઈ બાકી રહી? અફસોસ એક હક વાતનો ઇનકાર કરવાથી કેટલે હદ સુધી ખરાબી પોંહચે છે તેનો કોઈ વીચાર કરતો નથી. માટે હરેક શખસ જે હઝરત મીરઝા સાહેબને

ખોટા માને છે તે ઉપલી સરવે બાબતોને ખોટી સમજનાર લેખાશે અને તે માટે તેને કયામતના દીને ખુદાતઆલાને જવાબ દેવો પડશે. મુખ્ય વાત જોવાની છે તે એ છે જે હઝરત મીરઝા સાહેબે ઈમામે ઝમાન તરીકે હોવાનો દાવો કરયો છે તો એઓની તાલીમ શી છે એઓ ઈસલામની શું ખીદમત કરી છે એઓની જમાતમાં દાખલ થવા પહેલાં એઓની બઈઅતની શરતો શી છે એ હરેક ઈસલામીને પેહલે તપાસવું જોઈએ.

બઈઅતની શરતો જે એઓએ તા. ૧૨ મી જાનેવારી ૧૮૮૯ ના દીને આમઆમ માટે પ્રગટ કરી તે નીચે મુજબ છે.

બીસમીલ્લા હીર રહમા નીર રહીમ નહમદહુ નુસલ્લે અલા
રસુલ હીલ કરીમ.

(૧) બઈઅત કરનારે સાચા દીલથી એ વાતને માની લેવું જોઈએ કે તે ભવીશમાં તે વખત સુધી કે તે કબરમાં દાખલ થાય શીરકથી બચતો રહેસે (ખુદાની ઝાત સીફાત યા ઈબાદતમાં કોઈને જોડશે નહી.)

(૨) એ કે જુઠાપણાથી ઝીનાથી બદનઝરીથી ઝુલમથી અપ્રમાણીકપણાથી હુલડ અને ફીતુર વગેરે બદીથી બચતો રહેશે અને પોતાના નફસાની જોશો (મનો વીકાર)ને તાબે થશે નહી. પછી તેનો હુમલો કેવોબી સખત કાંય નથી હોતો.

(૩) એ કે ખુદા તથા તેના રસુલના હુકમ મુજબ પાંચ વખતની નમાઝ વગર ખાડે પઢતો રહેસે અને પોતાથી બની શકતી દરેક કોશેષ વાપરી મધરાત પછીની તહજુદની નમાઝ પઢતો રહેશે તથા પોતાના નબી કરીમ (સ) ઉપર દરૂદ મોકલવા અને દરરોજ પોતાના ગુનાહોની માફી ચાહવા તથા ઈસ્તિગફાર કરવા તથા ખુદાતઆલાથી મદદ મા-

ગવા ( દુઆ ચાહવા ) નો નીયમ રાખશે અને ખરી મોહબતથી અલ્લાહતઆલાના હેશાનો યાદ કરી તેની તારીફ તથા શુકર બજા લાવતો રહેશે.

( ૪ ) એ કે ખુદાની આમ મખલુકને તથા ખાસ કરીને મુસલમાનોને પોતાના મનોવીકારના જોશથી કદી બી ઇજા કરશે નહી. ન હાથથી ન ઝબાનથી ન બીજી કોઇ તરેહથી.

( ૫ ) એ કે કોઈ બી ખુશી ગમીમાં અથવા સુખ દુખમાં અથવા આબાદી યા મુસીબતમાં ખુદાને વફાદાર રહેશે (એટલે ખુશીમાં ફુલાઈ નહી જશે પણ શુકર કરશે અને ગમીમાં નીરાશ ન થશે પણ સબર કરશે) મતલબ એ કે હરહાલમાં ખુદાને એવો તાબે રહેશે કે એની રાહમાં કાંઇબી અપમાન યા દુખ ખમવા તૈયાર રેહશે અને કદી કોઈ આફત વરસે તો તેનાથી નીરાશ ન થઈ જશે બલકે હીમતથી આગળ વધશે.

( ૬ ) એ કે ખોટી રસમોથી તથા બદ ખાહેશોથી દુર રેહશે અને કોરાને શરીફના ફરમાનોને સદંતર આધીન થઈ રહેસે અને ખુદાતઆલાના તથા રસુલુલ્લાહ ( સ ) ના ફરમાનોને પોતાની જીંદગીમાં અમલ કરવાનો કાનુન સમજશે.

( ૭ ) એ કે તકોબરી તથા મગરૂરીને સદંતર છોડી દેશે અને નરમી આજીજી સભ્યતાઇ સાલેસાઈથી જીંદગીના દહાડા પુરા કરસે.

( ૮ ) એ કે દીનને અને દીનની ઇઝતને અને ઇસલામની ખેરખાહીને પોતાના જાન માલ તથા પોતાની અવલાદ તથા પોતાના દરેક પ્યારાથી પ્યારો સમજશે.

(૯) એકે ખુદા ખાતર તેની મખલુક સાથે દીલસોજીથી વરતશે અને ખુદા તરફથી તેને બખશાયલી નેઅમત તથા શકતી તેનાથી બની શકે તેટલી વાપરી તેની મખલુકાતને ફાયદો પોંહચાડશે.

(૧૦) એ કે આ આજીઝથી (એટલે મીરઝા ગુલામ આહમદ તે મસીહ અને મેહદીથી) ખાસ ખુદાના વાસ્તે ભાઈચારાનો સંબંધ સ્થાપશે એ કરારથી કે પોતાના મરણ સુધી તેના દરેક નેક ફરમાનને તાબે થશે અને એ સગપણનો ગાંઠ એવા ઉંચા પ્રકારનો રેહશે કે તેનો દાખલો દુન્યાઈ સગપણ અથવા માલક અને નોકર દરમ્યાનમાં પણ કદી દીઠામાં ન આવ્યો હોય.

હરેક ઈસલામી ઉપલી શરતો વાંચી કબુલ કરશે કે તે એકે એક ઈસલામના અહકામ મુજબની છે. એમાં ખરા ઈસલામની વીરૂધ કશું એ નવું નથી. અગર ઈસલામની વીરૂધ કશું બી નવું હતે તો આપણને માનવાની જરૂર ન હતી પણ જ્યારે એ ઈસલામ મુજબજ છે તેથીજ આપણને આપણી ખુશી હોય યા નહિ તે છતાં માનવાની અને તાબે થવાની ફરજ પડે છે જેમકે હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ફરમાવે છે:—

"મુસલમાન શખસ કોઈ બાબતને પસંદ કરતો હોય યા નહી પસંદ કરતો હોય જ્યારે (ઇમામ) ગુનાહનો હુકમ ન કરતો હોય ત્યાં સુધી સાંભળવું તથા તાબેદારી કરવી છે પણ જો ગુનાહનો હુકમ કરે તો સાંભળવું નહિ (તેમ) તાબેદારી નહીજ કરવી જોઇએ." (બુખારી મુસલીમ.)

વલી હઝરત મીરઝા સાહેબ બીજા દુન્યાદારી ઇમામો યા પીરો મુજબ પોતાની જમાતમાં જ્યાં ત્યાંથી મુરીદો વધે અને નામના થાય યા પૈસો ભેગો થાય તે માંગતાજ નથી તેથી તેઓ પોતાની

જમાતમાં દાખલ થનારને સાફ જણાવી આપે છે કે એઓને નામની બઈઅતની દરકાર નથી બલકે એઓની જમાતમાં એવા હોય તે બી એઓની જમાતમાંના લેખાશે નહી એમ ખુલ્લુ જણાવી આપે છે જે એઓનાજ બોલોમાં જણાવું છું જેમકે તેઓ ફરમાવે છેઃ—

"ફક્ત ઝબાનથી (યા લખાણથી) બઈઅતનો એકરાર કરવો કોઇ ચીઝ નથી જ્યાં સુધી કે ખરા અંતકરણથી તે પર પુરેપુરો અમલ ન કરો. માટે તમારામાંથી જે કોઈ પોતાને મારી જમાતમાંનો લેખતો હોય તે આસમાન પર ત્યારેજ મારી જમાતમાંનો લેખાશે જ્યારે તમે સાચા એકીનથી નેકીની રાહપર પગલાં ભરશો. માટે તમો તમારી દરરોજની પાંચ વખતની નમાઝ એવા ખોફથી અને આજીજીથી અદા કરો કે ગોયા તમો ખુદાતઆલાને જુઓછો. અને તમારા રોઝા નીખાલસ ખુદા ખાતર પુરા કરો. દરેક જે ઝકાતને લાયક છે તે ઝકાત આપે. અને જેના પર હજ ફરઝ થઈ ચુકી છે અને કોઈ નડતળ ન હોય તે હજ કરે. સાલેસાઈથી નેકી અદા કરો. ધીકારથી બદી દુર કરો. અગર તમારી સરવે ઝમીની ઇઝત જતી રહે તો ફીકર કરો નહી. ખુદા તમને આસમાન પર કાયમ રહેનારી ઇઝતથી નવાજશે. માટે તમે ખુદાને ભુલો નહી. અને એમ જરૂર થશે કે તમારા પર દુખ આવી પડશે અને તમારી ધારેલી ઉમેદો પાર પડશે નહી તો તેવે વખતે તમો દલગીર થશો નહી કેમકે તમારો ખુદા તમને અજમાવે છે કે તમો એની રાહમાં સાબીત કદમ છો યા નહી અગર તમે ચાહતા હો કે આસમાન પર તમારી તારીફ થાય તો તમે ખુદા ખાતર માર ખાઓ અને ખુશ રહો. ગાલો સાંભળો અને શુકર કરો. નીશફળતા ખમો પણ જોડાણ તોડો નહી. તમો ખુદાની આખરી જમાત છો માટે તમે એવા નેક અમલ દેખાડો કે જેના કમાલમાં છેડોજ ન હોય હરેક જે તમારામાં સુસ્ત થઇ જશે તે એક ગંદી ચીઝની માફક (મારી) જમાતમાંથી બાહેર ફેંકી દેવામાં આવશે અને પસ્તાવા તથા પશેમાનીમાં મરશે. જુઓ હું તમોને ખુશ ખબર આપું છું તમારો ખુદા (ફકત મોહડેથી

કહેવાનો ખુદા નથી પણ તે તમારી સામે ) ખરેખર મોજુદ છે અને જો કે ( દુન્યામાં ) દરેકે દરેક એના બંદા છે છતાં ખુદા તેનેજ ચુંટે છે જે ખુદાને ચુંટે છે. અને ખુદા તેનીજ પાસે આવે છે જે ખુદાની રાહમાં કદમ ઉપાડે છે અને જે ખુદાને માન આપે છે તેનેજ ખુદા માન આપે છે. ( ઈઝત બખશે છે )

વલી તેઓ પોતાની જમાતને ફરમાવે છેઃ—

જે શખસ જુઠુ કહેવું અને ફરેબ આપવું ન છોડે તે મારી જમાતમાંનો નથી. જે શખસ દુન્યાની લાલચોમાં ફસેલો છે અને આ ખેતરની ફીકર નથી રાખતો તે મારી જમાતમાંનો નથી જે શખસ ખરી રીતે દીનને દુન્યાપર સર્વોપરી ન રાખે તે મારી જમાતમાંનો નથી. જે શખસ પાંચ વખતની નમાઝ બરાબર બજા નથી લાવતો તે મારી જમાતમાંનો નથી. જે શખસ ખુદાનો ખોફ રાખી તેને યાદ નથી કરતો અને તેનાથી દુઆઓ ચાહતો રહેતો નથી તે મારી જમાતમાંનો નથી. જે શખસ નઠારા દોસ્તો જે તેના પર નઠારી અસર નાખે તેને નથી છોડતો તે મારી જમાતમાંનો નથી. જે શખસ માબાપની ઈઝત નથી કરતો અને નેક કામો જે કોરાન વીરૂધ નથી તે વાતને નથી માનતો અને તેઓની ખીદમત બજાવવાની પરવા નથી કરતો તે મારી જમાતમાંનો નથી. જે શખસ પોતાની ઓરત તથા તેણીના સગાવાહલાઓથી નરમી અને એહસાનથી નથી વરતતો તે મારી જમાતમાંનો નથી. જે શખસ પોતાના પાડોસીઓને અદનામાં અદના ભલાઈમાં બી ભાગ નથી આપતો તે મારી જમાતમાંનો નથી જે શખસ પોતાના તકસીરવારનો ગુનાહ નથી બખશતો અને કીનો લેવાનો ઇરાદો રાખે તે મારી જમાતમાંનો નથી દરેક મરદ જે પોતાની ઓરતથી યા ઓરત જે પોતાના ખાવંદથી અપ્રમાણીકપણે વરતે તે મારી જમાતમાંનો નથી જે શખસે બઇઅત કરતી વખતે જે કરારો કરયા હતા તે કોઇ બી રીતે તોડે તે મારી જમાતમાંનો નથી. જે શખસ ( ખુદાતઆલાના તથા રસુલુલ્લાહ (સ)

ના વાયદા મુજબનો) મને ખરેખરો મસીહ અને મેહેદી નથી માનતો તે મારી જમાતમાંનો નથી અને જે શખસ મારા વીરોધીઓની જમાતોમાં બેસે છે અને તેઓની સાથે હામાં હા મેળવે છે તે મારી જમાતમાંતો નથી."

એવી એવી નસીહતો તથા ફરમાનોનો ભંડાર એઓની લખેલી અરબી, ફારસી ઉરદુની હરેક કીતાબમાં મોજુદ છે. એઓની મુખ્ય તાલીમ એજ છે કે દરેક ઇનસાને આ દુન્યામાં પોતાના નફસને દુન્યાદારી ખાહેશોથી મારી નાખવું ગોયા તે શખસ આ દુન્યાનો નથી. જ્યારે તે એવી રીતે પોતાના નફસને ફના કરવા શીખશે ત્યારે તેને ગોયા એક નવીજ જીંદગી મળશે તે જીંદગી કાયમ જીંદગી છે. તેને દુન્યાદારી ગમે તેટલી આફતો આવે પણ તેનો દીલ ખુદાના ભરોસામાં કુરબાન હશે તેથી તેને જરાએ ગમ થશેજ નહી. ત્યારે આ જીંદગીમાંજ તેના માટે બહેશતી જીંદગી શરૂ થશે કેમકે જે શખસ એવી રીતે પોતાના નફસને મારવા શીખે છે તેના દીલને ખુદાતઆલા પોતાના મુબારક કલામથી રોશન કરે છે. અને ઇનસાન જ્યાં સુધી ખુદા સાથે એવો સંબંધ હાંસલ કરવા શીખે નહી ત્યાં સુધી તેની જીંદગીનો ફેરો ફોકટ ગયો સમજવો તેથીજ ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે જે "જે આ દુન્યામાં આંધલો તે આખેરતમાં બી આંધલો."

આવી સરસ તાલીમ અને આવો ખુદાનો ફઝલ ફક્ત ઇસલામમાંજ છે. કેમકે બીજા કોઇ બી મઝહબમાં હઝારો વરસ થયા ખુદાતઆલાનો કોઈ પ્રતીનીધી જાહેર થયોજ નથી તેથીજ તેઓનો મઝહબ ફકત ખોટી રસમાનો ભરેલો છે તેમાં રૂહાની ફઝલ જરાએ નથી. તેથી તેઓ એ વાત બી નથી માનતા કે ખુદા કોઈ સાથે વાત કરે છે. આગલા ઝમાનાઓમાં તેઓના પેગમ્બરો સાથે વાત કરી તેજ પણ તે પછી જેમ જેમ બીજા પેગમ્બરો જાહેર થતા ગયા તેમ તેમ આગલી કોમોની ખોટી માન્યતાની ખાત્રી તે પછીના

પેગમ્બરો મારફતે જુદી જુદી કોમોને થઈ ગઈ છે, છતાં હરેક આગલી કોમ પોતાનીજ ખોટી માન્યતા પર ચીટકી બેઠી છે અને તેજ ભુલનો ભોગ ઈસલામીઓ બી થાય છે કે ખુદાતઆલાએ અમારા પેગમ્બર સાથે વહી ઇલહામ વગેરે મારફતે વાત કરી પણ હવે પછી કોઈ સાથે વાત નહિ કરશે. એ તેઓની માન્યતા આગલી કોમો જેવી ખોટી છે. હા. ઈસલામ મઝહબ કામીલ યાને સંપુરણ થઈ ગયો છે એટલે હવે ખુદાતઆલાની પાક કીતાબ કોરાને શરીફના ફરમાનોમાં દુન્યા ખતમ થઈ જાય ત્યાં સુધી એક બોલનો બી વધારો યા ગટાડો યા કશો બી ફેરફાર હરગીઝ થનાર નથી. મતલબ એ કે ઇસલામી શરીઅતમાં ફેરફાર કરનારી એક બી વહી હરગીઝ ન થશે. પણ ખુદાતઆલા પોતાના નેક બંદાઓ જેઓ પોતાના નફસને ખુદા ખાતર ફના કરી નાંખે છે તેઓના ઇમાનને મઝબુત કરવા તથા પોતાની હસ્તીની ખાત્રી ભરી સચાઈ જાહેર કરવા તે તેઓની દુઆઓનો જવાબ યા ભવિષ્યમાં થનારી બાબતોની બશારત વહી ઈલહામ યા સાચા ખ્વાબ મારફતે આપે તેમાં વાંધા જેવું શું છે?

અગર ઇસલામીઓની એ માન્યતા ખરી હતે ને વહી ઇલહામ વગેરે ખરેખર બંધ થઇ ગયા હતે તો ઈસલામમાં હઝારો અવલ્યા અલ્લાહ કેવી રીતે થયા? શું ઇસલામી આલમ તેઓની બશારતો અને કરામતોથી અજાણ છે?

હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું છે કે મારી ઉમતમા મોહદસો થશે એટલે ખુદા સાથે વાતચીત કરનારા થશે. શું ત્યારે એ તેઓની હદીસ શરીફ ખોટી છે? અગર ખોટી છે તો ઇસલામમાં હજારો મોહદસો થયા શું તે સરવે ખોટી અને પોતાના તરફની બનાવટી વાતો કરનારા હતા? વલી હઝરત રસુલુલ્લાહ (સ) એ ઈસલામની ખરી ખીદમત કરનારા આલીમોને નબીઓના વારસ કહ્યા છે બલકે તેઓનો એ દરજ્જો જાહેર કર્યો છે કે તેઓ બની

ઈસરાઈલના નબીઓ જેવા છે. હવે ઈસલામની ખરી ખીદમત કરનારા આલીમો નબીઓ જેવા કહેવાયા છતાં તેઓ પર ખુદા પોતાના મુબારક કલામનો ફઝલ ન કરે તો તેઓ નબીઓ જેવા શાના? નબી એટલે શું ખુદા તરફથી ગેબની વાત જાણી જાહેર કરનાર હોય તે. હવે જ્યારે રસુલુલ્લાહ (સ. અ. સ) એ તેઓને એ દરજ્જો આપ્યા છતાં ખુદા તરફથી એ ફઝલ તેઓને ન મળે તો એઓએ કહેલો દરજ્જો ખોટો ઠર્યો. પણ હરગીઝ રસુલુલ્લાહ (સ) ખોટી વાત ન કહે. બીજું આપણે નમાઝમાં સુરેફાતેહા પઢીએ છીએ તેમાં કહીએ છીએ જે એહદેનસ સેરાતલ મુસતકીમ સેરાતલઝીના અનઅમતા અલયહીમ એટલે ઓ ખુદા તું અમને સીધો રસ્તો દેખાડ તેઓનો સીધો રસ્તો કે જેઓના ઉપર તેં ફઝલ કીધો. હવે ખુદાતઆલાએ જેઓ પર ફઝલ કીધો તે નબી શહીદ સીદીક સાલેહીન લોકો છે તે ખુદ ખુદા તઆલાનીજ બીજી આયતથી સાબીત છે અને દરેક તફસીર લખનારાઓ એ વીશે એકમત છે. હવે જ્યારે ખુદા આપણને એવી દુઆ માંગવાની તાલીમ આપે કે તમો મારી પાસેથી એવો ફઝલ માંગો કે જેવો ફઝલ મેં નબી શહીદ સીદીક સાલેહીન પર કર્યો છે. એટલે તમે બી તેઓનેજ પગલે ચાલો અને તેઓ જેવાજ નબી શહીદ સીદીક સાલેહીન થાઓ અને તેઓ જેવોજ ફઝલ તમને બી થશે. અગર ખુદાની નીયત એવો ફઝલ કરવાની નજ હતી તો શું બેકાર એવી દુઆ હરરોજ પાંચો વખતની નમાઝમાં માંગતા રહેવાની તાલીમ આપી? પણ અસલ વાત એ છે જે મોટો ભાગ તો નમાઝ પઢતોજ નથી જે થોડો ભાગ નમાઝ પઢે છે તેમાંના બી ઘણાખરા તેનો અર્થ સમજતા નથી. તેથી તેઓને નમાઝબી કંટાળા જેવી લાગે છે. એ ફરઝ એક રસમ અને આદત મુજબ બજાવી પતાવી નાખે છે. ખરૂં પુછો તો નમાઝને એક ફરજ્યાત ટેક્ષ જેવું ભારી સમજે છે તેથીજ તેઓ ખુદાના એ ફઝલથી બેનસીબ છે. નમાઝ તો આપણી ખુદાતઆલા સાથેની મુલાકાત છે. તેથી તે સમજીને આજીજીથી ધીરેથી ધ્યાનથી પઢવી જોઇએ ખુદાતઆલા પોતાનો બંદો કેટલી રકાત નમાઝ પઢે છે તેની ગણત્રી

યા દરકાર કરતો નથી પણ તેમાંનો કેટલો ભાગ હુઝુરે દીલથી પઢે છે તેનીજ ગણત્રી રાખે છે અને જે શખસ એવી રીતે નમાઝ બજાવવાની આદત શીખે છે અને પોતાની અરજ તેની ખીદમતમાં પેશ કરે છે તો ખુદાતઆલા તેની દુઆઓ કબુલે છે અને તેનો જવાબ ખાબ યા ઈલહામ મારફતે આપે છે પણ જેઓ એવી તાલીમથી બેનસીબ છે તેઓ એવા ફઝલથી બી બેનસીબ છે તેથીજ તેઓમાં એ માન્યતા જડ ઘાલીને બેસી ગઈ છે કે ખુદા કોઇની સાથે વાત કરતોજ નથી. જ્યારે કોરાને શરીફથી સાબીત છે કે ખુદાતઆલા એ હઝરત મુસા (અ) તથા હઝરત ઇસા (અ) ની માતાઓ પર વહી નાઝીલ કરી છે જ્યારે બની ઇસરાઇલની ઓરતો પર વહી નાઝીલ થઈ તો શું હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ની અફઝલ ઉમત પર એ નવાજેશ ન થાય? જરૂર થાય અને તે મુજબ ૧૩૦૦ વરસ થયા થતુંજ આવ્યું છે. બલકે જ્યારથી આ દુન્યા ઉતપન થઇ છે ત્યારથી ખુદાતઆલા પોતાનો એ ફઝલ પોતાના નેક બંદાઓ પર નાઝીલ કરતોજ આવ્યો છે ને દુન્યા ખતમ થઈ જાય ત્યાં સૂધી પોતાની એ સુંનત જારી રાખશે. જેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે "**બેશક જેઓ કહે અમારો પરવરદીગાર અલ્લાહ છે પછી તેઓ તે પર કાયમ રહેશે તો તેઓ પર ફીરેશતાઓ ઉતરશે અને (કહેશે) કે તમો ડરશો નહી અને તમો દીલગીર થાઓ નહી પણ જંનતથી ખુશી થાઓ કે જેનો તમને વાયદો આપવામાં આવ્યો છે. અમે તમારી આ દુન્યાની જીંદગીમાં દોસ્તો છીએ અને કયામતમાં પણ છીએ અને તમારે માટે તેમાં જે તમારો જીવ ચાહે અને તમે જે માંગો ને તૈયાર છે**" (કુરાન પ્રકરણ ૪૧ આયત ૩૦)

એજ તો ખરા મઝહબની ખુબી છે જે ઇનસાનનો ખુદા સાથેનો સંબંધ આવો મજબુત કરી આપે છે. અને એવો ફઝલ હર ઝમાનામાં ખાસ ખુદાતઆલાના પ્રતીનીધી મારફતેજ આખી ઇસ-

લામી ઉમત માટે થાય છે તેવીજ રીતે આ ઝમાનામાં હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ મારફતે થયો છે. એઓને માનનારાઓમાંથી ઘણાઓને જેઓ એઓની તાલીમ મુજબ (જે ખુદાતઆલાના ફરમાનો તથા હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ની સુનત મુજબની તાલીમ છે) અમલ કરી પોતાને ખુદાની રાહમાં ફના કરે છે તેઓપર એ ફઝલ થાય છે એ કાંઇ ફકત મોહડેથી કહેવાનીજ યા કાગળ પર લખવાનીજ વાતો નથી પણ ખરેખર તે મુજબ હરેક શખસ જે ખુદાનો ખોફ રાખી સચાઇનો તલબગાર હશે અને આજીજીથી ખુદા પાસેથી એવા ચમતકારની દુઆ કરયા કરશે તે પર જરૂર તે મહા કૃપાલુ ખુદાતઆલા એ ફઝલ નાઝીલ કરશે. અને તેવો ફઝલ હજારો શખસને થવાથી અને તેની સચાઈની ખાત્રી દુન્યામાં રોશન થઇ જવાથીજ લાખો ઇનસાનો જુદી જુદી કોમોમાંથી તથા ઇસ્લામના જુદા જુદા ફીરકાઓમાંથી છુટા થઇ ખુદાતઆલાએ દુન્યાની તમામ કોમો માટે પસંદ કરેલા ઇસ્લામ મઝહબના સાચા ફીરકામાં શામીલ થયા છે. યા ઇલાહી તું આ કીતાબના દરેક વાંચનારને તારા ફઝલો કરમથી એવીજ નેક તવફીક બક્ષજે. આમીન. સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

---

# મસીહ અને મહેદી.

હવે આપણે હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબના મસીહ અને મહેદી હોવાના દાવાની સાબેતીઓ તપાસ્યે.

આગળ આપણે વાંચી ગયા છૈએ અને કોરાને શરીફથી સરવેને રોશન છે કે ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા ઉતપન કરી છે ત્યારથી પેગમ્બરો મોકલવાનો રીવાજ જારી રાખ્યો છે. અને તે પેગમ્બરો પોતાના ઝમાનાના લોકોને ખુદાનો ખરો મઝહબ શીખવતા તથા કેટલાકો બીજું એ ચેતવતા કે હવે પછી ભવીષ્યમાં ફલાણે

વખતે ફલાણી નીશાનીઓ સાથેનો પેગમ્બર જાહેર થશે. પણ જ્યારે તે પેગમ્બર જાહેર થતો ત્યારે ઘણાખરા લોકો તેને માનતા નહી અને હસી કાહડતા. તેના બે સબબો છે એક તો એ કે ખુદાતઆલા પેગમ્બરને એવે વખતે મોકલતો કે જ્યારે લોકો ખુદાનો ખરો મઝહબ ભુલી આડે મારગે દોરવાઈ ગયા હોય કેમકે પેગમ્બરની ત્યારેજ જરૂરત હોય છે કે લોકોને ચેતવીને પાછો ખુદાના ખરા મઝહબપર લઈ આવે. પણ તે વખતે લોકો પોતાની જહાલત અને ગુમરાહીના લીધે પોતાના વડવાઓથી ઉતરી આવેલી માન્યતાને ચીટકી બેસતા અને ખુદાનો ખરો મઝહબ સ્થાપનાર પ્રતીનીધીનો ઇનકાર કરતા.

બીજો સબબ એ છે જે આગલા ઝમાનાના પેગમ્બરે હવે પછી આવનારા પેગમ્બર વીસે જે નીશાનીઓ જાહેર કરી હોય તે તે પછીના ઝમાનાના લોકોના ધ્યાનમાં ઉતરતી નહી. કેમકે આગલા પેગમ્બર તરફથી જે નીશાનીઓ જાહેર થતી તે તદન ખુલ્લા શબ્દોમાં નહી પણ ખુદાતઆલાના ગેબી શબ્દોમાં જાહેર થતી કેમકે ખુદાઆલાએ ઇનસાનને દુન્યામાં ખરો મઝહબ પારખવાની અઝમાઇશ સારૂ પેદા કરયો છે અને સાફ જણાવી આપ્યું છે જે જ્યારે તેનો પેગમ્બર જાહેર થાય ત્યારે પરહેઝગારી એખત્યાર કરવી તેનુ બ્યાન સાંભળવું માનવું અને તાબે થવું પણ શરૂઆતથીજ લોકો દુન્યાની મોહીનીમાં ફસાવવાથી જ્યારે બી ખુદાતઆલાનો પ્રતીનીધી જાહેર થતો તો તેઓ તેને હસી કાહડતા અને જુઠો ફરેબી વગેરે કહીને તેની બેઇઝતી કરતા એટલુંજ નહિ પણ તેઓને એવો દુખી કરતા કે તેઓને પોતાનો મુલક છોડી બીજે મુલક નાસી જવું પડતું જેવી રીતે કે અરબના લોકોએ મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ ) સાથે વરત્યા. અને આખરે તેઓને ૧૩ વરસ સુધી તે લોકોની તકલીફો ખમી મક્કા શરીફ છોડી મદીને મુનવરા હીજરત કરવાની ફરજ પડી. અને એઓની આગળ એવીજ રીતે હઝરત ઇસા (અ) ને યાહુદીઓ મારફતે ખમવું પડયું જેઓએ

એઓને ખોટો પેગમ્બર સમજી એટલી બેઇઝતી કરી અને દુખ આપ્યું કે છેવટે એઓને સુલી દઇ મારી નાખવાને તૈયાર થયા.

યાહુદીઓએ ઇસા (અ) ને શા કારણસર ખોટો પેગમ્બર સમજ્યા તેનુ બ્યાન આપણને ધ્યાનથી તપાસવું જોઇએ કારણ કે યાહુદીઓ એ ઇસા (અ) ની પેહલી પધરામણીની ઓલખમાં જે કારણોસર ભુલ ખાધી આબાદ તેજ કારણો સર ઇસલામીઓ ઇસા (અ) ની બીજીવારની પધરામણીની મતલબ સમજવામાં ભુલ ખાય છે. માટે આ બહુજ અગતની બાબત હોવાથી આપણે ધ્યાનથી તપાસીશું તો ઇનશા અલ્લાહ ઇસા (અ) ની બીજીવારની પધરામણીની મતલબ આસાનીથી સમજી શકાસે.

યાહુદીઓના મલાકી નામના પેગમ્બરે એ નીશાની બતાવી કે ઇસા (અ) જાહેર થશે તે પેહલાં ઇલીઆસ (અ) જેઓને આસમાન ઉપર ઉપાડી લેવામાં આવ્યા છે તે પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે તે પછી ઇસા (અ) આવશે અને યાહુદીઓને તેઓના ખોહેલી બાદશાહી પાછી આપશે. હવે ઇસા (અ) જાહેર થયા ત્યારે ન તેઓની પેહલાં ઇલીઆસ (અ) આસમાન પરથી ઉતરી આવ્યા ન તેઓએ યાહુદીઓને બાદશાહી આપી.

યાહુદીઓએ ઇસા (અ) ની ઇંતેજારીથી વાટ જોયા કરી હતી કેમકે તેઓને જાહેર થવાની બીજી નીશાનીઓ ઘણી ખરી પુરી થઈ ચુકી હતી તેથીજ તેઓ ઘણી ખુશીથી તેમની પધરામણી માટે આસમાન ઉપર નજર રાખી બેઠા હતા કે તેઓ આવે અને તેઓને બાદશાહી મલે. પણ જ્યારે ઇસા (અ) જાહેર થયા અને તે આગમજ ન ઇલીઆસ (અ) આસમાનથી ઉતરી આવ્યા અને ન તેઓને બાદશાહી મલી ત્યારે યાહુદીઓએ ઇસા ( અ ) ને એક ખોટો દાવેદાર સમજ્યા. ઇસા (અ) સમજાવ્યું કે ઇલીઆસ (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે તેની મતલબ એ છે

જે તેઓના રૂહની બુલંદી થઈ છે અને તેઓ આસમાન પરથી ઉતરી આવશે તેની મતલબ એ છે જે તેઓની રૂહાની ખસલતનો એક બીજો શખસ જાહેર થશે. અને તે શખસ મારી આગમજ આવી ચુકા છે તેઓને તમો ઓળખોછો જે યહયા (અ) છે. બીજું તમે બાદશાહી માંગોછો તે વીસે જાણવું જે તેની મતલબ એ છે જે તમોએ ખુદાનો ખરો મઝહબ જે આખેરતની બાદશાહત છે તે ગુમાવી બેઠા છો અને હું ખુદાનો પ્રતીનીધી હોવાથી તમોને ખુદાના ખરા મઝહબની તાલીમ આપીશ કે જે રૂહાની ઇલમથી તમો આખેરતની બાદશાહત મેલવી શકસો. બાકી ઝમીની બાદશાહત કોઈબી ખુદાનો પ્રતીનીધી લાવ્યો નથી તેમ હું બી લાવ્યો નથી. યાહુદીઓએ પોતાના પેગમ્બરની પેશગોઇની આવી તાવીલ માનવા ધીકાર સાથે ના પાડી. કારણકે તેઓની પેશગોઈમાં ખુલ્લુ જણાવેલું હતું જે ઈલીઆસ (અ) આસમાન ઉપરથી આવશે. ન કે કોઇ બીજોજ શખસ તેની રૂહાની ખસલત ધરાવનાર મસીલ તરીકે આવશે. તેથી જાહેરી નઝરની રૂએ કોઇબી શખસ યાહુદીઓને તકસીરવાર ઠડાવી શકે નહિ. પણ ખુદાતઆલાએ શરૂઆતથીજ પોતાની પેશગોઇઓમાં એવી રૂહાની મતલબ ભરેલી રાખી જાહેર કરાવવાનો ધારો રાખ્યો હતો તેથી ઈનસાનની ફરજ છે કે તેના માલકના કાયદાને માન આપી તાબે થાય. એજ તો તેની અઝમાઈશ લેવાની રીતી હતી કે જ્યારે તેનો પેગમ્બર એવી રૂહાની મતલબની પેશગોઈનો ભેદ ખોળે ત્યારે તેના બંદાઓ આજીજી બતાવી પરહેજગારી અખત્યાર કરે છે યા તકોબરીથી તેનો ઈન્કાર કરે છે. તે મુજબ તેઓને આખેરતમાં તેઓની વરણુતુકનો બદલો મલે. અગર સુરજની માફક ખુલી બાબત રાખી હતે તો સરવે માની લેતે તેમાં અઝમાઈશ શી થઈ અને સારો નરસો બદલો કેવી રીતે અપાય ? અને એ પોતાનો કાયદો કોરાને શરીફમાં અનેક જગામાં જાહેર કરી આપ્યો છે તો ઈનસાનની ફરજ છે કે તેને તાબે થાય. યાહુદીઓની ફરજ હતી કે ઈસા (અ) ની તાવીલ પર ગોર કરતે અને જ્યારે ખુદાતઆલાના

૧૨૪૦૦૦ પેગમ્બરોમાંથી કોઈબી આસમાન પરથી નથી આવ્યો ત્યારે તેઓના સારૂ ખુદા પોતાની સુંનત કેવી રીતે તોડે? પણ યાહુદીઓ બોલેબોલ મુજબની નીશાની પુરી થાય નહી ત્યાં સુધી માનવાનો ઈનકાર કરયો અને એ ખોટો શખસ તેઓને છેતરવા આવ્યો તેની સજામાં તેને ફાંસી દઈ મારી નાખવાનુ નકી કીધું. તેઓની એવી વરતણુકના લીધે ખુદાતઆલાએ કોરાને શરીફમાં એઓનુ નામ મગઝુબે અલયહીમ રાખ્યું છે એટલે તે લોકો કે જેના પર ખુદાનો ગઝબ ઉતરયો. અને તે મુજબ ખરેખર યાહુદીઓની મોટી કોમ દીન પર દીન દુખી થતી ગઈ અને હજી બી યુરોપ વગેરે ઠેકાણે બહુ હીણાતી ફરે છે ઉપરાંત આખેરતની સજા હવે પછી જણાશે. આપણા દેશમાં બી યાહુદીઓ છે તેઓને પુછી જોશો તો કહેશે જે હજી અમો ઈલીઆસ (અ) આસમાનથી આવશે એવી માન્યતા રાખીએ છીએ જ્યારે આપણે કોરાને શરીફથી જાણી ચુકા છૈએ જે ઈલીઆસ (અ) પછી આવનાર ઈસા (અ) બી આવી ચુકા અને તેઓ પછી આવનાર હઝરત મહમદ (સ) બી આવી ચુકા અને તેને ૧૩૦૦ વરસ બી થઈ ચુકા. તે ઝમાનામાં જે યાહુદીઓને ખુદાનો ડર હતો તેઓએ ઇસા (અ) ની મઝકુર તાવીલ કબુલ કરી અને તેઓ તે પછી ઈસાઇઓ યાને ખ્રીસ્તીઓ તરીકે મશહુર થયા. એ સરવે બાબત યાહુદીઓ અને ખ્રીસ્તીઓની મઝહબી કીતાબ બાઇબલમાં વીગત વાર જણાવેલી છે. અને ખ્રીસ્તીઓ એ પેશગોઇની ખરી પડેલી તાવીલ અવાર નવાર બ્યાન કરયા કરે છે જેઓને એ બાબતની તપાસ કરવી હોય તે તા. ૧૯ મી મારચ ૧૯૧૬ ના Times of India યા Advocate of India માં તપાસશે તો જણાસે જે રવીવાર તા. ૧૨ મી મારચ ૧૯૧૬ ના દીને New Hall Sermon માં ભાષણ કરનારે મજકુર પેશગોઇ વીસે બાઈબલના ફકરા ટાંકી જણાવ્યું કે—

This prophecy must not be understood to mean that Elijah (ઇલીઆસ અ.) will personally ap-

pear upon earth, but must be understood to be a message given in spirit and power of Elijah. This prophecy met a partial fulfilment in John the Baptist's message, not that John (યહસા અ) was Elias, but he preached in the spirit and power of Elias. Read matt 11 : 14, matt 17 : 10–12 and Luke 1 : 1 .

એટલે "એ પેશગોઈની એ મતલબ નથી કે ઈલીઆસ (અ) પોતે દુન્યામાં પાછા જાહેર થશે પણ તેની એ મતલબ છે કે તેઓનો પેગામ રૂહાની શકતીમાં આવશે. અને તે મુજબ એ પેશગોઈ યહયા (અ) માં ખરી પડી તેથી એમ નહી સમજવું કે યહયા (અ) પોતે ઈલીઆસ (અ) હતા પણ તે તેઓની રૂહાની શકતીમાં હતા." અને બાઈબલમાં એ ફકરા કયા પ્રકરણોમાં છે તે જાહેર કરયા.

એ ઉપરાંત ઈસલામી બુઝરગોએ બી કેવી રીતે યાહુદીઓએ મજકુર પેશગોઈ સમજવામાં ભુલ ખાધી અને તે પછી ઈસાઈઓએ મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (સ) બાબે એવી રૂહાની પેશગોઈની મતલબ સમજવા ભુલ ખાધી તે વીસે લંબાણથી પોથાઓના પોથા ભરયા છે. જેમાંનો એક દાખલો મક્કે શરીફના મહા વીદવાન મોહાજર મોલાના મોલવી રહેમતુલ્લાહ સાહેબે ઈઝહારૂલ હક નામની અરબી કીતાબ જેનો ગુજરાતી તરજુમો રાંદેર વાલા મશહુર મોલવી મોહમદ બીન હાફેઝ સાહેકે કરયો છે તેમાંથી આપું છું મજકુર કીતાબનો યુરોપીઅન ભાષાઓમાં બી તરજુમો થયો છે. મક્કે શરીફવાળા મોલવી રહેમતુલ્લા સાહેબ યાહુદીઓનો કીસ્સો બ્યાન કરતાં ફરમાવે છે "**આગલો નબી જયારે પાછલા નબીની ખબર આપે તો તે ખબર આપવામાં આવું બંધન નથી કે તે પુરતા ખુલાસાથી ખબર આપે કે ફલાણા કબીલામાંથી ફલાણા વરસમાં ફલાણા શહેરમાં નીકળશે**

**અને તેની સીફત આવી આવી થશે. એટલુંજ નહી પણ તે ખબર આપવી ઘણીવાર સાધારણ માણસ આગળ ભેદ ભરેલી હોય છે. અને મુખીઓની આગળ વલગણને લીધે ખુલ્લી પડે છે. અને કદી તો તેઓપર પણ છુપી રહે છે. પણ પાછલા નબીના દાવા કીધા બાદ કે આગલા ભવીષ્ય વાદીઓ મારી વીસે ખબર આપી છે."** પણ ઈસા (અ) ની મજકુર તાવીલ યાહુદીઓએ ન માની કેમકે તેઓના આલીમોને એ તાવીલ પડવડી નહી તેથી ઇસા (અ) યાહુદી આલીમોને નીચે મુજબ ઠપકો આપે છે "**તમો આલીમો પર અફસોસ છે કેમ કે તમો ઈલ્મની કુંચીઓ લઇ ગયા છો, તમો પોતે માંહે દાખલ થતા નથી જેઓ માંહે દાખલ થતા હતા તેઓને તમોએ અટકાવ્યા**" ( લુક ૧૧×૫૨ ) જુઓ ઈઝણુલ હક પાનુ ૧૧૩

એ મુજબ યાહુદીઓએ પોતાના આલીમોની તાલીમ મુજબ ઇસા (અ) ને માનવાનો ઈનકાર કરયો. પણ તે આટલુંજ કરીને અટકયા નહી પણ એઓની બાઇબલમાં એ લખેલું છે જે ખોટો પેગમ્બર હોય તે ફાંસીથી યા કતલથી મારયો જાય અને તે લાનતી મોતે મરે અને તેની રૂહ દોઝખમાં જાય. તેથી યાહુદી આલીમોએ એઓ પર તે સરવે બાબત પુરી કરવા એઓપર કુફ્રનો ફતવો ઠોકી આપ્યો. અને એવા ખોટા દાવેદારને ફાંસી દઈ મારી નાખવો જોઇએ એ ફતવાના આધારે તેઓ પર મુકદમો માંડયો. ખોટી શાક્ષીઓ આપી અને તેથી લાચારીએ જજને ફાંસીની સજા ફરમાવવી પડી. પણ એઓ ફાંસીના માચડાપર મરણ ન પામ્યા પણ બેસુધ થયા હતા અને રફતે રફતે પોતાના હવારીયોના હાથમાં હુશયાર થયા. એઓને જે જખમો થયા હતા તે સારૂ ખાસ મલમ તૈયાર કરવામાં આવ્યો હતો જે આજદીન સુધી "મરહમે ઈસા" એવે નામે ઈસલામી કીતાબોમાં તથા 'Jesus Ointment' ના નામે

યુરોપીઅનોમાં મશહુર છે. બલકે તેનો અસલ પ્રીસકીપશન બી જુદી જુદી ભાષાઓમાં મોજુદ છે. ત્યારબાદ એઓ ત્યાં રેહવાનુ સલામત ન ધારી અફ્ગાનીસ્તાનને રસ્તે ધર્મ બોધ કરતાં કેશમીર આવ્યા કેમકે તે તરફ બી બની ઈસરાઈલની કોમ રહેતી હતી જેઓને ધર્મ બોધ કરવાની એઓપર ફરઝ હતી જે એ રવેસે તેઓએ અદા કરી મરણ પામ્યા. અને શીરીનગરમાં ખાનયાર મોહલામાં એઓની કબર મોજુદ છે અને તે સરવેને મશહુર છે. એ સરવે વીગતો રફ્તે રફ્તે ખુદ યુરોપીઅન તવારીખ નવેશો મારફતે જાહેર થઇ ગઈ છે.

ઇસલામીઓનો એ અકીદો છે જે ખુદાતઆલાએ ઈસા (અ) ને યાહુદીઓના ઝુલમથી બચાવવા આસમાન પર ઉપાડી લીધા કારણ કે એઓ વીસે કોરાને શરીફમાં 'રફા' શબ્દ વપરાયો છે. જ્યારે 'રફા' શબ્દ આપણા રસુલુલ્લાહ (સ) પોતાના વાસ્તે બી વાપરતા હતા તથા દરેક મોઅમીન પાંચે વખતની નમાઝમાં એ શબ્દ દુઆમાં વાપરે છે તેની મતલબ રૂહની બુલંદી થવી છે શરીરને આસમાન ઉપર ઉપાડી લેવાની નથી જ્યારે ઈસલામીઓ ઈસા (અ) સારૂ ખાસ શરીરને ઉપાડી લેવાનુ સમજે છે. ખુદાતઆલાએ એ શબ્દ વાપરવાનો સબબ એ જે યાહુદીઓનુ એ કહેવું હતું જે ઈસા (અ) ખોટા પેગમ્બર હતા અને એઓની કીતાબમાં જણાવવામાં આવ્યું હતું જે ખોટો પેગમ્બર ફાંસીથી યા કતલથી મારયો જાય અને તે લાનતી મોતે મરે તેથી તેની રૂહની બુલંદી ન થાય બલકે તેની રૂહ દોઝખમાં જાય. યાહુદીઓનો આ ખોટો ખ્યાલ રદ કરવા ખુદાતઆલા કોરાને શરીફમાં જણાવે છે જે એ નથી કતલથી ન ફાંસીથી મારયો ગયો છે પણ કુદરતી મોતે મરયો છે તેથીજ એની રૂહની બુલંદી થઇ છે. યાહુદીઓની પોઈંટ રૂહની બુલંદી ન થશે એ હતી. કેમકે એઓની કીતાબમાં એ ન લખ્યું હતું જે ખોટા પેગમ્બરનુ શરીર આસમાન પર ન ઉપડશે પણ તેનુ રૂહ આસમાન પર ન ઉપડશે તેથીજ ખુદા કહે છે એની રૂહની

બુલંદી થઈ છે શરીરની બુલંદીનો સવાલજ નથી. આગળ જતાં ઇસા (અ) ની વફાત સાબીત થશે ત્યારે ખુલ્લુ જણાશે જે એ શબ્દ રૂહની બુલંદી માટે વપરાયો છે. કેમકે રૂહની બુલંદી વફાત પછીજ થાય છે.

એ મુજબ જેવી રીતે યાહુદીઓમા એ ખોટો અકીદો હતો જે ઈલીઆસ (અ) ને આસમાન પર ઉપાડવામાં આવ્યા: છે અને તેઓજ પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે આબાદ તેજ અકીદો ઈસલામીઓમાં છે જે ઇસા (અ) ને આસમાન ઉપર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસમાન ઉપરથી ઉતરી આવશે. પણ એ આસમાન ઉપર ઉપડી જવાની ખરી તાવીલ ઈસા (અ) એ યાહુદીઓને જણાવી તે એ હતી જે રૂહની બુલંદી થવી અને આસમાન ઉપરથી ઉતરી આવવાની ખરી તાવીલ એ હતી જે રૂહાની ખસલતમાં બીજોજ શખસ આવે. અને તે મુજબજ થયું. પણ યાહુદીઓની કીતાબમાં સાફ લખેલું હતું જે ઈલીઆસ (અ) આસમાનથી આવશે તેથીજ તેઓ ઇસા (અ) ની એ તાવીલ માનવા સાફ ના પાડી પણ આખરે ઈસા (અ) સાચા ઠર્યા કેમકે ઈલીઆસ (અ) આસમાનથી આવ્યાજ નહી અને યાહુદીઓએ ઈસા (અ) નો ઇનકાર કીધો તે માટે ખુદાએ તેઓને મગઝુબે અલયહીમ ઠરાવ્યા. હવે ઇસલામીઓ બી આબાદ યાહુદીઓને પગલે ચાલે છે અને કહે છે જે ઈસા (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ પાછા આસમાન પરથી ઉતરી આવશે તોજ માનીશું. ખુદાએ યા આપણા હઝરત રસુલુલ્લાહ (સ) એ કોઈબી ઠેકાણે એમ કહ્યું નથી જે ઇસા (અ) ને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને તેઓજ આસમાન પરથી ઉતરી આવશે આસમાનનો બોલ ન તો કોરાને શરીફમાં છે ન તો હદીસમાં. એકબારગી ખરેખર આસમાનનો બોલ હતે જેવી રીતે કે યાહુદીઓની કીતાબોમાં હતું છતાં તેની તાવીલ એજ સમજવી જોઇએ કે તેની રૂહાની ખસલતમાં બીજો શખસ આવશે. કેમકે જ્યારે એક વખત એવી પેશ-

ગોઈની ખરી તાવીલ ઈસા (અ) મારફતે સાબીત થઈ ગઈ અને આપણે ઈસા (અ) ને સાચા પેગમ્બર માન્યે છીએ તો એઓની તાવીલ બી ખરીજ માનવી જોઈએ. એઓની એવી તાવીલનો યાહુદીઓએ ઈનકાર કરયો તેથી તેઓ મગઝુબે અલયહીમ બન્યા તેવી રીતે આપણે બી એવી પેશગોઈની તેવી તાવીલનો ઈનકાર કરી મગઝુબે અલહીમ ન બનવું જોઈએ. પણ ઈસલામીઓની કોરાને શરીફમાં યા હદીસ શરીફમાં આસમાનનો બોલ મુદલ છેજ નહી છતાં ઈસલામીઓ પોતાના ખોટા અકીદાનેજ લીધે યાહુદીઓ જેવી ઝીદ પકડી બેસસે તો તેઓબી યાહુદીઓ જેવા મગઝુબે અલયહીમ થશે. અને આપણા મહાન પેગમ્બર સાહેબે એ પેશગોઈ બી કીધી છે જે આ ઉમત આખર ઝમાનામાં યાહુદ થશે. એટલે યાહુદીઓની રૂહાની ખસલત એખત્યાર કરશે. અને આબાદ ઈસલામીઓ તેમજ કરે છે. અને તેથીજ ખુદાતઆલાએ સુરે ફાતેહામાં એ દુઆ શીખવી છે જે "ઓ ખુદા અમને તેઓનો રસ્તો ન દેખાડ કે જેઓપર તારો ગઝબ થયો" હવે ગઝબ થયો તે કોમ યાહુદીઓની છે તે કોરાને શરીફથી હદીસ શરીફથી તથા દરેક સુની શીઆ તફસીર લખનારના એકમતથી જગજાહેર કરે છે. માટે ઈસલામીઓએ ચેતવું જોઈએ અને યાહુદીઓ જેવી રૂહાની ખસલત એખત્યાર કરી **રૂહાની યાહુદી** બની ઈસા (અ) ની રૂહાની ખસલતમાં આવનાર **રૂહાની ઈસા ઇબને મરયમ**નો ઈનકાર કરી મગઝુબે અલયહીમ ન બનવું જોઈએ.

આવી ખુલ્લી બીના હોવા છતાં અફસોસ છે કે ઈસલામીઓ હઝરત મીરઝા સાહેબને કે જેઓ ઈસા (અ) ની રૂહાની ખસલતમાં જાહેર થયા છે તેઓનો ઈનકાર કરે છે. જે કોઈ ઉપલી બાબત ધ્યાનથી વાંચશે તે એક પલ બી ઢીલ ન કરશે અને યાહુદીઓની માફક ખોટી ઝીદ કરી મગઝુબે અલયહીમ ન બનશે. અગર ઈસલામીઓ સારૂ ખુદાતઆલા ઈસા (અ) ને આસમાન પરથી મોકલે કે **જેનો મુદલ વાયદો વટીક આપવામાં નથી આવ્યો તો યાહુદીઓ**

સારૂ કે જેઓને ખુલ્લો વાયદો કરવામાં આવ્યો હતો જે ઈલી-આસ (અ) આસમાનથી આવશે તેઓના સારૂ શા માટે ઈલીઆસ (અ) ને આસમાન પરથી ન મોકલ્યો? ખુદાની નઝરમાં તો પોતાના સરવે બંદા એક સરખા છે તેથી સરવે બંદાઓ સારૂ એક સરખો કાયદો રાખ્યો છે. બલકે યાહુદીઓ વધારે દયાને પાત્ર છે કેમકે તેઓને એવી પેશગોઈની એવી તાવીલ થાય છે તે ખબર ન હતી. ઇસલામીઓને તો એવી પેશગોઇની એવી તાવીલ થાય છે અને તે ખરી ઠરી તેની ખાત્રી બી થઈ ગઈ છતાં શું ઇસલામીઓ ખોટી ઝીદ પકડી બેસસે? એટલુંજ નહી પણ ઇસલામીઓની એટલે હદ સુધીની ખાત્રી કરવામાં આવી છે જે ઇસા (અ) વફાત પામ્યા છે એટલુંજ નહી પણ તેઓ બીજી વાર આ દુન્યામાં હરગીઝ નથી આવનાર તે ખુદ ખુદાના કલામ કોરાને શરીફથી સાબીત છે. એટલુંજ નહી પણ આગલા ઈસા (અ) નો શરીરનો આકાર જુદો હતો અને આવનાર ઈસા (અ) નો આકાર જુદો છે અને તે આ ઉમતમાંથીજ આવશે એટલી હદ સુધી ખુલ્લું જણાવી દેવામાં આવ્યું છે તે છતાં શું ઇસલામીઓ ઈનકાર કરશે? તો પછી પોતાની એ ઝીદના લીધે કોણને ખમવું પડશે? જુઓ યાહુદીઓ પોતાના આલીમોના પગલે ચાલી કેવી રીતે દુખી થયા અને મગઝુબે અલયહીમ બન્યા તેથી ઈસલામી-ઓની ફરઝ છે કે આગલાઓ પર ગુજરેલી બીના જાણવા છતાં આલીમોના કહેવા પર ચીટકી બેસી ખુદા અને તેના રસુલના ફર-માનોની તરફ બેદરકારી દેખાડવી તે આબાદ યાહુદીઓ મુજબ પોતાના હાથે પોતાની ખરાબી કરી લેવી છે. યાહુદીઓ માટે ઘણો ગુચવાડો હતો પણ ઇસલામીઓ માટે યાહુદીઓના ભોગે ઘણી બાબતોના એવો સાફ ખુલાસો થઈ ગયો છે જે તેઓ હક શું છે તે એક તડાકામાં આસાનીથી સમજી શકે.

---

# ઈસા (અ) ની વફાતની સાબેતીઓ.

( ૧ ) ખુદા ફરમાવે છે "**ઓ ઈસા હું તને વફાત આપીશ અને તને બુલંદ કરીશ**" જુઓ ખુદા કેવા ખુલ્લા શબ્દોમાં જણાવે છે હું તને વફાત આપીશ (યાહુદીઓના પ્રપંચથી તમો ફાંસીથી યા કતલથી મારયા ન જશો પણ કુદરતી મોતે વફાત પામશો) હવે જે વફાત પામે તેનુ રૂહ આસમાન પર બુલંદ થાય ન કે તેનું ખાકી શરીર આસમાન પર ઉપડે.

( ૨ ) ખ્રીસ્તીઓ જેઓ ઈસા (અ) ને ખુદા અને ખુદાનો છોકરો કરીને પુકારે છે તથા બીજાઓ જેઓ એવો શીરકનો ગુનાહ કરે છે તેઓ માટે ખુદા ફરમાવે છે "**અને જેઓ ખુદા સીવાય બીજાને પુકારે છે તેઓ કંઈ પેદા કરી શકતા નથી અને તેઓ પોતેજ પેદા થયલા છે તેઓ મુરદા છે જીવ વગરના છે અને તેઓ જાણતા નથી કે કયારે તેઓને ઉઠાડવામાં આવશે**" (કુરાન પ્રકરણ ૧૬ આયત ૨૦-૨૧-૨૨)

દુન્યામાં ખ્રીસ્તીઓનો સૌથી મોટો ટોલો છે જે એક ઈનસાનને ખુદા અને ખુદાનો છોકરો બનાવી બેઠા છે તેઓની ગુમરાહી તોડવા ખુદાએ કેવો ખુલ્લો જવાબ આપ્યો છે જે જેઓને તેઓ ખુદા તરીકે પુકારે છે તેઓ પોતે પેદા થયલા છે કાંઈ પેદા કરી શકતા નથી. અને તેઓ મરણ પામેલા છે જાન વગરના છે જુઓ ખુદાતઆલાએ મોત વીસે શક ન રહે તે માટે મુરદા અને વગર જીવના એવા બે ખુલ્લા શબ્દો કેવી રીતે ભાર મુકીને વાપરયા છે. શું ઈસા (અ) ની વફાત સાબીત કરવાની આ આયતને કોઈ કયામત સુધી તોડી શકનાર છે? હરગીઝ નહી.

( ૩ ) ખ્રીસ્તીઓ જેઓ ઇસા (અ) ને ખુદા તથા ખુદાનો છોકરો એવા દરજ્જો આપતા હતા ખુદા જેવી અમર જીંદગી ભોગવનારો સમજતા હતા તેઓ માટે ખુદા ફરમાવે છે "**ઈસા ઈબને મરયમ એક પેગમ્બર સીવાય બીજો કોઈ નથી અને બેશક એની અગાઉના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે ( તેવી રીતે એબી વફાત પામી ચુકો છે )** ( કુરાન પ્રકરણ ૫ આયત ૭૪ )

કેમકે જેવી રીતે ઇસા (અ) ની આગમજ આવેલા પેગમ્બરો ઈનસાનજ હતા તેવી રીતે એ બી એક ઇનસાન હતો અને જેવી રીતે તેઓ વફાત પામ્યા છે તેવી રીતે એ બી વફાત પામ્યો છે.

( ૪ ) હજી બી કોઇને શક હોય તો નીચલી આયત જુઓ કે જ્યારે ઓહોદની લડાઈમાં હઝરત રસુલુલ્લાહ (સ) ઘાયલ થયા ત્યારે એવી અફવા ઉડી કે એઓ શહીદ થયા છે ત્યારે કેટલાઓનો ઇમાન ઈસલામ વીસે ઢચુપચુ થવા લાગ્યુ ત્યારે ખુદાતઆલાએ નીચલી આયત નાઝીલ કરી "**અને મોહમદ (સ) એક પેગમ્બર સીવાય બીજો કોઈ નથી અને બેશક એની અગાઉના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે ( તેવીજ રીતે ) જો એ (બી) મરી જાય અથવા મારયો જાય તો શું તમે તમારી એડી ઉપર પાછા ફરશો ( એટલે ઈસલામ તજી દેશો )**
( કુરાન પ્રકરણ ૩ આયત ૧૪૩ )

જુઓ ખુદાતઆલાએ જેવી રીતે આગલી આયતથી ઇસા (અ) ની આગમજના સરવે પેગમ્બરોની વફાત સાબીત કરી આપી આબાદ તેજ શબ્દોની આયતથી હઝરત મહમદ (સ) ની આગમજના

પેગમ્બર હઝરત ઇસા (અ) ની વફાત સાબીત કરી આપી. કુરાન પર જેને ઈમાન હશે તેને હવે ઈસા (અ) ની વફાત વીસે મુદલ શક રહેશે નહી પણ જે વગર સનદના અકીદાને ખુદાની આયતોથી મોતેબર સમજનાર હશે તે હજી ઇસા (અ) ને આસમાન પર જીવતો સમજશે.

( ૫ ) હજી બી કોઇને શક હોય તો આ આયત બીજે એક ઠેકાણે વાપરવામાં આવી તે બીના સાંભલો. જ્યારે આપણા મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (સ) વફાત પામ્યા ત્યારે હઝરત ઉમર (રદી) તથા બીજા કેટલાક સહાબીઓ વીચારમાં પડ્યા જે હજી ઇસલામના સરવે વીરોધીઓ હલાક થયા નથી તેની આગમજ રસુલુલ્લાહ (સ) કેમ વફાત પામે હઝરત ઉમર (રદી) તલવાર કાહાડી બેઠા કે જે કોઈ એ કહેશે કે રસુલુલ્લાહ (સ) વફાત પામ્યા છે તો હુ તેની ગરદન ઉડાડી નાખીશ. આ ઉપરથી હઝરત અબુબકર (રદી) સરવે સાહબીઓને ભેગા કરયા અને મીમ્બર પર ચહડી ખુતબો પઢયો અને તેજ આયત પઢી કે “ **મહમદ (સ) એક પેગમ્બર સીવાય બીજો કોઇ નથી બેશક એઓની આગમજના સરવે પેગમ્બરો વફાત પામી ચુકા છે તેવીજ રીતે એઓ બી વફાત પામ્યા છે અને વલી ફરમાવ્યું કે હવે મહમદ (સ) ની પરસ્તીશ કરનાર હોય તે જાણે કે મહમદ (સ) વફાત પામ્યા છે અને જે ખુદાની પરસ્તીશ કરનાર હોય તે જાણે કે ખુદા અમ્મર છે.**

આ ઉપરથી સરવે સહાબીઓ પાછા એકમત થઇ ગયા અને હઝરત ઉમર (રદી) ઉપર આ આયતથી એવી અસર થઇ કે તેઓએ પોતાની તલવાર ફેંકી દીધી અને કહ્યું કે આ આયત ગોયા ખુદાતઆલાએ ખાસ તમો પર હમણા નાઝીલ કરી હોય

એવી મારા પર અસર થઇ છે. આ ઉપરથી સાબીત થયું કે હ-ઝરત રસુલુલ્લાહ (સ) ની વફાત બાદ સરવે સહાબીઓનો પેહલો ઇજમો એ બાબદ પર થયો કે હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ ) તથા એઓની આગમજના સરવે પેગમ્બરો વફાત પામ્યા છે. ( ઉપલી હકીકત સારૂ જુઓ સહી બુખારી પાને ૬૪૦ ) આટલું છતાં જે કોઇ હજી બી ઇસા (અ) ને હયાત માનશે તે હ-ઝરત અબુબકર (રદી) ના ફતવા મુજબ ઈસા (અ) ની પરસતીશ કરનાર લેખાશે.

( ૬ ) જેઓનો એ અકીદો છે જે ઇસા (અ) આસમાન ઉપર વગર હદની લાંબી જીંદગી ગુજારે છે અને આસમાન તેઓ માટે એક આરામગાહ છે ત્યાંજ તેઓનું ભરણ પોસણ થાય છે શુ તેઓ ખુદાતઆલાની નીચલી આયતને ખોટી નથી પાડતા ?

ખુદા ફરમાવે છે “ તમારા સારૂ ઝમીન 'એક આરામ ગાહ અને અમુક મુદત સુધી ભરણ પોસણ છે ત્યાંજ તમો ઝીંદગી ગુજારશો અને ત્યાંજ તમો મરી જશો અને ત્યાં-થીજ તમને બાહેર કાઢવામાં આવશે. ” ( કુરાન પ્રકરણ ૭ આયત ૨૩–૨૪ )

જુઓ ખોટા અકીદા ખુદાતઆલાના કલામથી કેવા કપાઇ જાય છે.

( ૭ ) ઇસા (અ) કહે છે (ખુદાએ) મને એ હુકમ કરયો છે જે જ્યાં સુધી હું જીવતો રહું ત્યાં સુધી નમાઝ પઢું અને ઝકાત આપું ( કુરાન પ્રકરણ ૧૯ આયત ૩૧ )

અગર ઇસા (અ) આસમાન પર જીવતા છે તો શું તેઓ

ત્યાં કાંઈ રોઝગાર બી કરે છે અને નાણું બી કમાય છે ખરા ? કેમકે તેઓને ખુદાએ હુકમ કરયો છે જ્યાં સુધી તેઓ જીવતા રહે ત્યાં સુધી નમાઝ પઢે અને ઝકાત બી આપે ત્યારે ત્યાં તેઓ ખાકી શરીર સાથે જીવતા હશે તો નાણું બી કમાતા હશે અને તે પર ઝકાત બી આપતા હશે. અને આસમાન પર ઝકાત લેનારા મોહતાજો બી વસ્તા હશે ખરા ? જુઓ એક ખોટો અકીદો કેવી રીતે સરવે ઠેકાણેથી પડી ભાગે છે.

( ૮ ) એક વખત કેટલાક સહાબીઓ તોરેત ઈન્જીલ પઢતા હતા ત્યારે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે " **અગર સુસા (અ) યા ઇસા (અ) જીવતા રહેતે તો મારી પૈરવી વગર તેઓનો છુટકો નહતો** " એઓએ જ્યારે ફરમાવ્યું કે **જીવતા રહેતે** તો તેથી સાબીત થયું કે તેઓ બેઉ વફાત પામ્યા છે.

( ૯ ) હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે " **આજથી ૧૦૦ વરસ પછી હાલના મોજુદા લોકોમાંથી કોઇબી જીવતો ન રહેસે** " આ ઉપરથી ઇસા (અ) યા બીજા કોઇને બી જે કોઇ જીવતો ધારતો હોય તેની વફાત સાબીત થઇ ગઈ ( મુસલીમ તીરમઝી )

(૧૦) હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે " **તમો પોતાના નબીની વફાતથી શા માટે બીહો છો શું કોઈ નબી મારાથી પેહલે જીવતો રહયો છે જે હું તમારામાં રહું ?**

(૧૧) એવી ઘણી હદીસો તથા આયતોથી ઇસા (અ) ની વફાત વગર શકે ખુલ્લી રીતે સાબીત થાય છે પણ નીચલી આયતથી તો વફાત સાબીત થવા ઉપરાંત તેઓ હરગીઝ ફ

ન્યામાં બીજીવાર નથી આવવાના તે બી સાબીત થઈ જાય છે. ખુદાતઆલા આ આયતથી કયામતના દીને ઈસા (અ) સાથે જે સવાલ જવાબ થશે તેનો દેખાવ બ્યાન કરે છે જેમકે ખુદાતઆલા ઇસા (અ) ને સવાલ કરશે "એ ઈસા ઈબ્ને મરયમ શું તેં માણસોને કહ્યુ કે મને અને મારી માને ખુદા સીવાય તમે બે ખુદા તરીકે લેઓ? ઈસા (અ) જવાબ આપશે સરવે તારીફ તારે માટે છે મને લાયક નથી કે જે મને ગટતું નથી તે બોલું. જો મેં તે કહ્યું છે તો તે તેં જાણ્યું છે તું મારા દીલમાં જે છે તે જાણે છે પણ તારા દીલમાં જે છે તે હું જાણતો નથી. બેશક તું ગૈબનો જાણનાર છે તેં જે મને હોકમ કરયો તે સીવાય મેં તેમને કહ્યું નથી કે તમે ખુદાની બંદગી કરો જે મારો પરવરદીગાર અને તમારો પરવરદીગાર છે અને હું શાક્ષી રહ્યો જ્યાં સુધી હું તેઓની વચે હતો પછી જયારે તેં મને વફાત આપી ત્યારે તુંજ તેઓની ઉપર નીગેહબાન હતો અને તુંજ સરવે ચીઝ ઉપર સાક્ષી છે. (કુરાન પ્રકરણ ૫ આયત ૧૧૫-૧૧૬)

આ બ્યાનથી ઇસા (અ) જણાવે છે જે એઓએ પોતાની ઉમતને ખુદાનીજ બંદગી કરવાની હીદાયત આપી હતી અને જયાં સુધી એઓ તેઓ વચે હતા ત્યાં સુધી તેઓની ઉમત ખુદાનીજ બંદગી કરતી હતી તેના તેઓ સાક્ષી છે પણ જયારે ઇસા (અ) ને વફાત આપવામાં આવી તે પછીનો અહેવાલ ખુદાજ જોનાર હતો. કેટલાકો તવફાના શબ્દનો એ અર્થ લેછે જે આસમાન પર ઉપાડી લીધો જે તદન ખોટું છે કેમકે કોરાને શરીફમાં તથા હ દીસોમાં સેંકડો જગે એ શબ્દનો અર્થ વફાત થાય છે પણ તકરારની ખાતર આપણે એ બી કબુલીએ કે આસમાન પર ઉપાડી લીધો તો બી એની એજ મતલબ થઇ કે પછી જયારે તેં મને આસમાનપર ઉચકી લીધો તે પછીના અહેવાલનો તુંજ નીગેહબાન છે. અગર

એજ ઇસા (અ) બીજીવાર દુન્યામાં આવનાર હતે તો તેઓ પોતાની ઉમત પોતાને ખુદા અને ખુદાનો છોકરો બનાવે છે અને તેઓની માને બી તેમાં શરીક કરે છે તે સરવે જાણ્યું હતે અને તેઓ સાથે જંગ કરી તેઓનો ખોટો અકીદો રદ કરયો હતે પણ તેઓ તો કયામતના દીને એ બ્યાન કરનાર છે જે મને તેં આસમાન પર ઉપાડી લીધો તે પછીનો હેવાલ હું કાંઇ જાણુતો નથી તુંજ જાણે છે શું ઇસા (અ) કયામતના દીને એવું જુઠું બોલશે ? હરગીઝ નહી. એઓ શું કહેશે તેનો જ્યારે ખુદાજ જવાબ આપે છે તો તેઓ જુઠુ કેવી રીતે બોલી શકે ? આ પરથી સાબીત થયું કે એઓની વફાત પછી યા લોકોના ધારવા મુજબ આસમાન પર ઉચકી લીધા પછીના અહેવાલથી એઓ નાવાકેફ છે ત્યારે ઇસલામીઓ કેવી રીતે એવો અકીદો રાખી શકે જે તેઓજ પાછા આવનાર છે ? ખુદ ખુદાના શબ્દોથી એઓ હરગીઝ આવનાર નથી એમ ખુલ્લુ સાબીત થાય છે છતાં જે કોઇ એવો ખોટો અકીદો રાખે જે તેઓજ આવનાર છે તે શું ખુદા સાથે જંગ નથી કરતો ? ખુદા જે બાબતની ના કહે છે તે બાબતની સરકશી કરવી કે તેઓજ આવશે એના જેવો અઝીમ ગુનાહ બીજો કયો હશે ? ગરીબ બીચારી ઇસલામી ઉમત તેઓના આલીમોની ખોટી તાલીમના લીધે છતી આંખે પોતાનો ખરાબો કરી લે છે. બીચારા યાહુદીઓને તો ખુલ્લો વાયદો અપાયો હતો કે ઇલીઆસ(અ) આસમાન પરથી આવશે છતાં તેઓ ન આવ્યા પણ બીજોજ શખસ તેઓની રૂહાની ખસલતમાં જાહેર થયો ત્યારે ઇસલામીઓને આસમાનથી ઇસા (અ) આવશે તેનો મુદલ વાયદો વટીક નથી આપવામાં આવ્યો બલકે તેઓ હરગીઝ દુન્યામાં બીજી વાર ન આવશે તે ખુદ ખુદાતઆલાના મુબારક કલામથી સાબીત છે છતાં એવીજ ઝીદ કરવી જે તેઓજ આસમાનથી આવશે એ કાંઇ જેવી તેવી ગુમરાહી છે ! શું ગુજરાતી જાણુનારા ઇસલામીઓમાં આલીમોથી ન ડરનારા પણ ખુદાથીજ ડરનારા સ્વતંત્ર આસામીઓ નથી ? શું કોઇ એવા હીમતી

શખસો બાહેર ન પડે કે જેઓ પોતાની કોમને આલીમોના ખોટારા જાહેર કરી આપે અને આખી કોમને બચાવવાનુ સવાબે દારેન હાંસલ કરે? શું મરવા બાદ તેઓને આલીમો સાથે કામ છે યા ખુદા સાથે?

(૧૨) જેવી રીતે ઇસા (અ) કયામતના દીને પોતાની ઉમતના અહેવાલથી પોતાને બીનમાહીતગાર જણાવશે તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) પોતાની ઉમતના અહેવાલથી પોતાને બીનમાહીતગાર જણાવશે જેમકે તેઓ ફરમાવે છે "કયામતના દીને જ્યારે મારા કેટલાક ઉમતીઓને પકડવામાં આવશે ત્યારે હું કહેવશ જે એઓ મારા ઉમતીઓ છે ત્યારે મને જવાબ મળશે જે તું જ્યારે એઓથી જુદો થયો તે પછી એ લોકો મુરતદ થયા ત્યારે હું તેજ કહેવશ જે નેક બંદા ઈસા ઈબ્ને મરયમે કહ્યા કે "હું તેઓના હાલથી વાકેફ હતો જ્યાં સુધી હું તેઓ વચ્ચે હતો પછી જ્યારે તેં મને વફાત આપી તે પછી તુંજ નીગેહબાન છે" (બુખારી પાનુ ૪૮૩-૪૯૦)

હવે રસુલુલ્લાહ (સ) તો વફાત પામ્યા છે અને તેઓની કબર શરીફ મદીને મુનવરામાં છે તે સરવેને રોશન છે. કયામતના દીને જે આયત ઇસા (અ) કહેશે તેજ આયત એઓ બી કહેનાર છે છતાં ઇસા (અ) ના સારૂ તરજુમો કરવામાં આવે તો એ કહેવું જે તેઓને આસમાન પર ઉપાડી લેવામાં આવ્યા છે અને આપણા મહાન પેગમ્બર સાહેબ સારૂ તેજ શબ્દોની તેજ આયતનો તરજુમો કરવો હોય તો કહેવું જે વફાત પામ્યા છે! અફસોસ ઇસલામીઓ થઇને પોતાના પેગમ્બર કરતાં ઇસાઇઓના પેગમ્બરની કેવી ફઝીલત જાહેર કરે છે પણ એ સરવે શા માટે? ફક્ત પોતાના ખોટા અકીદાને ચીટકી રહેવા માટે! પણ તમે ગમે તેવા અર્થ કરો વફાત પામવાનો યા આસમાન પર ઉચકી લેવાનો પણ એ બાબત તો

નકી થઈ ગઇ કે ઇસા (અ) પોતાની ઉમતના અહેવાલથી બીલકુલ નાવાકેફી જાહેર કરનાર છે. ત્યારે તેઓજ પાછા આવશે એવો અકીદો રાખનાર ખુદાતઆલાનો તથા રસુલુલ્લાહ (સ) નો નાફરમાન ઠર્યો કે નહી? ઇસલામીઓ ચેતો તમારા આલીમોના ભમાવવાથી તમારા ઇમાનની ખરાબી ન કરો. જુઓ ખુદાતઆલા આલીમોના સારૂ કેવી સરટીફીકેટ આપે છે **"એ ઇમાનદારો બેશક ઘણા ખરા આલીમો તથા ઝાહેદો માણસોના માલ ને અન્યાયથી ખાઈ જાય છે અને તેઓને ખુદાના રસ્તાથી ફેરવી નાખે છે"** ( કુરાન પ્રકરણ ૯ આયત ૩૩ )

તે પછી રસુલુલ્લાહ (સ) ફરમાવે છે **"આખરી ઝમાનામાં** લોકોની હાલત એવી થઇ ગઇ હશે કે ઇસલામ ફક્ત નામનોજ રહી ગયો હશે. કોરાન પણ રસમી તોરથી પઢવામાં આવશે. મસજીદો ખુબ આબાદ હશે પણ તેમાં હીદાયતનો રસ્તો ન હશે. **તે વખતે આલીમો એવા હશે જે આસમાનની નીચે તેઓથી ખરાબ લોક બીજા કોઈ ન હશે જે કાંઇ ફેસાદ ફીતના થશે તે તેઓથીજ નીકળશે"** જુઓ આપણા મહાન પેગમ્બર સાહેબની એ પેશગોઇ કેવી આબાદ બોલે બોલ ખરી નીવડી છે. તે હરકોઇ દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકસે.

તે પછી જુઓ જે યાહુદી આલીમોએ ઇસા (અ) નો ઇનકાર કર્યો તથા પોતાની કોમને બી ઇનકાર કરનારા બનાવ્યા તેઓને ઇસા (અ) કેવો ઠપકો આપે છે **"તમો આલીમો પર અફસોસ છે કેમકે તમો ઇલમની કુંચીઓ લઇ ગયા છો, તમો પોતે માંહે દાખલ થતા નથી અને જેઓ માંહે દાખલ થતા હતા તેઓને તમોએ અટકાવ્યા"** ( લુક ૧૧-૫૨ ઇઝહારૂલ હક પાનુ ૧૧૩ )

**આબાદ તેવોજ હાલ ઇસલામી આલીમો આ ઝમાનાના**

ઇસલામીઓનો કરે છે. અને કોમને ખુદાના ગઝબમાં લાવી મુકે છે. અફસોસ તો એ માટે છે કે ઇસલામી આલીમોપર હક વાત ખુલ્લી થઇ જવા છતાં પોતાની શરમીંદગી છુપાવવા સત્યનો ઇનકાર કરે છે અને તેમાં કોમનો ખરાબો કરી નાખે છે. ગુજરાતી જાણનારા ઇસલામીઓ માટે તેનો એક દાખલો નીચે રૂજુ કરૂં છું.

શીઆ ઇસનાઅશરીના મશહુર આલીમ હાજી ગુલામઅલી હાજી ઇસમાઇલે કોરાને શરીફનો ગુજરાતી તરજુમો તફસીર સાથે કરયો છે અને તેને આલીશાન તફસીર નામ આપ્યું છે. તે માંહેલી તફસીર અને તરજુમાથી ઇસા (અ) ની વફાત વગર શકે સાબીત થાય છે. તેઓ પાછા હરગીઝ નથી આવનાર તે બી સાબીત થાય છે એટલુંજ નહી પણ હઝરત મીરઝા સાહેબનો આખો દાવો તે મારફતે સાબીત થાય છે જે માટે મેં એઓ સાથે પત્ર વેહવાર ચલાવ્યો ખુદ એઓની તફસીરના ઉતારા લખી મોકલ્યા તેના જવાબમાં હક કબુલવાનો ઇનકાર કરયો એટલુંજ નહી પણ સાંઓ એના રદમાં એક કીતાબ બાહેર પાડવાનું જાહેર કરયું.

જુઓ એઓની તફસીરમાંના થોડાક નમુના **"શીઆ ઇસનાઅશરીઓના મશહુર આલીમ હાજી ગુલામઅલી હાજી ઇસમાઈલની આલીશાન તફસીરથી ઇસા (અ) ની વફાત તથા તેઓ પાછા એ દુન્યામાં ન આવશે તેની સાબુતીઓ."**

તફસીર પાને ૧૧૪૭ માં હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) નો મેઅરાજનો કીસ્સો બ્યાન કરતાં જણાવે છે "અબુલ આલીએ રીવાયત કરી છે કે **"હઝરત રસુલે ખુદા (સ) ફરમાવ્યું કે હઝરતે આદમ (અ) થી હઝરતે ઇસા (અ) સુધી તમામ પયગમ્બરોની અરવાહ ને મસજીદે અકસા કે જેને બયતુલ મુકદસ કહે છે તેમાં ભેગા કરી તેઓ સઘલાંએ મને સલામ કરી જેવી રીતે મલાએકાઓએ સલામ કરી હતી"**

આ હદીસથી સાબીત થયું કે હઝરત આદમ (અ) થી હઝરત ઈસા સુધી સરવે પેગમ્બરો વફાત પામ્યા હતા અને આસમાન ઉપર ફક્ત તેઓની અરવાહ રહે છે. જુઓ આ હદીસ કેવી ખુલ્લી રીતે ઈસા (અ) ની રૂહની સાબેતી આપે છે છતાં જેઓ એ અકીદો રાખે કે આસમાન પર તેઓની રૂહ નથી પણ તેઓ પોતાના ખાકી શરીર સાથે બેઠા છે તે ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ને ખોટા પાડે છે કે નહી ? કે જેઓની રૂહને એઓએ પોતાની નઝરે શએમેઅરાજમાં જોઇ. બીજું જેવી રીતે ઇસા (અ) વીશે ખોટો અકીદો છે જે તેઓ ૧૯૦૦ વરસ સુધી જીવતા બેઠા છે તેવીજ રીતે શીઆઓમાં એ ખોટો અકીદો દે છે જે બારમાં ઇમામ (અ) બી ૧૨૦૦ વરસ સુધી જીવતા બેઠા છે અને એ વીસે શીઆઓની મશહુર કીતાબ દલીલુલ ઇરફાનને પાને ૮૮ થી ૮૯ માં હઝરતે ઇમામે ઝએનુલ આબેદીન (અ) ની કેટલીક હદીસો ટાંકી એ પુરવાર કરવામાં આવ્યું છે જે બારમાં ઇમામ હઝરતે કાયમમાં ઘણા નબીઓનુ મલતાપણું છે તેમાં ખાસ કરીને ઇસા (અ) સાથે તેઓની હયાત અને વફાત બાબે મતફેર છે તેવીજ રીતે બારમાં ઇમામ (અ) ની હયાત અને વફાત બાબે મતફેર છે. ( આ ઉપરથી જ્યારે ઇસા (અ) ની વફાત કોરાને શરીફથી તથા સુની શીઆઓની હદીસોથી સાબેત થઇ ગઇ તેવીજ રીતે બારમા ઇમામ (અ) ની વફાત બી સાબેત થઇ ગઇ.) જ્યારે શીઆ આલીમો શીઆઓને કેવા ખોટારામાં રાખી બેઠા છે. દાનેશમંદો ચેતો.

તે પછી હાજી ગુલામઅલી સાહેબ સુરે માએદાની ૧૧૭ મી આયતનો તરજુમો કરે છે જે આયત નીચે મુજબ છે. **ફલમ્મા તવફ્ફયતની કુન્ત અન્તર રકીબ અલયહીમ** એટલે "**તો જે વખતે વફાત આપી તેં મને હતો તુંજ નીગેહબાન ઉપર તેઓની**" જુઓ કેવા ખુલ્લા શબ્દોમાં ઇસા (અ) ની **વફાત** કબુલ કરે છે. છતાં પોતાના ખોટા અકીદાને વળગી રેહવા એજ આયત વીસે પોતાની તફસીર પાને ૫૨૪ માં નીચે મુજબ લખે

છે " પછી ઇસા (અ) કહેશે કે મેં તે લોકોને બીજું કાંઇ નથી કહ્યું પણ જે વાત કહેવાનો તેં હુકમ કરયો છે કે તેઓને હું કહું કે તમો ઇબાદત કરો ખુદાની કે તે પરવરદીગાર મારો અને તમારો છે તો મે તે લોકોને એજ બાબત કહી છે અને જ્યાં સુધી હું તે લોકોમાં હતો ત્યાં સુધી તેઓના કરવા અને કહેવા ઉપર હું શાક્ષી છું તો જે વખતે તું મને જમીનથી ઉપાડીને આસમાન તરફ લઇ ગયો ( અફસોસ ખુદાનો અસલ શબ્દ **વફાત** આપી એમ છે તો તફસીર કરે છે જમીનથી ઉપાડી આસમાન તરફ લઈ ગયો ! ) **તે વખત પછીના તેઓના અહેવાલને તું જોવા વાલો હતો** અને તું તમામ ચીઝ ઉપર નીગેહબાન અને તેનો જાણનાર છે. "

જુઓ તે આયતની ગમે તેવી રીતે તફસીર કરતાં બી આ તો કબુલવું પડે છે જે ઈસા (અ) કયામતના દીને એ કહેશે જે તેં મને આસમાન પર ઉચકી લેવા પછીના અહેવાલથી હું વાકેફ-ગાર નથી. હવે એઓ આસમાનપર ઉચકાઈગયા પછીના હેવાલથી વાકેફગાર નથી તો સાબીત થયું કે બીજીવાર આવનાર એઓ નથીજ. છતાં ખુદાના કલામથી ખોટો અકીદો રાખવો કે એઓ આસમાન પર જીવતા બેઠા છે અને એઓજ પાછા આવનાર છે એ ખુદાના કલામની ખુલ્લી નાફરમાની નથી તો શું છે? શું એ ઈસલામી આલીમોની ચાલ યાહુદી આલીમો કરતાં બદતર નથી? તેઓએ તો પેશગોઇની તાવીલ કબુલ રાખવાનો ઇનકાર કરયાથી મગઝુબે અલયહીમ થયા તો અત્રે ઇસલામીઓ ખુદાના ખુલ્લા ફરમાનોનો ઇનકાર કરવાથી કેવા સખત મગઝુબે અલયહીમ થશે. ખુદા એઓના હાલપર રહેમ કરે અને નેક તવફીક બક્ષે. આમીન.

આ ઉપરથી હરેક દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે કે હઝરત મીરઝા સાહેબ આ ઝમાનાના ઇમામ અને ખુદાના ખરા પ્રતીનીધી હોવાથીજ આખી ઈસલામી આલમની ભુલ ખુદા-તઆલાના કલામથી રસુલુલ્લાહ (સ) ની હદીસોથી અને સુની શીઆ

આલીમોની તેઓની પોતાની કરેલી તફસીરથી તેઓના ખોટાશ દેખાડી આપ્યા. હઝરત મીરઝા સાહેબની શરૂઆતની કીતાબોથી સાબીત છે કે એઓ પોતે બી એજ અકીદો રાખતા હતા કે ઇસા (અ) આસમાન પર જીવતા છે અને તેઓજ પાછા આવનાર છે પણ ત્યાર પછી એઓને ખુદાતઆલાએ જણાવ્યું જે આગલા ઇસા (અ) વફાત પામ્યા છે. તે કદી આવનાર નથી. અને જે ઇસા ઇબને મરયમનો આવવાનો વાયદો છે તે તુંજ છે. કદાચ કોઇ એ સવાલ કરે જે એ બાબતની તો ખાત્રી થઇ ગઇ કે આગલા ઇસા (અ) વફાત પામ્યા છે અને તેઓ પાછા આવનાર નથી એ બી સાબીત થઈ ગયું, પણ હઝરત મીરઝા સાહેબ કેવી રીતે ઇસા ઇબને મરયમ થયા? તેનો જવાબ ખુદ હઝરત મીરઝા સાહેબ પોતાના તા. ૨૭ અકટોબર ૧૮૯૧ ના જાહેરનામાં જે જણાવે છે તેજ હું અત્રે ટાંકું છું **"હું મસીહ ઇબને મરયમ હોવાનો દાવો કરતો નથી તેમજ ન હું અવતારનો માનનારો છું પણ મારો તો ફકત મસીલે મસીહ ( એટલે મસીહ ઈબ્ને મરયમને મલતો ) હોવાનો દાવો છે."**

આ પરથી જણાશે કે (૧) એઓ આગલા મસીહ ઈબને મરયમનો હોવાનો દાવો કરતા વથી (૨) આગલા મસીહ ઇબને મરયમ વફાત પામ્યા છે તેથી પાછું તેનુજ રૂહ બીજો અવતાર લઇ આવે એ હીંદુઓ જેવો પુનર જન્મનો અકીદો છે જે કોરાને શરીફ તથા હદીસ શરીફથી સદંતર વીરૂધ છે (૩) એઓનો તો ફક્ત મસીહ ઇબને મરયમનો મસીલ એટલે મલતો હોવાનો દાવો છે કે જેવી રીતે યાહુદીઓના ઝમાનામાં ખુદ ઇસા (અ) એ યહ્યા (અ) ને ઇલીઆસ (અ) ના મસીલ ઠેરવ્યા હતા. અને વલી હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફની છે કે "મારી ઉમતના આલીમો બની ઇસરાઈલના નબીઓ જેવા થશે".

આ ઉપરથી દાનેશમંદ વાંચનાર આસાનીથી સમજી શકશે કે એમાં નવી યા અસાધારણ કશીએ બાબત નથી. એક વખત

**એવી બાબત બની ચુકી તેજ છે.** છતાં કેટલાકો આલીમો હોવાનો દાવો રાખવા છતાં એ કહે છે જે શું ખુદામાં શકતી નથી કે આગલાજ ઇસા (અ) ને આસમાનથી પાછા મોકલે? તેનો જવાબ એ છે જે ખુદામાં શકતી તો એવી છે જે ઇસા (અ) ને તો શું પણ આખી દુન્યાને ઝમીન ઉપરથી ઉપાડી આસમાન પર લઇ જઇ પાછુ તેને આસમાન પરથી નીચે એક વખત તો શું પણ લાખ વખત મોકલવા માંગે તો મોકલી શકે છે પણ જેનો વાયદોજ નથી તેને શા સારૂ મોકલે? ઇસલામીઓના ખોટા અકીદાની પેરવી ખુદાતઆલા શા સારૂ કરે? એમ તો યાહુદીઓને ખુલ્લો વાયદો આપવામાં આવ્યો હતો જે ઇલીઆસ (અ) આસમાન ઉપરથી આવશે પણ જ્યારે ઇસા (અ) તેઓમાં જાહેર થયા ત્યારે તેઓએ તે પેશગોઇની ખરી તાવીલ સમજાવી કે બીજોજ શખસ તેની રૂહાની ખસલતમાં આવે કેમકે ૧૨૪૦૦૦ પેગમ્બરોમાંથી કોઇ બી આસમાન ઉપરથી નથી આવ્યો અને ખુદાની એ સુનત છેજ નહી કે કોઇને આસમાન ઉપરથી મોકલે અને ખુદા પોતાનો કાયદો યાને સુનત કદી બદલશે નહી તે જાહેર કરી આપવામાં આવ્યું છે જેમકે ખુદા કોરાને શરીફમાં પણ જણાવે છે જે **“ખુદાના શબ્દોમાં કંઈ ફેરફાર થશેજ નહી”** ( કુરાન પ્રકરણ ૧૦ આયત ૬૩ ) **અને તું કદી ખુદાની સુનતમાં કંઈ અદલબદલ જોઈશ નહી.** ( કુરાન પ્રકરણ ૩૫ આયત ૪૨ )

છતાં ઇસલામીઓ એ અકીદો કેવી રીતે રાખી શકે જે આગલાજ ઇસા (અ) આસમાનથી આવશે તોજ માનીશું જ્યારે ન તો કોરાને શરીફમાં ન હદીસ શરીફમાં કોઇ બી ઠેકાણે એવો વાયદો આપવામાં આવ્યો છે જે બની ઇસરાઇલના ઈસા (અ) આસમાનથી પાછા આવશે. ધારો કે એકબારગી ઇસલામી કીતાબોમાં બી ખુલ્લુ જણાવેલું હતું કે આગલાજ ઇસા (અ) આસમાનથી આવનાર છે છતાં જો ખુદાનો પ્રતીનીધી જાહેર થઇ તેની તાવીલ એજ કરે કે બીજોજ શખસ રૂહાની ખસલતમાં જાહેર

થશે તો તે માનવું જોઇએ. કેમકે એક વખત એવી બાબત ખુદાના પ્રતીનીધીએ નકી કરી આપી છે અને તે સાચી ઠરી ચુકી છે તો તેને તાબે થવુંજ જોઇએ. અગર ખુદા તઆલા ઈસલામીઓ સારૂ ઇસા (અ) ને આસમાનથી મોકલે તો તેની સુંનતમાં અદલબદલ કરેલું કહેવાય. કેમકે તેણે કોઈ પેગમ્બરને આસમાનથી મોકલ્યોજ નથી. અને પોતાની સુંનત કદી બદલીશ નહી. તે સાફ ફરમાવી ચુકો છે. ઉપરાંત એમ કરવાથી ઇસા (અ) ખોટા પેગમ્બર સાબીત થાય કેમકે તેઓએ યાહુદીઓને સમજાવ્યું જે આસમાનથી આવવાની મતલબ રૂહાની ખસલતમાં બીજો શખસ આવે એવી થાય છે. પણ યાહુદીઓ એ તેઓને ખોટો પેગમ્બર સમજી તે તાવીલ માનવા ના પાડી તે પછી તેવીજ પેશગોઇ મુજબ ઇસલામીઓ સારૂ ખરેખર આસમાનથી પેગમ્બર આવે તો ઈસા (અ) ની યાહુદીઓને સમજાવેલી તાવીલ ખોટી પડે. અને તેઓ ખોટા પેગમ્બર ઠરે પણ અસલ વાત એ છે જે ઇસલામીઓમાં એવી પેશગોઇ છેજ નહી ફક્ત હદીસ શરીફમાં એ જણાવ્યું છે જે ઇસા (અ) નાઝીલ થશે.

નાઝીલ શબ્દ પરથી આલીમોએ આસમાનથી ઉતરશે એવો તરજુમો પોતાની કીતાબોમાં કરી લીધો જ્યારે રસુલુલ્લાહ (સ) ની અસલ અરબી શબ્દની કોઇ હદીસમાં આસમાનનો શબ્દ છેજ નહી. નાઝીલ શબ્દ કોરાને શરીફ તથા હદીસ શરીફમાં સાધારણ છે. ખુદાતઆલાની રહેમતથી કોઇ ચીજ બખશવામાં આવે તેના સારૂ નાઝીલ એક માનભરયો શબ્દ છે. જ્યારે લોકોએ તેનો અર્થ આસમાન પરથી ઉતરવું એમ કરી દીધું. કેમકે લોકોના મગઝમાં આગલાજ ઇસા (અ) આસમાન પર જીવતા બેઠેલા હોવાથી તેઓને પાછા દુન્યામાં ઉતારવા માટે એવો અર્થ કરે છે. એમ તો કોરાને શરીફમાં ખુદા ફરમાવે છે મેં તમારા સારૂ લોખંદ નાઝીલ કરયું છે. ચોપગાં જાનવરો નાઝીલ કરયા છે લીબાસ નાઝીલ કરયો છે.

ત્યારે શું એ સરવે ચીઝો આસમાનથી ઉતરી આવે છે? એમ તો ખુદાતઆલાએ રસુલુલ્લાહ (સ) વીસે બી નાઝીલ શબ્દ વાપરયો છે તો શું એઓ બી આસમાનથી ઉતરી આવ્યા છે?

અસલ બાબત એ છે જે મસીહ ઇબને મરયમ એક નથી પણ બે છે. એક બની ઇસરાઇલ કોમના માટે મુસા (અ) ના મસીહ ઇબને મરયમ તથા બીજા ઇસલામીઓ માટે હઝરત મહમદ (સ) ના મસીહ ઇબને મરયમ. એ બેઉ નામચીન વંસોનો મલતાપણું નીચલી બાબતોથી સાબીત થાય છે.

( ૧ ) જેવી રીતે બની ઇસરાઇલની વંસમાંથી મુસા (અ) એક મહાન પેગમ્બર હતા તેવીજ રીતે બની ઇસમાઇલની વંસમાંથી હઝરત મહમદ (સ) એક મહાન પેગમ્બર હતા જેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે " બેશક મેં તમારામાં (ઇસલામીઓમાં) એક પેગમ્બર મોકલ્યો સાક્ષી તરીકે **જેવી રીતે** કે મેં એક પેગમ્બર (મુસા અ.) ને ફીરોન તરફ મોકલ્યો ( કુરાન પ્રકરણ ૭૩×૧૫ )

( ૨ ) તે પછી જેવી રીતે મુસા (અ) ને તોરેત જેવી એક મોટી શરીઅતી કીતાબ બખશવામાં આવી તેવી રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ને કુરાને શરીફ જેવી મોટી શરીઅતી કીતાબ બખશવામાં આવી.

( ૩ ) તે પછી જેવી રીતે મુસા (અ) ની શરીઅત તાજી કરવા તેઓમાં ૧૨ ખલીફા મોકલવામાં આવ્યા અને તે પછી તેરમા મસીહ ઇબને મરયમ થયા તેવીજ રીતે ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ની શરીઅત તાજી કરવા તેઓમાં બી ૧૨ ખલીફા મોકલ્યા અને તેરમાં મસીહ ઇબને મરયમ. જેની સાબેતીમાં ખુદાતઆલા કોરાને શરીફમાં

ફરમાવે છે "ખુદાએ વાયદો આપ્યો છે તેઓને કે જેઓ ઇમાન લાવ્યા છે અને નેક અમલ કરયા છે કે બેશક તેઓમાંથી પૃથ્વી પર ખલીફા બનાવશે **જેવી રીતે** કે તેણે આગલ ખલીફા બનાવ્યા હતા અને તે તેઓને તેઓના મઝહબમાં કે જે તેણે તેઓ માટે પસંદ કરયો છે મઝબુત કરશે ( કુરાન પ્રકરણ ૨૪ આયત ૫૫ )

ઉપલી આયતને હઝરત રસુલુલ્લાહ (સ) ની નીચલી હદીસોથી ટેકો મલે છે "**બેશક મારી પછી થનારા ખલીફાની ગણત્રી મુસા (અ) ના નુકબા ( ખલીફા ) મુજબ થશે**" વલી એઓ બીજી હદીસમાં ફરમાવે છે "**ખુશી થાઓ ખુશી થાઓ ખુશી થાઓ મારી ઉમતની મીસાલ તે વરસાદના જેવી છે જેની નીસબત ખબર નથી કે તેની શરૂઆતની (ઉમત) સારી છે યા આખરની (ઉમત) સારી છે. અને તે ઉમત કેવી રીતે હલાક થઇ શકસે કે જેની શરૂઆતમાં હું છું અને દરમ્યાનમાં મારા પછી બાર ખલીફા થશે અને આખરીમાં મસીહ ઈબ્ને મરયમ**"

( ૪ ) તે પછી જેવી રીતે મુસા (અ) પછી ૧૩ મી સદી ખતમ થતાંજ ચૌદમી સદીમાં એઓના મસીહ ઇબ્ને મરયમ ( આગલા ઇસા અ. ) આવ્યા તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) પછી ૧૦૦ ૧૦૦ વરસે થતા ૧૨ ખલીફા પછી ૧૩ મી સદી ખતમ થતાંજ ચૌદમી સદીમાં એઓના મસીહ ઇબ્ને મરયમ ( તે હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ ) આવ્યા.

( ૫ ) તે પછી જેવી રીતે મુસા (અ) ની યાહુદી કોમે તેઓના મસીહ ઇબ્ને મરયમને માનવાનો ઇનકાર કરયો તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ની ઇસલામી કોમે એઓના

મસીહ ઇબને મરયમને માનવાનો ઈનકાર કરયો.

( ૬ ) જેવી રીતે મુસા (અ) ની યાહુદી કોમમાં ઇલીઆસ (અ) આસમાન ઉપરથી આવશે એવો ખોટો અકીદો પેવસ થયો તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ની ઇસલામી કોમમાં ઇસા (અ) આસમાનથી આવશે એવો ખોટો અકીદો પેવસ થયો.

( ૭ ) જેવી રીતે મુસા (અ) ની યાહુદી કોમના આલીમોએ મુસા (અ) ના મસીહ ઇબને મરયમ પર કુફરનો ફતવો લગાડયો ખોટો મુકદમો માંડયો ખોટી શાક્ષી આપી તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ની ઇસલામી કોમના બસો આલીમોએ હઝરત રસુલુલ્લાહ (સ) ની મસીહ ઇબને મરયમ ઉપર કુફરનો ફતવો લગાડયો. અને ખોટા મુકદમામાં. ખોટી સાક્ષી આપી.

( ૮ ) જેવી રીતે મુસા (અ) ના મસીહને ખુદાતઆલાએ ફાંસીના માચડા પરથી જીવતો બચાવી લીધો તેવીજ રીતે રસુલુલ્લાહ (સ) ના મસીહને ખુદાતઆલાએ ખુનની કોશેશમાં મદદ કરવાનો વીરોધીઓનો ખોટો બનાવટી મુકદમાથી બચાવી લીધો.

કદાચ કોઇ સવાલ કરે કે ખુદાતઆલા પોતાના પેગમ્બરની એવી બેઇઝતી શું કરવા થવા દે છે તો જાણવું જોઇએ કે ખુદાતઆલાનો કાયદો પોતાના સરવે બંદાઓ સારૂ એક સરખો છે. દુન્યા જ્યારથી શરૂ થઇ ત્યારથી હરેક ઝમાનાના પેગમ્બરને કાંઈ ને કાંઈ દુખ ખમવું પડતું રહ્યું છે. જેમ કે ઇબરાહીમ (અ) ને આગમાં નાખી દેવામાં આવ્યા યુસુફ (અ) ને વરસો સુધી કેદખાનામાં રહેવું પડયું યુનુસ (અ) ને માછલીના પેટમાં રહેવું પડયું મુસા (અ) ને ફીરોનની કોમે દુખ આપ્યું અને દરયામાંથી પસાર થવું

પડયું આપણા મહાન પેગમ્બર સાહેબ હઝરત મહમદ (સ) ને ૧૩ વરસ સુધી મકાના ઝાલીમોએ દુખ આપ્યું અને ત્યાંથી રાતના ચુપચુપ હઝરત અબુબકર (રદી) સાથે નીકલી ગયા તે છતાં તેઓએ પીછો ન છોડયો ત્યારે તેઓને અંધારા ઉંડા ગારમાં ત્રણ દીવસ સુધી સંતાઇ રહેવું પડયું તેવીજ રીતે ઇસા (અ) ને ફાંસીના માચડા પર ચઢાવવામાં આવ્યા અને હઝરત મીરઝા સાહેબને જુઠા ઘડી કહાડેલા ફાંસીના મુકદમામાં ફસાવવામાં આવ્યો અને જેવી રીતે ખુદાતઆલાએ આગલા સરવે પેગમ્બરોને બચાવી લીધા તેવીજ રીતે ખુદાતઆલાએ મુસા (અ) ના મસીહ ઇબને મરયમને તથા હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ના મસીહ ઇબને મરયમને બચાવી લીધા. પણ જુદી જુદી મુસીબતો તો આગલા સરવેને વેઠવી પડી તેવીજ રીતે એ બેઉ મસીહને બી વેઠવી પડી.

દુન્યાની દરેક પ્રજાને પોતાના પેગમ્બરને ન માનવાનો મોટો સબબ એજ મલે છે કે જ્યારે તેઓ જુએ છે કે એ અમારા જેવો માણસ છે ખાએ છે પીએ છે બલકે અમો પૈસાદાર છેએ અને કોમમાં મશહુર આલીમ તરીકે જાણીતા છેએ જ્યારે પેગમ્બરનો દાવો કરનાર શરૂઆતમાં એકલો હોય છે દરેક દુન્યાદારી મુસીબત સાધારણ માણસ જેવી રીતે તેને બી વેઠવી પડે છે તેથીજ તેના વીસે હલકો વીચાર બાંધી બેસે છે. જુઓ આપણા મહાન પેગમ્બર સાહેબ બચપણમાંજ યતીમ હતા વગર શીખેલા હતા બકરીઓ ચરાવતા હતા તે પછી એક વીધવા પાસે ચાકરી રહ્યા જો કે તે દરમ્યાન ઘણા ભલા વીશ્વાસુ પરહેઝગાર તરીકે મશહુર થયા છતાં જ્યારે પોતાની ૪૦ વરસની ઉમરે પેગમ્બરીનો દાવો કરયો ત્યારે સરવે લોકોએ તેઓની આગલી નીરાધાર હાલત પર ખ્યાલ કરતાં તેઓને ખોટો દાવેદાર સમજી ૧૩ વરસ સુધી સખત દુખ આપ્યું એટલે સુધી કે તેઓને તે મુલક છોડી જવું પડયું હવે એવા માણસને આ દુન્યાદારીની મજાહમાં પડી મગરૂર બનેલા માણસો પેગમ્બર તરીકે કેવી રીતે માને? તેઓનો વાંધો એજ કે

શું ખુદાને અમારા જેવા પૈસાદાર માન મરતબા તથા ઇલમ વાલો કોઇ માણસ ન મલ્યો કે તમારા જેવાને ચુંટયો પણ ખુદા તેઓને જણાવે છે જે પેગમ્બરી સારૂ કોણ લાયક છે તે હું બરાબર જાણું છું અને તે ચુંટવાનુ કામ મારૂં છે. તમોને તે ખરા મઝહબની તાલીમ આપે છે તે સાંભલો માનો અને તાબે થાઓ. એજ તો ખુદાતઆલાની અઝમાઇશ લેવાની રીતી છે અને તેજ તો દુન્યામાં મસ્ત થયલા દુન્યાદારીઓને ભારી પડે છે. કોઇ મોટા માણસને પેગમ્બરી મલતે તો સરવે જણા તેને માની લેતે ને કોઇને ભારી નહી પડતે પણ તેમાં ખુદાથી ડરનારા અને દુન્યાથી ડરનારા ઇનસાનોની અઝમાઇશ શું થઇ ? તેથીજ ખુદાતઆલાએ દુન્યા ઉત્પન્ન કરતી વેલાએજ જાહેર કરી આપ્યું છે કે પેગમ્બરો તમારા પોતામાંથીજ જાહેર થશે જેમકે તે ફરમાવે છે "**એ આદમના છોકરાંઓ બેશક તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવશે**" ( કુરાન પ્રકરણ ૭×૩૪ )

ત્યાર પછી લોકો જ્યારે પોતા માંહેલા એક એવા સાધારણ માણસને પેગમ્બરીનો દાવો કરતો સાંભળતા ત્યારે અજબ થતા ત્યારે ખુદા તેઓની અજાયબી ભાંગવા ફરમાવતો "**શું તમો એટલા માટે અજબ થાઓ છો કે તમારા પરવરદીગાર તરફથી તમારામાંના એક માણસ ઉપર ખુદાનો સંદેશો આવ્યો કે તે તમને ચેતવણી આપે અને એટલા માટે કે તમે પરહેઝગાર થાઓ અને કદાચ તમારી ઉપર દયા થાય ?**" ( કુરાન પ્રકરણ ૭×૬૨ )

જ્યારે એમાં અજબ થવાનુ કશું છેજ નહી. કેમકે એ તો ખુદાતઆલાનો ચાલતો આવેલો નીયમજ છે અને એ પોતાના નીયમમાં કદી ફેરફાર કરતો નથી તે સારૂ ફરમાવે છે "**ખુદાના શબ્દોમાં કંઈ ફેરફાર થશેજ નહી.** ( કુરાન પ્રકરણ ૧૦×૬૩ )

વલી તે ફરમાવે **છે "પણ તું કદી ખુદાના નીયમમાં કાંઇ ફેરફાર જોઈશ નહી.** ( કુરાન પ્રકરણ ૩૫×૪૨ )

છતાં દુન્યાની આખેરી આવી પણ લોકો ખુદાનો નીયમ હજી સમજતા નથી. અને આસમાન પરથી પેગમ્બર આવે તોજ માન્યે એવો ખોટો અકીદો રાખી બેઠા છે અને આ ઝમાનાના ખુદાના ખરા પ્રતીનીધીનો ઈનકાર કરે છે. એવા ઈનકાર કરનારાઓ સાંભલો કે કયામત સુધી ખુદાના પ્રતીનીધીઓ પ્રજામાંથીજ આવશે અને તેઓને ન માનનારાઓને આખેરતમાં દોઝખમાં નાખવામાં આવશે તે વખતનો દેખાવ ખુદાતઆલા કુરાને શરીફમાં બ્યાન કરે છે **"અને જેઓ ઈનકાર કરનારા છે તેઓને જહનમ તરફ ટોલાબંધ હાંકી કાઢવામાં આવશે છેવટે જયારે તેઓ ત્યાં આવશે ત્યારે તેના દરવાજા ઊઘાડવામાં આવશે અને તેઓને દોઝખના ચોકીદારો કહેશે કે શું તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવ્યા ન હતા કે જેઓ તમારી પાસે તમારા પરવરદીગારના ફરમાનો બ્યાન કરે અને તમને તમારી આ દીવસની મુલાકાતની ચેતવણી આપે?** ( કુરાન પ્રકરણ ૩૯ આયત ૭૦ )

જુઓ આ કેવી ખુલ્લી આયત છે એથી સાબીત થાય છે કે જ્યારથી દુન્યા શરૂ થઇ ત્યારથી દુન્યા ખતમ થઇ જાય ત્યાં ત્યાં સુધી ખુદાના પ્રતીનીધીઓ પ્રજામાંથીજ આવ્યાછે અને આવશે અગર એક બી ખુદા તરફનો ચેતવણી આપનારો આસમાન ઉપરથી આવ્યો હતે તો દોઝખના ચોકીદારોનો સવાલ એ હતે કે **"શું તમારી પાસે તમારામાંથી તથા આસમાન પરથી પેગમ્બરો આવ્યા ન હતા?"** પણ કયામતના દીને જે સવાલ થશે તે એકે **શું તમારી પાસે તમારામાંથી પેગમ્બરો આવ્યા ન હતા?** ખુદાનો આવો ખુલ્લો કલામ હોવા છતાં યાહુદીઓ તથા ઈસલામીઓ આસમાન પરથી આવવાનો અકીદો રાખે છે એ કાંઇ જેવી તેવી નાફરમાની છે? આવનાર શખસ આગલા પેગમ્બરના નામનો હોવાથીજ લોકો ભુલ ખાય છે પણ શું દુન્યામાં એક નામના વધુ

શખસો નથી હોતા ? ઇનસાનો જ્યારે ઘણા શખસોનો એકજ નામ રાખે છે તો શું ખુદા પોતાના પ્રતીનીધીઓને ફરીને તેજ નામ ન આપી શકે ? જેવી રીતે કે આપણે કોઇ આદીલ ન્યાયધીસને નોશીરવાન કહીએ યા કોઇ મોટા પેહલવાનને રૂસ્તમ કહીએ યા કોઇ ઘણા સખીને હાતમ બીનતાઇ કહીએ તો શું તે શખસોને આગલા નોશીરવાન રૂસ્તમ તથા હાતમ બીનતાઇ સમજવામાં આવશે ? હરગીઝ નહી. થોડી બી સમજ ધરાવનારો માણસ તેની મતલબ એજ સમજશે કે આગલાઓની રૂહાની ખસલત યા રૂહાની શકતી ધરાવવામાં એઓ તેઓ જેવાજ છે પણ ખરેખર તો એ તદ્દન જુદાજ શખસો છે આવીજ રીતે આપણે આપણા ફરજંદોના નામ આપણા વડવાઓના નામ જેવા રાખ્યે છીએ જે આપણા ફરજંદો બી તેઓ જેવી ખાસ્યતના થાય તેવીજ રીતે શું ખુદા કોઇને આગલા પેગમ્બરનુ ખાસ્યતી નામ ન આપી શકે ? ખુદ આપણા રસુલુલ્લાહ (સ) નુ નામ ઇજીલમાં ફારકલીત છે ત્યારે ખીસ્તીઓ આપણા પેગમ્બરનો નામ મહમદ (સ) હોવાથી કબુલવાનુ ઈનકાર કરે તો શું તેઓએ વાજબી કરસું ? એમ તો આપણા રસુલુલ્લાહ (સ) ના ઘણા સીફાતી નામો છે અને એવા સીફાતી નામના આસામીઓ આ ઉમતમાંથી બી નીકલશે એમ રસુલુલ્લાહ (સ) એ આગલથી ચેતાવી બી દીધું છે જેમકે તેઓ ફરમાવે છે “ જેટલા કે પેગમ્બરો આગળ થઇ ગયા છે તેવાઓના મીસલ મારી ઉમતમાંથી જરૂર થશે (જેમકે) અબુબકર હઝરત ઈબરાહીમ (અ) જેવા, ઉમર હઝરત નુહ (અ) જેવા, ઉસમાન હઝરત હારૂન (અ) જેવા અને અલી ઈબને તાલીબ મારા જેવા, અને જે શખસ ઇસા (અ) ને જોવા ચાહે તે અબુ ગફારીને જોઇ લે ( જુઓ કનઝલ અમાલ જીલદ છઠી પાનુ ૧૯૩ ) આ ઉપરથી જણાશે જે એ પ્રમાણે આ ઉમતમાંથી કોઇ શખસને ખુદાતઆલા ઇસા ઇબને મરયમ ઠરાવે તેમાં ખોટું શું થયું ?

આટલી સાબેતીઓ આપ્યા છતાં હજી બી કોઇના મનમાં

વસવસો હોય તો સાંભલો જે રસુલુલ્લાહ (સ) ખુલ્લી રીતે બે મસીહ ઇબને મરયમનો બ્યાન ફરમાવે છે એક તો આગલા મસીહ ઇબને મરયમને શબે મેઅરાજમાં વફાત પામેલા બીજા પેગમ્બરોની અરવાહની સાથે જોયા અને તે ઇસા ઇબને મરયમનો રંગ લાલ હતો અને બાલ ગુંગરવાલા હતા ( જુઓ સહી બુખારી પાનુ ૪૮૯ ) જ્યારે બીજા મસીહ ઇબને મરયમ જે દજ્જાલને મારવા આવનારા છે તેઓનો રંગ ગંદુમી તથા બાલ સીધા હતા ( જુઓ સહી બુખારી પાને ૧૦૫૫ )

હવે કાંઇ બી શક રહ્યો કે આગલા મસીહ ઇબને મરયમ જુદા હતા અને આવનારા મસીહ ઇબને મરયમ જુદા છે. અને આવનારાનો આકાર જે રસુલુલ્લાહ (સ) એ બ્યાન કરયો તે આબાદ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબને મલતો છે. છતાં અગર જે શખસ આગલાજ ઇસા ઇબને મરયમ આસમાન પરથી આવે તોજ હું માનીશ એવો અકીદો રાખે તે ખુદાતઆલા તથા રસુલુલ્લાહ (સ) નો કેટલો નાફરમાન તથા પેહલેથી છેલ્લે સુધી કોરાને શરીફની આયતો તથા હદીસ શરીફની જે દલીલો આપી તે સરવેને જુઠલાવનારો લેખાશે.

અગર કોઈ ખરેખર લાલ રંગનો અને ગુંગર બાલવાલો શખસ ઉપરથી આવે અને દાવો કરે કે હું ઇસા ઇબને મરયમ છું અને આસમાનપરથી આવ્યો છું જેનો તેમને વાયદો આપવામાં આવ્યો હતો તો તેનો દાવો સદંતર ખોટો સમજવો કેમકે આસમાન ઉપરથી આવનાર મસીહ ઇબને મરયમ ઇસલામને જોઇતોજ નથી કેમકે કયામત સુધી એક બી શખસ આસમાન ઉપરથી આવનાર નથી તે કોરાને શરીફથી અને યાહુદીઓના ઝમાનામાં બનેલા બનાવથી સાબીત થઈ ચુકુ છું એને તેથી ખુદાતબાલાની સુંનતથી ઉલટી રીતે આવેલા શખસને તદન ખોટો દાવેદાર સમજવો. બલકે રસુલુલ્લાહ (સ) પોતાનો મસીહ ઇબને

મરયમ ઇસલામીઓમાંથીજ આવશે એમ ખુલ્લુ જાહેર કરી આપ્યું છે જેમકે તેઓ ફરમાવે છે "તમારો શું હાલ થશે જ્યારે ઇબને મરયમ **તમારામાં** નાઝીલ થશે અને તે **તમારામાંથીજ** તમારો ઇમામ થશે" (તમારો શું હાલ થશે એટલે તમો તેઓપર ઇમાન લાવશો કે યાહુદીઓ જેવો તમારો બી હાલ કરશો. બીજું તેઓ ફરમાવે છે જે એ શખસ તમારામાં તમારામાંથીજ જાહેર થશે એટલે તે ઇસલામીઓ માહેલો એક ઇસલામીજ હશે. અને તે તમારા વખતનો ઇમામ થશે. (એ હદીસ સહી બુખારી અને સહી મુસલીમમાં છે) હવે એથી વધારે ખુલ્લી સાબેતી શું જોઇએ? યાહુદીઓ કરતાં ઇસલામીઓ માટે આવી ખુલ્લી અને મઝબુત દલીલો હોવા છતાં શું દાનેશમંદ ઇસલામી હજી બી ઇનકાર કરશે? અને એ સરવે બાબતો હઝરત મીરઝા સાહેબે હઝરત રસુલુલ્લાહ (સ) ના ખરા મસીહ ઈબને મરીયમ તરીકે જાહેર થઇ કોરાને શરીફથી હદીસ શરીફથી યાહુદીઓ અને ખ્રીસ્તીઓની બાઈબલથી તથા ઇસલામી સુની તથા શીઆઓની તફસીરોથી તથા આગલા બુઝરગોની કીતાબોથી સાબીત કરી આપી ઇસલામી આલમને ખોટા અકીદાથી બચાવી ખરી રોશનીમાં લઇ આવ્યા. હવે મુબારક છે તે શખસ જે આ રોશનીનો લાભ લે અને બદબખ્ત છે તે શખસ જે યાહુદીઓ મુજબ હજી બી પોતાના ખોટા અકીદા પર ચીટકી આસમાન પરથી આવવાની વાટ જોય અને ખુદાનો ગઝબ પોતાપર હોરી લઇ મગઝુબે અલયહીમ બને.

કદાચ કોઈના મનમાં એ ખયાલ ઉપજે કે ઇસા (અ) આસમાન પર હયાત છે યા વફાત પામ્યા છે અથવા તેઓજ પાછા આસમાનથી આવનાર છે યા આ ઇસલામી ઉમતમાંથીજ એક શખસ જાહેર થનાર છે એવો અકીદો રાખ્યાથી ઇસલામી શરીઅતમાં એવી તે શું ખલલ થઇ પડે કે જેથી એક ખોટો અકીદો રાખનાર ખુદાના ગઝબમાં આવી મગઝુબે અલયહીમ બની જાય? તેનો જવાબ એ છે જે એ એવી મોટી બાબત છે કે ઇસા

(અ) આસમાન પર હયાત બેઠા છે અને એઓજ પાછા આસમાનથી આવનાર છે એવા અકીદાથી ઇસલામની વફાત છે અને ઇસા (અ) વફાત પામ્યા છે અને આસમાનથી તેઓ નથી આવવનાર પણ આ ઉમતમાંથીજ એક શખસ ઈસા ઇબને મરયમ તરીકે જાહેર થનાર છે એવા અકીદાથી ઇસલામની હયાત છે મતલબ એ કે ઇસા (અ) ની હયાતમાં ઈસલામની વફાત છે અને ઇસા (અ) ની વફાતમાં ઇસલામની હયાત છે એવી એ ગંભીર બાબત છે. કેમકે ખ્રીસ્તીઓ બી એજ અકીદો રાખી બેઠા છે જે ઈસા (અ) હયાત છે અને આસમાન પર બેઠા છે અને તેઓજ પાછા આસમાન પરથી આવશે. અને ખ્રીસ્તીઓ એવી ફઝીલત ઇસા (અ) ને એ કારણસર મલેલી જણાવે છે કે તેઓ ખુદાના દીકરા છે. તેઓએ ઈનસાનોના ગુનાહનો કફારો આપવા પોતાનો ભોગ ફાંસીના માચડાપર આપ્યો છે. અને તે પછી જીવતા થઇ આસમાન ઉપર ચાલ્યા ગયા છે અને તેઓજ આખરી ઝમાનામાં દુન્યામાં પાછા આસમાન ઉપરથી આવનાર છે. એવો જે અકીદો રાખશે તે જંનતી છે બાકી સરવે દોઝખી. હવે કોરાને શરીફમાં સાફ જણાવ્યું છે જે ઇસા (અ) એક ઈનસાન અને પેગમ્બર કરતાં વધુ નથી. તેથી ખ્રીસ્તીઓ ઇસલામના સખત વીરોધી થયા તેઓ આપણા મહાન પેગમ્બર સાહેબને ખોટો દાવેદાર સમજે છે અને કોરાને શરીફને ખુદાઇ કીતાબ માનતા નથી બલકે તેઓની કીતાબોમાંથી બાબતો ચુંટી લઇ તથા બીજી પોતાના મતલબની ભેગી કરી એક કીતાબ બનાવી કહાડી છે એવો તોહમત મુકે છે મતલબ એ કે હઝરત મહમદ (સ) વીસે તથા ઇસલામ વીસે એવી ખરાબ વાતો લખી છે કે જે સરવેને ભેગી કરવામાં આવે તો એક મોટો પાહાડ થઇ જાય. જયારે ઇસા (અ) પોતે કબુલે છે કે હું બની ઇસરાઇલની કોમને માટે હીદાયત કરવા આવ્યો હું છતાં તેઓની કોમે ઝબરદસ્તીથી તેઓને પકડી પેગમ્બરીનો ખોટો દાવો કરનાર તરીકે તોહમત મુકી ફાંસીની સેંન્ટેંસ કરાવી અને તેઓ ખુદાતઆલા પાસે રડી રડી ને દુઆ કરતા હતા જે

"ઓ ખુદા ઓ ખુદા શા માટે તેં મને છોડી દીધો." એ બીના એઓની પોતાની બાઇબલથી સાબીત છે જયારે એઓના ખ્રીસ્તી પાદરીઓ (મીશીનરીઓ) એ કહે છે જે તેઓએ ખુશીથી ભોગ આપ્યો એ કેવું હડહડતું જુઠું છે પણ તે કેવુંક સાચું હોય તેમ આખી દુન્યાના ખુણે ખુણામાં હજારો સોસાયટીઓ ઉભી કરી પોતાનો અકીદો ફેલાવે છે અને આખી દુન્યાને પોતાના મઝહબમાં લેવાના કોશેશ કરવા તેઓના મરદો તથા ઓરતો રાત દાહડો મોહટા મોહટા શેહરોથી નાહના નાહના ગામડાઓમાં ફરી વલ્યા છે અને જે માટે એઓને કરોડોની દોલત યુરોપ અને અમેરીકાથી મલે છે. એ મુજબ તેઓ ઇસલામ પર હુમલા કરતા આવ્યા છે પણ મોટી અફસોસની વાત તો એ છે જે ઇસલામી કહેવાતા આલીમો સાંબો તેઓને ટેકોજ આપતા આવ્યા છે જો કે તેઓ ઇસા (અ) ને ખુદાનો છોકરો તો નથી કહેતા પણ બીજા સરવે પેગમ્બરો કરતાં એઓને વધારે ફઝીલત આપે છે ખ્રીસ્તીઓના અકીદા મુજબ ઇસલામીઓનો બી એજ અકીદો છે જે તેઓ આસમાન પર જીવતા બેઠા છે અને તેઓજ આસમાન પરથી પાછા આવનાર છે કે જે ફઝીલત ખુદાતઆલાના ૧૨૪૦૦૦ પેગમ્બરોમાંથી કોઇને બી ન મલી. ખ્રીસ્તીઓની કીતાબમાં ઇસા (અ) આસમાન પર ગયા છે અને તેઓજ આસમાન પરથી આવનાર છે એ બાબત બીલકુલ છેજ નહી. ખ્રીસ્તીઓ ઇસલામીઓ મારફતે અને ખુદ ઇસલામી કીતાબોથીજ ઇસલામનો ખરાબો કરે છે અને આલીમો પોતે ખોટા અકીદામાં ફસેલા હોવાથી સાંબા તેઓને એ અકીદામાં ટેકો આપી પોતાના હાથે ઇસલામની ખરાબી કરવે છે. જેનુ પરીણામ એ થયું જે લાખો ઇસલામીઓ ઇસાઈ થઇ ગયા અને તેઓ બી પાદરીઓનો ધંધો લઇ બેઠા. કેમકે ખ્રીસ્તી પાદરીઓ ઇસલામી આલીમો મારફતે સાબીત કરાવતા કે જુઓ તમારા પેગમ્બરને મકાના ઝાલીમોથી પોતાને બચાવા કુત્રા જેવા ઉંડા ગારમાં છુપી રહેવું પડયું. જયારે ઈસા (અ) ને ખુદાએ યાહુદી ઝાલીમોથી બચાવવા આસમાન પર ઉપાડી લીધો. બીજુ તમારા પેગમ્બર વફાત પામ્યા છે અને મદીનામાં દફન થયા છે જયારે

ઈસા (અ) આસમાન પર આરામ કરે છે વલી આખરી ઝમાનામાં તેઓજ આસમાન પરથી પાછા આવનાર છે કે જેવી ફઝીલત જ્યારથી દુન્યા શરૂ થઈ છે ત્યારથી કોઇ બી પેગમ્બરને મલી નથી. ત્યારે ઇસા (અ) સરવે પેગમ્બરો કરતાં અફઝલ થયા કે નહી? ત્યારે જે સૌથી અફઝલ હોય તેનેજ માનવામાં સલામતી છે કે નહી ? વલી તમારી કોરાને શરીફમાં ખુદા ફરમાવે છે જે શું જીવતો અને મુરદો કદી બી બરાબર થાય? એટલે ઇસા (અ) સીવાય બધા પેગમ્બરો મરણ પામ્યા છે તેથી ઈસા (અ) સરવે કરતા અફઝલ ઠર્યા કે નહી વગેરે વાતોથી ભોલા ઇસલામીઓ ખ્રીસ્તી મીશીનરીઓના હાથમાં ફસાતા અને એ સરવે નખોદ ઈસા (અ) વફાત પામ્યા નથી પણ તેઓને ખુદાએ આ ખાકી શરીર સાથે આસમાન પર ઉપાડી લીધો છે અને તેઓજ આસમાન ઉપરથી પાછા આવનાર છે એ અકીદો રાખવાથીજ થાય છે. કોરાને શરીફથી સાબીત છે કે જ્યારે મકાના કુફારોએ આપણા રસુલુલ્લાહ (સ) ને કહ્યું કે તમો ખરા હો તો અમારી સાંમે આસમાન પર ચહડી જાઓ અને તે પછી આસમાનથી ઉતરી આવો વગેરે તેના જવાબમાં તેઓ કહે કે હું એક બશર (ઇનસાન) કરતાં વધારે નથી. જ્યારે આખી દુન્યા માટેના મહાન પેગમ્બરની એ હાલત હતી ત્યારે ઇસા (અ) ખાકી શરીર સાથે આસમાન પર ચાલ્યા જાય અને પાછા આસમાન પરથી ઉતરી આવે તે ઇનસાન કરતાં ચહડતા હશે એવો જે ખ્રીસ્તીઓ અકીદો રાખે છે તેને ઇસલામીઓ બી ગલતા થયા કે નહી ? અફસોસ એ કેવો મુશરીક અકીદો છે. જેને ખુદ ઈસલામીઓ આવો મઝબુત ટેકો આપે છે જેથી તેમાં ઈસલામની વફાત નથી તો શું છે ? તેથીજ ખુદાતઆલાએ કોરાને શરીફમાં સુરે ફાતેહામાં એ તાલીમ આપી છે જે એ દુઆ માંગો કે ઓ ખુદા અમોને મગઝુબે અલયહીમ તથા ઝાલ્લીનનો રસ્તો નહી દેખાડ. એટલે અમો યાહુદીઓ અને ઇસાઇઓ જેવા ન બન્યે. એ એવી ગંભીર બાબત છે તેથીજ તો ખુદાતઆલાએ દરરોઝ પાંચે વખતની નમાઝમાં એ દુઆ પઢવી ફરઝ કરી છે. છતાં અફસોસ છે કે ઈસલામીઓ બેઉ બાબતોના ભોગ

થાય છે એટલે કે રસુલુલ્લાહ (સ) ના મસીહ ઇબ્ને મરયમનો ઈનકાર કરી યાહુદ થાય છે અને ઈસા (અ) આસમાન પર આરામ કરે છે અને તેઓજ પાછા આવનાર છે એવો ખ્રીસ્તીઓ જેવો અકીદો રાખી ઇસાઇઓ બને છે. આ અકીદાએ ગંભીર રૂપ છેલ્લી સદીથી પકડયું છે કે જ્યારથી ખ્રીસ્તીઓ હીંદુસ્તાનમાં પોતાનો એ અકીદો ફેલાવા ગામે ગામ ફરતા રહેવાનો ધંધો એખત્યાર કરયો છે તે પછી ઈસલામીઓની તેરમી સદી ખતમ થતાંજ ચૌદમી સદીની શરૂઆતમાં ખુદાતઆલાના કોરાને શરીફમાં આપેલા વાયદા મુજબ તથા હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ની પેશગોઈ મુજબ કે "બેશક અલ્લાહતઆલા હરસદીની શરૂઆતમાં આ ઉમત માટે એક શખસને ઉભો કરશે કે જે દીનને તાઝો કરશે" તે મુજબ હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ ખુદાના પ્રતીનીધી તરીકે જાહેર થયા અને ઈસા (અ) સલેબ પર (એટલે ફાંસીના માચડાપર) મારયા ગયા યા નહી તેને લગતો અકીદો તોડવા બાહેર પડયા અને તેનુ ખોટારૂ જડમુલથી નાબુદ કરી નાખ્યુ. ચૌદમી સદીના ઝમાનાના ઈમામને ઈસા ઇબ્ને મરયમને લગતા અકીદાનો ફેસલો કરવાનુ કામ હતું. તેથીજ તેનુ નામ મસીહ ઇબ્ને મરયમ રાખવામાં આવ્યું હતું તેથીજ રસુલુલ્લાહ (સ) એ પેશગોઈ કરી હતી જે ઈસા ઇબ્ને મરયમ નાઝીલ થશે તે સલેબને તોડશે એટલે ઈસા (અ) ને લગતો સલેબ બાબેનુ અકીદો તોડશે. એ મુજબ એઓએ જાહેર થઇ ઈસા (અ) ન સલેબ પર મારયા ગયા હતા ન કતલ થયા હતા પણ કુદરતી મોતે વફાત પામ્યા હતા તે કોરાને શરીફથી હદીસ શરીફથી તથા બીજી અનેક દલીલોથી તથા ખુદ ખ્રીસ્તી તવારીખ નવેશોની કીતાબોથી સાબીત કરી આપ્યું. કે જેથી ખ્રીસ્તી મીશીનરીઓના હુમલાથી ઈસલામને બચાવ્યું એટલુંજ નહી પણ કફારાનો આખો તેઓનો મઝહબ રદ બાતલ કરી નાખ્યો કેમકે ખ્રીસ્તીઓનુ એ કહેવું છે જે ઇસા (અ) ઈનસાનોના ગુનાહોના કફારા તરીકે રાજી ખુશીથી પોતાનો જાન આપ્યો. પણ જો તેઓ સલેબપર જાન આપેલો સાબીત ન થાય અને કુદરતી મોતે વફાત પામેલા સાબીત

થાય તો તેઓના આખો કફ્ફારાનો મઝહબ રદ થઈ જાય. અને તેજ બાબત હઝરત મીરઝા સાહેબે સાબીત કરી આપી. પેહલે તો તેઓ રાજી ખુશીથી સલેબ પર ચહડયાજ ન હતા તે બાબત સાબીત કરી કે તેઓપર આલીમોના પ્રપંચથી ફાંસીની સઝાનો હુકમ થયો જે કાંઇ રાજી ખુશીનો ભોગ કહેવાયજ નહી. બીજું તેઓ સલેબ પર મારયા ગયા હતાજ નહી. પણ બેસુધ થયા હતા તે પછી તેઓ પોતાના હવારીઓના હાથમાં હુશયાર થયા જ્યાં તેઓને સલેબ પર લટકાવી ખીલા ઠોકવાથી જે જખમો થયા હતા તે રૂજાવા સારૂ ખાસ મલમ બનાવવામાં આવ્યો હતો જે Jesus' Ointment ના નામે મશહુર છે. એ વખતે તેઓની ઉમર ૩૩ વરસની હતી અને તે પછી તેઓ અફ્ગાનીસ્તાનને રસ્તે કાશમીર ગયા કે જે જગયાઓમાં બની ઈસરાઈલની કોમો રહેતી હતી જેઓને ધરમ બોધ કરવાની એઓપર ફરઝ બાકી હતી તે તેઓએ અદા કરી અને તે પછી ૧૨૦ વરસની ઉમરે વફાત પામ્યા. એઓ ૧૨૦ વરસની ઉમરે વફાત પામ્યા તથા એઓને ગામે ગામ મુસાફરી કરવી પડી તે રસુલુલ્લાહ (સ) ની હદીસથી સાબીત છે (જુઓ કનઝલ અમાલ) ઉપરાંત ખુદ ખ્રીસ્તી તવારીખ નવેશોથી સરવે બીના સાબીત કરી આપી અને તેઓની કબર કાશમીરમાં ખાનયાર મોહલામાં મશહુર છે ત્યાં સુધીનો પતો ખુદાતઆલાએ તેઓને જાહેર કરી આપ્યો. એઓએ ખ્રીસ્તીઓપર એવી રીતે હુજત પુરી કીધી છે કે ઈસા (અ) સલેબ પર મારયા ગયા એ તમારૂ કહેલું કબુલ રાખ્યે તો ખુદ તમારી કીતાબમાં જણાવેલું છે જે ખોટો પેગમ્બર હોય તે ફાંસીને માચડે મારયો જાય અને તે લાનતી મોતે મરે અને તેની રૂહની બુલંદી ન થાય અને તમારા હરીફો યાહુદીઓનો તો એજ અકીદો છે જેને મલતા થઇ તમારે મોહડે તમારા પેગમ્બરની બેઇઝતી કરોછો. એ મુજબ ખ્રીસ્તીઓને લાજવાબ કરી નાખ્યો પણ હવે જો ખ્રીસ્તીઓ એ બાબત કબુલે છે તો એઓનો સેંકડો વરસોનો કફ્ફારાનો મઝહબ રદ થાય છે અને ભારે નામોશી થાય છે ત્યારે તેઓએ જવાબ આપ્યો જે સલેબ

પર મારયા ગયા તો શું થયું પાછા જીવતા થઈ આસમાન પર તો ગયા. તેનો હઝરત મીરઝા સાહેબે એ જવાબ આપ્યો જે એક મીનીટ ખાતર બી કબુલશો કે તેઓ સલેબ પર મારયા ગયા છે તો તમારે મોંહડે તમારીજ કીતાબ મુજબ તમારા પેગમ્બરની લાનતી મોત સાબીત ઠડસે. એ મુજબ તેઓની હાલત સુડી વચે સોપારી જેવી થઈ ગઇ. જેથી તેઓના લારડ બીશપે સરકયુલર બાહેર પાડયું જે કોઇ બી ખ્રીસ્તી મીશીનરીએ હઝરત મીરઝા સાહેબને માનનારાઓ સાથે વાદવીવાદ ન કરવો. કેમકે જેથી તેઓના મઝહબનુ પોકલ જાહેર થઈ જતું હતું. પણ ખ્રીસ્તીઓને મોટો સધ્યારો એ છે જે હઝરત મીરઝા સાહેબના એ અકીદાને ઈસલામનો મોટો ભાગ માનતો નથી તેથીજ તેઓને નીરાંત છે તે માટેજ તેઓએ મીરઝા સાહેબને માનનારા આહમદીઓ સાથેજ વાદવીવાદ કરવાનુ બંધ કરાવ્યું. અગર આખી ઈસલામી આલમ હઝરત મીરઝા સાહેબના કોરાને શરીફ તથા હદીસ શરીફ મુજબના ખરા અકીદાને માને કે ઈસા (અ) વફાત પામ્યા છે અને તેઓ આસમાન પર ગયાજ નથી અને તેઓજ હરગીઝ પાછા આસમાન પરથી આવનાર નથી બલકે એ ખોટા અકીદાઓને રદ કરવા આવનાર હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ ઈબને મરયમ એઓજ છે તો ખ્રીસ્તી મઝહબનુ ભોપાલુ દુન્યામાં આશકાર થઈ જાય. કે જેથી ખુદાના પસંદ કરેલા ઈસલામ મઝહબની વધુ પાયામાલી થતી બચે અને તે અમનમાં આવી જાય એટલુંજ નહી પણ ભોલા ઈસલામીઓ જેઓ ઇસા (અ) ની ઉપલી ફઝીલતના ખ્યાલે તેઓમાં મલી ગયા હતા તેઓ બી ખરો ભેદ જાહેર થવાથી પાછા ઈસલામમાં આવી જાય કે જેથી ખ્રીસ્તી મઝહબના ટાંટયાજ કપાઈ જાય. અને ઇસલામની બોલબાલા થાય. તેથીજ ઈસા (અ) ની હયાત સમજવામાં ઈસલામની વફાત છે અને ઈસા (અ) ની વફાત સમજવામાં ઈસલામની હયાત છે. અને તેથીજ હઝરત મીરઝા સાહેબે પોતાની છેલ્લી ઘડી સુધી ખ્રીસ્તીઓના ખોટા અકીદા રદ કરવા દુન્યાના સરવે ભાગોમાં ન્યુસપેપરો તથા ચોપાન્યા મારફતે કોશેશો

કરતા રહ્યા અને તેઓ પછી તેઓના માનનારાઓ એજ અકીદા દુન્યામાં ફેલાવતા રહ્યા છે કે જેથી કોઈ બી ઈસલામી ખ્રીસ્તીઓના હાથમાં ન ફસાય કેમકે જ્યારે ઈસા (અ) માં બીજા કોઈ બી પેગમ્બર કરતાં વધારે ફઝીલત છેજ નહી તે સાબીત થઈ જાય તો કોઈ એઓના ફીરકામાં જાયજ નહી (કોઈએ એ ન ધારવું કે તેઓ વગર બાપના હોવાથી તેઓમાં બીજાઓ કરતાં કાંઈ વધારે ફઝીલત હશે તે વીસે ખુદાતઆલાએ કોરાને શરીફમાં ખુલાસો કરી આપ્યો છે જે ખુદાની પાસે ઈસા (અ) ની મીસાલ આદમ (અ) જેવી છે. કે જેઓ બાપ ઉપરાંત મા વગરના હતા ) એ મુજબ ઈસા (અ) ને લગતા ખોટા અકીદાઓ છોડી દેવાથી ઈસલામીઓ ઈસાઈ થતા બચે અને એ ખોટા અકીદાઓ તોડનાર હઝરત મીરઝા સાહેબને હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ ઈબને મરયમ તરીકે માનવાથી યાહુદ થતા બચે. અને એ મુજબ સુરે ફાતેહાની દુઆ કે ઓ ખુદા અમે મગઝુબે અલયહીમ અને ઝાલ્લીન ન બન્ચે તે કબુલ થાય. પણ ઈસલામી આલીમો પોતાની કોમને ઈસા (અ) વફાત પામ્યા છે તેઓ આસમાન પર નથી ગયા અને તેઓ પાછા નથી આવનાર તે બીના કેમ જાહેર કરે કે જેથી એક તો તેઓને તેઓના વડવાઓથી ઉતરી આવેલો અકીદો તજવો પડે ભલે કોરાને શરીફ તથા હદીસ શરીફ ટેકો આપે તો શું થયું ! બીજુ એ કે જેથી તેમને હઝરત મીરઝા સાહેબે જાહેર કરી આપેલી સચાઈ કબુલવી પડે કે જેનો તેઓએ વરસો સુધી ઈનકાર કરતા આવ્યા, મોટા મોટા ( પણ ખોટા ખોટા ) રદ લખતા આવ્યા તે હવે કયે મોહડે હક કબુલે ? એ કાંઈ તેઓના માટે જેવી તેવી નામોશી છે ? તેથી જેવી રીતે ઈસાઈઓની પોતાના ખોટા મઝહબની ખાત્રી થઈ ગઈ છે છતાં હક કબુલતાં નામોશી સમજે છે તેવીજ રીતે ઈસલામી આલીમોને કોરાને શરીફની આવી ઝબરદસ્ત આયતોથી ઈસા (અ) ની વફાત સાબીત થઇ ગઇ છે અને તેઓ હરગીઝ પાછા નથી આવનાર તે બી કોરાને શરીફથી સાબીત થઇ ગયું છે હદીસ શરીફનો તેને ટેકો છે અને આવનાર મસીહ

ઇસલામીઓમાંથી ઉભો થશે તે બી જાહેર છે સુની શીઆઓની તફસીરોનો ટેકો છે પણ તે છતાં આટલી વીરૂધતા ઈસલામી આલીમોએ એ આગમજ જે દેખાડી આપી છે તે સરવેને હવે છોડી આપતાં તેઓને પોતાની કોમ આગળ કાંઇ જેવું તેવું શરમાવવું પડે ? માટે ઓ ઈસલામી ભાઇઓ ખુદાના અને તેના મહાન પેગમ્બરના ફરમાનોને માનો અને તાબે થાઓ કે જેથી આખેરતમાં નજાત થાય. આલીમોની હાલત કઢંગી થઇ પડી છે. જે ખુલ્લી રીતે સાબીત થઈ ચુકું છે માટે તેઓની ભુલભરેલી વાતો પર તમારી નજાતની ઉમેદ ન રાખો. કોરાને શરીફ તથા રસુલુલ્લાહ (સ) ના કલામો ગોરથી વાંચો અને તે પરજ તમારી નજાતની ઉમેદ રાખો. અને ખુદાતઆલા પાસે પાંચે વખતની નમાઝમાં જે દુઆ માંગોછો તે મુજબ મગઝુબે અલયહીમ ( યાહુદીઓ ) અને ઝાલ્લીન ( ઈસાઇઓ ) ન બનો અને તેઓ જેવી સઝાને લાયક ના થાઓ. કદાચ કોઈ એ સવાલ કરે જે સેંકડો વરસોથી જે લોકો ઈસા (અ) ની હયાત માનતા આવ્યા અને તેઓજ પાછા આવશે એ અકીદો રાખ્યો તે શું ગુનેહગાર છે ? તો જાણવું જે એ પેશગોઇનો ભેદ તેઓના ઝમાનામાં ખુલ્યો ન હતો તેથી તેઓ ગુનેહગાર નથી. એમ તો હઝરત મીરઝા સાહેબનો પોતાનો બી તેજ અકીદો હતો પણ જ્યારે ખુદાતઆલાએ એઓ મારફતે ખરો ભેદ ખોલી આપ્યો અને તે મુજબ કોરાને શરીફ, હદીસ શરીફ, સુની શીઆઓની તફસીરો બી સાબેતીઓ આપે છે ત્યારે એ હક વાત કબુલવી જોઇએ અને હક ખુલી ગયા છતાં જે લોકો આગલા ખોટા અકીદાપર ચીટકી બેઠા છે અને ખુદાનો પ્રતીનીધી જે મસીહ ઈબને મરયમ તરીકે જાહેર થયો તેનો ઈનકાર કરે છે તેઓ રસુલુલ્લાહ (સ) ની પેશગોઇ મુજબ તથા કોરાને શરીફની સુરે ફાતેહાની છેલ્લી આયત મુજબ મગઝુબે અલયહીમ અને ઝાલ્લીન છે. કેમકે ઈસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે અને ખરો ફીરકો ખુદાનો પ્રતીનીધી ૧૦૦-૧૦૦ વરસે આવીને સ્થાપે છે અને તે ઝમાનાની બદીઓ દુર કરે છે તે મુજબ આ ઝમાનાનો

ખુદાનો **પ્રતીનીધી** આવી ઇસાઇઓનો ઇસલામ ઉપરનો ફીતનો દુર કરયો તેને ટેકો આપો. ખુદાતઆલા જે આલેમુલ ગએબ છે તે જાણુતો હતો જે આખરી જમાનામાં ઇસાઇઓનો ઇસલામ પર જબરો હુમલો થનાર છે તે સારૂ બીજો મસીહ ઇબને મરયમ જાહેર થશે અને તે સલેબને તોડશે એવો વાયદો આપ્યો જે હઝરત મીરઝા સાહેબે પુરો કરી આપ્યો એઓ પછી હવે બીજો કયો ઇસા ઇબને મરયમ આવનાર છે અને તે આવીને શું કરનાર છે? જે ધણી આવનાર હતો તે આવી ગયો અને ખુદાએ મુકરર કરેલુ કામ બજાવી આપ્યું હવે ઇસા (અ) ના સલેબને લગતા અકીદા વીસે બાકી શું રહ્યું જે બીજો આવે અને બજાવે? હવે તો બીજો પ્રતીનીધી આ સદી ખતમ થયા પછીજ આવશે. માટે શું ત્યાં સુધી ખુદાનો ખરો ફીરકો સ્થાપનારને ન માનશો ને તેના ફીરકામાં શામીલ ન થશો? અગર કોઈ એ કહે કે જે અમે માન્યે છીએ જે ઇસા (અ) વફાત પામ્યા છે અને તેઓ પાછા આવનાર નથી પણ હઝરત મીરઝા સાહેબની જમાતમાં શામીલ થવાની શી જરૂર? તો તેનો જવાબ એ છે જે ખુદાએ ઇસલામમાં એકજ ફીરકો સાચો રાખ્યો છે જે પોતાનો પ્રતીનીધી સદીની શરૂઆતમાં ઇમામે ઝમાન તરીકે જાહેર થઈ સ્થાપે તે બાકીના સરવે ફીરકા ખોટા તેથીજ ખુદાતઆલાએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે જે "**કુનુ મએ સાદેકીન**" યાને **સાચાઓની જમાતમાં સામીલ થાઓ.** જેઓને ખુદાના સાચા ઇસલામીક ફીરકામાં શામીલ થવું હોય તે પોત પોતાના ખોટા ફીરકાથી અલગ થઈ જાય અને એ ખરા ફીરકામાં શામીલ થાય જેથી જેમ જેમ એ ફીરકો મોટો થશે તેમ તેમ ખરો ઇસલામીક પ્રકાશ દુન્યામાં ફેલાતો જશે. અને જેવી રીતે ખુદાતઆલાએ મુસા (અ) ના ઇસા ઇબને મરયમને વાયદો આપ્યો હતો કે "**(હુ) જેઓ તને તાબે થશે તેઓને જેઓ તારો ઇનકાર કરશે તેઓની ઉપર કયામત સુધી (ગાલીબ) રાખીશ.**" (કુરાન પ્રકરણ ૩×૫૪) તેવીજ રીતે ખુદાતઆલાએ હઝરત મહમદ (સ) ના ઇસિ ઇબને મરયમને (એટલે

હઝરત મીરઝા સાહેબને ) વાયદો આપ્યો છે કે ( હું ) **જેઓ તંને તાબે થશે તેઓને જેઓ તારો ઈનકાર કરશે તેઓની ઉપર કયામત સુધી ( ગાલીબ ) રાખીશે** " એ મુજબ હઝરત મીરઝા સાહેબને તાબે થનારો આહમદી ફીરકો ઈસલામના બાકી સરવે ફીરકાઓ જેઓ એઓનો ઈનકાર કરનારાઓ છે તેઓ ઉપર કયામત સુધી ગાલીબ રેહશે. તેનુ સબબ દેખીતુંજ છે જે આહમદીઓ દરેક બાબતમાં ખુદાતઆલાના કોરાને શરીફમાં ફરમાવેલા કલામોને સૌથી પેહલે સર્વોપરી રાખે છે જ્યારે તેઓના વીરોધીઓ પાસે પોતાના વડવાઓથી ઉતરી આવેલી ઉલટા સુલટી રીવાયતો સીવાય બીજું કશુએ નથી. અને વલી આહમદીઓના વીરોધીઓ ૭૨ ફીરકાઓમાં વેહચાયલા હોવાથી દરેક ફીરકો પોતાતાનીજ રીવાયતોને ખરી માને છે. તેથી દરેક ફીરકો જે હઝરત મીરઝા સાહેબની વીરૂધમાં લખે છે તે પોતાની રીવાયતોના આધારે. અગર રીવાયતોને છોડી કલામે શરી થી વાદવીવાદ ચલાવે તો બાકીના ફીરકાઓ સાથેનો મતફેર તડાકામાં દુર થઈ જાય. પણ તેઓ પોતાને ઓધે ઉતરી આવેલી રીવાયતોને કોરાને શરીફની આયતો કરતાં મોતેબર સમજે છે તેથીજ તેઓ પોતાના ખોટા અકીદા છોડતા નથી. અને અંધારામાં ગોતા ખાયા કરે છે જેનો તાજો દાખલો ઈસા (અ) ની વફાત બાબેનો છે. કોરાને શરીફની કેવી ઝબરદસ્ત આયતોથી આહમદીઓ ઈસા (અ) ની વફાત સાબીત કરે છે અને તેઓ પોતે હરગીઝ પાછા આ દુન્યામાં આવનાર નથી તે બી કોરાને શરીફથી ખુલ્લી રીતે સાબીત છે છતાં ઈસલામીઓ પોતાના ખોટા અકીદા છોડવા માંગતાજ નથી. અગર તેઓના અકીદામાં જરાબી ખરાપાણું હોય તો તેઓપર ફેરઝ છે કે કોરાને શરીફથી ઈસા (અ) ખાકી શરીર સાથે આસમાન પર હયાત બેઠા છે અને તેઓજ પાછા આસમાનથી ઉતરી આવનાર છે તે સાબીત કરે. કયામત સુધી તેઓ હીમત કરી શકનાર નથી. કેમકે ખુદાતઆલાએ ખુલ્લી રીતે કોરાને શરીફમાં બીજા પેગમ્બરો માફક એઓને વફાત આપી દેવાનુ **જાહેર કરી આપ્યું છે આપણા મહાન પેગમ્બર હઝરત મહમદ**

(સ) એ શબે મેઅરાજમાં તમામ પેગમ્બરોની અરવાહો જેઓએ એઓને સલામ કીધી તેઓની સાથે ઈસા (અ) ની રૂહ બી શામીલ હતી તે જાહેર કરી આપ્યું છે. ત્યારે એઓ ખાકી શરીર સાથે આસમાન પર હયાત બેઠા છે એવો જે ઈસલામીઓ અકીદો રાખે છે તે ખુદાતઆલાને તથા રસુલુલ્લાહ (સ) ને ખોટા પાડનારા ઠર્યા કે નહી ? તેથીજ ખુદાતઆલાએ હઝરત મીરઝા સાહેબને માનનારા આહમદી ફીરકાને કયામત સુધી તેઓના ઈનકાર કરનારા અને રીવાયતો પર ચીટકી બેસનારાઓ ઉપર ગાલીબ કરવાનો વાયદો આપ્યો છે.

બીજુ ઈસલામીઓ એ અકીદો રાખે છે જે મસીહ અને મહેદી જાહેર થયા પછી દુન્યામાં ફકત એક ઈસલામ સીવાય બાકીના સરવે મઝહબો નાબુદ થઈ જવા જોઇએ. એ બી તેઓનો કેવો ખોટો અકીદો છે તે ઉપલીજ આયતથી એક તડાકામાં રદ થઈ જાય છે. ઉપલી આયતમાં ખુદાતઆલા સાફ ફરમાવે છે જે ઈસા (અ) ના માનનારાઓને તે **કયામત સુધી** તેઓના ઈનકાર કરનારાઓ ઉપર ગાલીબ કરશે. અને તે મુજબ યાહુદીઓ ઉપર ઈસાઈઓ ગાલીબ રહેતા આવ્યા છે અને એજ મુજબ કયામત સુધી ગાલીબ રહેશે. ત્યારે સાબીત થયું કે કયામત સુધી એ બેઉ મોટા મઝહબોમાં મતભેદ ચાલુજ રહેશે અને કયામત સુધી તેઓ નાબુદ થનાર નથીજ. ઈસલામી ભાઇઓ જરા તો ગોર કરો કે હાલના ઝમાનાના આ કહેવાતા આલીમોમાં ખોદાતઆલાના કલામોની વીરૂધના કેવા કેવા ખોટા અકીદાઓ ભરેલા છે તેથીજ તેઓ ખુદાતઆલાના કલામની તલવારથી આહમદીઓ મારફતે કટકા ખાઈ કપાઈ જાય છે.

એજ તો હઝરત મીરઝા સાહેબનો **જેહાદ** છે. ઇસલામને પોતાની સચાઈ આશકાર કરવા તલવારથી કતલ ચલાવવાની કદી જરૂર પડીજ નથી. જ્યારે ઈસલામીઓનો જેહાદ વીસે એવો ત્રાસદાયક અકીદો છે જે ખુદાની પનાહ! તેઓનો એ અકીદો છે

જે એક મેહદી જાહેર થશે જે ગેર ઇસલામીઓની સઘલી કોમોને ઈસલામ કબુલવાની ફરજ પાડશે. અને જેઓ ઈનકાર કરશે તેઓ સરવેની ગરદનો તલવારથી ઉડાડી નાખશે. એટલુંજ નહી પણ તે ખુની મહેદી ઈસલામના ૭૩ ફીરકામાંથી જે પોતાના એક ફીરકામાંથી જાહેર થશે તે ફીરકાને છોડી બાકી આખી ઈસલામી આલમને કતલ કરી નાખશે. એ કેવી ત્રાસદાયક અને કોરાને શરીફથી સદંતર વીરૂધની તાલીમ આ ઝમાનાના કહેવાતા આલીમો પોતાની કોમને આપે છે જ્યારે ખુદાતઆલા કોરાને શરીફમાં ખુલ્લુ ફરમાવે છે જે **લા ઈકરાહ ફીદીન** એટલે મઝહબમાં કંઈ જબર છેજ નહી. કેમકે ખુદાતઆલાએ ઈસલામ એક એવો સરસ મઝહબ મુકરર કરયો છે કે જેથી કોઇ બી શખસ જે એની બરાબર પૈરવી કરે તેને આ જીંદગીમાંજ બહેસ્તી સુખ મળવું શરૂ થશે છતાં જે કોઈ શખસ પોતાનાજ ખોટા મઝહબમાં પોતાની જીંદગી ખતમ કરશે તેને આખેરતમાં અઝાબનો ભોગ થવું પડશે કેમકે ખુદાતઆલાએ ઈનસાનને દુન્યામાં હક મઝહબ શોધવાની **અઝમાઈશ** સારૂ પેદા કરયો છે. તેથી આ દુન્યામાં મઝહબ બાબે દબાણ કરવાનુ મુદલ રાખ્યુંજ નથી. અગર તેને દબાણથીજ ખરો મઝહબ કબુલાવાનુ હોય તો પછી કયામત જંનત દોઝખ શા માટે જોઇએ ? આખેરતમાં ઈનસાનને બદલો આપવાનુ એજ માટે રાખ્યું છે કે દુન્યામાં કોઈના બી દબાણ વગર ખુદા પસંદ મઝહબ હાંસલ કરવાની દુરઅંદેશી વાપરે. આગલા ઝમાનામાં હઝરત મહમદ (સ) ને તથા તેઓને માનનારાઓને લડવું પડયું હતું તે ઈસલામના ફેલાવા સારૂ નહી પણ પોતાના બચાવ સારૂ હતું. એઓએ ૧૩ વરસ સુધી મકાના ઝાલીમો તરફનુ દુખ ખમ્યું આખરે ત્યાંથી નીકળી મદીને ગયા ત્યાં બી તે ઝાલીમો પુઠે લાગ્યા ત્યારેજ ખુદાતઆલાએ તેઓને પોતાના બચાવ સારૂ લડવા ફરમાવ્યું જેમ કે ખુદાતઆલા ફરમાવે છે જે **“અને ખુદાની રાહે લડો જેઓ તમારી સાંબે લડવા આવે પણ હદ બાહેર ન જાઓ બેશક ખુદા હદ બાહેર જનારાઓને ચાહતો નથી”** ( કુરાન પ્રકરણ ૨ આયત ૧૯૬ )

જુઓ ખુદાતઆલાએ કેવી શરતો સાથે જેહાદ કરવાનો હુકમ આપ્યો છે પેહલું તો તમારી સાંએ કોઈ લડવા આવે તેઓજ સાંએ લડવું બીજું લડવામાં હદ બાહેર જવું નહી ત્રીજું એ હદથી જે કોઈ બાહર જશે તે ખુદાતઆલાની પસંદગી પામશે નહી. જુઓ ખુદાતઆલાની કેવી ઉમદા તાલીમ છે. જ્યારે ઈસલામના વીરોધીઓ ઈસલામને બદનામ કરે છે જે રસુલુલ્લાહ (સ) એ ઇસલામ તલવારથી ફેલાવ્યો છે. જ્યારે અજ્ઞાન મોલવીઓ તેઓને તેમાં સાંબો ટેકો આપવામાં પોતાની બાહદુરી સમજે છે. અને હજી ઓછું હોય તેમ દુન્યાને જાહેર કરે છે જે એક ખુનખાર ઝનુની મેહદી હવે પછી આવનાર છે જે પોતાના એક ફીરકાને છોડી આખી દુન્યાની કોમોને કતલ કરી નાખનાર છે અને જ્યારે હઝરત મીરઝા સાહેબ તેઓના એવા ખોટા અકીદાઓ કોરાને શરીફથી રદ કરવા બાહેર પડયા તો બસો આલીમો ભેગા થઇને તેઓ પર કુફરનો ફતવો ઠોકી આપ્યો. ગરીબ બીચારી ઈસલામી ઉમત કેવા આડે મારગે દોરવનારા આલીમોને પનારે પડી છે. અગર આગલા ઝમાનામાં હાલની જેમ મઝહબી છુટ આપનાર સરકારી કાયદા કાનુન હતે તો તે વખતે તેઓ પર બી ઝુલમ ન થતે પણ તેવું ન હોવાથી તેઓ પર તલવારના હુમલા થવાથીજ તેઓને પોતાના બચાવ સારૂ તલવાર કાહડવી પડી બાકી લોકો ઇસલામ કબુલે યા નહી તેથી ખુદાને જરાએ લાભ યા નુકસાન નથી જે કોઇ ઇસલામ કબુલશે તે પોતાનાજ જાન પર એહસાન કરશે જેમકે ખુદા ફરમાવે છે "**તેઓ તારા પર એહસાન હે બાડે કે તેઓએ ઇસલામ કબુલ્યું છે ( તો તેઓને ) કહે તમો ઇસલામ કબુલ્યાથી મારા પર કશો એહસાન નથી બલકે ખુદા તમારા પર એહસાન કરે છે જે તમને ઇમાનની હીદાયત આપી**" ( કુરાન પ્રકરણ ૪૯ આયત ૧૭ )

વલી ખુદા ફરમાવે છે "**અને જેઓને ( મઝહબી ) કીતાબો આપવામાં આવી છે તેઓને તથા વગર ભણેલાઓને પુછ " શુ તમો ઇસલામ કબુલ કરોછો ? " ત્યારે**

**અગર તેઓ ઈસલામ કબુલ કરે તો તેઓ હીદાયત પામ્યા છે પણ અગર તેઓ ફરી જાય તો તારા પર ફક્ત ચેતવણી આપવાનીજ (ફરજ) છે અને ખુદા તેના બંદાઓને જોનાર છે"** (કુરાન પ્રકરણ ૩×૧૯)

એવી એવી ઘણી આયતો છે કે જેથી હઝરત મહમદ (સ) ના ઝમાનામાં ઈસલામ વીસે જેહાદ તો શું પણ જરાબી દબાણ કરવામાં ન આવ્યું હતું બલકે જેઓને પોતાની જાન આખેરતના અઝાબથી બચાવવાની ફીકર હોય અને તેથી તે પોતે કોઇના પર બી એહસાન રાખવા વગર ઈસલામ કબુલતો હોય તેનેજ ઇસલામમાં દાખલ કરતા હતા ત્યારે આ વખતે શું ખુદા પોતાના મઝહબના કાયદામાં ફેરફાર કરી ઝબરદસ્તીથી આખી દુન્યાને ઇસલામ કબુલ કરાવશે ? અફસોસ ઓ આલીમો તમો કેવી રીતે ખુદાતઆલાના કલામથી સદંતર ખોટી તાલીમ આ ઝમાનાની નીરદોષ કોમને આપોછો કે જેથી તેઓની તથા તેઓના કુટુંબોની તથા તેઓની આલ અવલાદની ખરાબી કરી આખેરતના અઝાબનો ભોગ બનાવો છો. જ્યારે તે વખતે કશા સરકારી કાયદા કાનુન ન હતા છતાં ઈસલામ ફેલાવા સારૂ જેહાદ ન કરવી પડી ત્યારે હમણા કેવી ભલી અને આદીલ બ્રીટીશ સરકારની હકુમત હેઠલ આપણે આરામ ભોગવ્યે છીએ કે જે સરકાર પોતાની દરેક પચરંગી પ્રજાને પોતાના મઝહબી કામો છુટથી કરવા રજા આપે છે એટલુંજ નહી પણ તેવે વખતે તેઓને દરેક રીતનો રક્ષણ કરી આપવાનો બંદોબસ્ત કરે છે કે જેથી કોઈ ગેર કોમ તેઓ ઉપર હુમલો ન કરે. એટલુંજ પણ તેઓ દરેક કોમને એક બીજાના મઝહબો ઉપર મન ગમતા ટીકા કરવાની છુટ આપે છે. જુઓ જેવી રીતે ખ્રીસ્તીઓ ઇસલામ પર હુમલા કરે છે તેવીજ રીતે ઈસલામીઓ બી ખ્રીસ્તીઓ ઉપર કે જેઓ રાજ કરતી કોમ હોવા છતાં અને આપણે તેઓને તાબે થયલી પ્રજા હોવા છતાં સખત ટીકા કરયે છીએ. તે છતાં એ ભલી અને અપક્ષપાત સરકાર કોઇબી પક્ષ તરફ પક્ષપાતી નજર રાખતી નથી એ શું ખુદાતઆલાનો જેવો તેવો હેસાન છે કે તેણે

આવી આદીલ સરકાર હેઠળ આપણને મુકયા છે છતાં શું આપણે તેના બદલામાં તેઓની કોમ સામે યા તેઓની પ્રજા સામે જેહાદ કરયે ? જ્યારે ખુદાતઆલાનો ખુલ્લો ફરમાન છે કે મઝહબમાં કોઈ ઝબરદસ્તી જોઇએજ નહી. અસલ વાત એ છે કે જેહાદ કાંઈ તલવારથીજ નથી થતી. પણ તે હાથથી ઝબાનથી અને દીલથી થાય છે. આ ઝમાનામાં ઈસલામ પર ખ્રીસ્તીઓ આરયાઓ વગેરે કોમો તરફથી કલમથી મોટી મોટી કીતાબો મારફતે જેહાદ થાય છે તો આપણને બી તેઓ સાથે એવાજ હથ્યારથી (કલમથી) જેહાદ કરવો જોઇએ. આગલા ઝમાનામાં તલવારથી હુમલા થતા હતા ત્યારે ઈસલામને તલવારથી પોતાના બચાવ અરથે જેહાદ કરવો પડતો હતો. હાલ ઝમાનો બદલાયો છે તો જેવો હુમલો આપણા પર થાય તેવોજ જવાબ આપણને બી આપવો જોઇએ કેમકે ખુદાતઆલાએ સાફ ચેતાવી આપ્યું છે હદ બાહેર ન જવું ત્યારે જેઓ આપણી સાથે કલમથી જેહાદ કરે છે તો શું આપણે તેઓની સાથે તલવારથી જેહાદ કરી હદ બાહેર જઇએ ? મેં મારી આ કીતાબની પેહલી આવૃતીમા જેહાદ વીસેના એવાજ દાખલા દલીલો આપ્યા હતા તો તે શીઆ ઈસના અશરી ખોજાના આલીમ હાજી ગુલામઅલી સાહેબને પડવડયા નહી કેમકે તેઓને તો બખતર પેહરી તલવારનો જેહાદ જોઇએ છે કે જે અવારનવાર પોતાના રાહે નજાત ચોપાન્યામાં મોટા મોટા અક્ષરે છાપી પોતાની નીરદોષ કોમમાં કોરાને શરીફ વીરૂધના સદંતર ખોટા ખ્યાલો ભરાવે છે અને તેઓના ઈમાનની ખરાબી કરી નાખે છે તેથીજ તેઓએ જ્યારે પોતાના અકીદા વીરૂધ મારી કીતાબ બાહેર પડેલી જોઈ કે એઓને ફીકર પડી કે રખે એઓની કોમના વીચારોમાં કાંઈ ફેરફાર થઇ જાય તેથી તરત મારી કીતાબની વીરૂધમાં રદ લખવાનુ જાહેર કરી પોતાની કોમને સધ્યારો આપ્યો છે. જેહાદ વીસેના એઓના વીચારો કેવા છે તે કોઈને જાણવા હોય તો માહ મોહરમ ૧૩૩૧ ના રાહે નજાત જોશો તો ૬૧ મે પાને મોટા મોટા અક્ષરોએ નીચલો લખાણ નજર આવશે.

**હ૦ મહેદી અ૦ નુ ઝોહુર.**
**દીન ! દીન !! દીન !!!**
**ચાલો ! ચાલો !! દોડો !! દોડો !!!**
**જલદી કરો તલવાર અને ઢાલ લઈ લીયો !**
**બકતર પેહરી બાલ બચ્ચાંઓને વીદા કરી દયો !!**
**જહાદ કરવા તૈયાર થાઓ માથું કપાવી**
**શહાદતનો મરતબો મેલવો.**

તે પછી હાજી ગુલામઅલી સાહેબ ખરા મહેદીની નીશાનીઓ જણાવે છે જે:—

"ખરા મહેદી જાહેર થશે ત્યારે **હ. ઈસા અ. પણ આસમાનથી નીચે ઉતરશે,** એ બંને સાહેબોની પેહલે દજ્જાલ જાહેર થશે, અને તે ખુદાઈ દાવો કરીને લોકોને ગુમરાહ કરશે, અને જંનત તથા જહનમ બતાવશે, તે વખતે એ બંને બુઝરગવારો તે નાપાકને કતલ કરી નાખશે" જેવી રીતે આગલા ઝમાનામાં યાહુદીઓ કહેતા હતા જે ખરા ઈસા (અ) જાહેર થશે તે પેહેલાં ઈલીઆસ (અ) આસમાનથી નીચે ઉતરી આવશે અને હજી સુધી તેઓ વાટ જોયાજ કરે છે તેવીજ રીતે ઈસલામીઓમાં જે તેઓ જેવા ઝીદી હોય તે ભલે આસમાનથી ઉતરવાની વાટ જોતાજ બેસે ! અને જેહાદનો બી અકીદો કેવો ખોટો છે તે સરવે કોરાને શરીફથી સાબીત કરી આપ્યું છે પણ અસલ વાત તો એ છે જેવી રીતે મુસા (અ) ના મસીહ ઇબને મરયમનો તલવારનો જેહાદ ન કરવો પડયો તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ ઇબને મરયમને તલવારનો જેહાદ ન કરવો પડશે તે વીસે હઝરત રસુલુલ્લાહ (સ) ની સહી બુખારી પાને ૪૯૦ માં ખુલી હદીસ છે કે તે **જંગ કાહડી નાખશે.** હવે એવા ખુલ્લા ફરમાનની નાફરમાની કરી જે બખતર પેહરી તલવારનો જેહાદ કરવાની તાલીમ આપશે અને જે એવી ખોટી તાલીમ આપનારની પેરવી કરશે તે ખુદાતઆલાને

કયામતના દીને જવાબ આપવા તૈયાર થઈ રહે. એ મુજબ હાલના ઝમાનાના કેહવાતા આલીમો એક તરફ આવી ખોટી તાલીમ આપે છે ત્યારે બીજી તરફ તેનાથી ઉંધી એ તાલીમ આપે છે કે તે મેહદીને જે માનશે તેને તે એટલો ખઝાનો આપશે કે લોકો તે ઉપાડી નહી સકસે. જરા વીચાર તો કરો કે જ્યારે તે શખસ તેને માનનારાઓને આવો અખુટ ખઝાનો આપતો રહેશે તો એવો તે કોણ બેવકુફ હશે જે તેને મેહદી તરીકે ન કબુલી અખુટ ખઝાનો બી છોડી આપે અને તેની સાથે લડીને પોતાનો જાન બી ખોહી બેસે ? એની ખરી મતલબ એ છે જે તે ખઝાનો દુન્યાદારી ખઝાનો નથી પણ રૂહાની ઇલમનો આખેરતનો ખઝાનો છે કે જે હાલના ઝમાનાના ઈસલામીઓ ખોહી બેઠા છે અને તેઓને એવાજ રૂહાની ખઝાનાની જરૂર છે જે આ ઝમાના રસુલુલ્લાહ (સ) ના મસીહ અને મેહદી હઝરત મીરઝા સાહેબ કોરાને શરીફથી તથા સહી હદીસોથી આખી ઈસલામી આલમ આગળ રજુ કરે છે જેને ગમે તે રૂહાની ખઝાનો પોતાથી બને તેટલો ઉપાડે તે થાકી જશે પણ તે રૂહાની ખઝાનો ન ખુટશે. પણ લોકોને તો દુન્યાદારી ખઝાનો જોઇએ છે કે જેવી રીતે યાહુદીઓને ઇસા (અ) પાસેથી દુન્યાદારી સલતનત જોઈતી હતી. તેઓએ ઘણું સમજાવ્યું કે ખુદાનો પ્રતીનીધી દુન્યાદારી સલતનત નથી લાવતો તે આપે કયાંથી પણ તેઓએ તેને ખોટી તાવીલ કરનારો માની ઇનકાર કરયો અને મગઝુબે અલયહીમ બન્યા. આબાદ તે યાહુદીઓને પગલે ઈસલામીઓ બી ચાલીને પોતાને મગઝુબે અલયહીમ બનાવે છે જો કે પોતે તે માટે દરરોજ પાંચે વખતની નમાઝમાં એ દુઆ માંગે છે ઓ ખુદા અમને મગઝુબે અલયહીમનો રસ્તો ન દેખાડ છતાં તેજ ખોટો રસ્તો એખત્યાર કરે છે. આગલા લોકોએ જે ભુલ કીધી તે આપણે જાણી ચુકા છૈએ તે પરથી આપણી ફરઝ છે કે તેવીજ ભુલ આપણે ન કરયે છતાં કોઈ આગલાઓ જેવીજ ઝીદ પકડી બેસસે તે પોતાનુજ ખરાબો કરશે. યા ઇલાહી તું આ ગફલતમાં પડેલી કોમને જાગૃત કર એઓ પર રહેમ કર અને તારો ખરો હક મઝહબ સમજવાની

નેક તવફીક બક્ષ. આમીન સુમ્મ આમીન. યા રબ્બીલ આલમીન.

મઝહબ બાબે જેવી છુટ ભલી બ્રીટીશ સરકારે પોતાની પ્રજાને આપી છે તેવી છુટ એક ઇસલામી સરકાર બી પોતાની પ્રજાને આપતી નથી. જેનો એક દાખલો એ છે જે કાબુલમાં શાહજાદા અબદુલ લતીફ નામે એક બોહલી જાગીરોનો માલેક જે નામદાર અમીર હબીબુલ્લાખાનની દરબારમાં એક ઘણાજ બાહોશ અને પરહેઝગાર આલીમ તરીકે મશહુર હતા જેઓના ૫૦૦૦૦ મુરીદો હતા ત્યાંની દરબારના ઉલમાઓમાં તેઓનો એટલો માન હતો કે અમીર હબીબુલ્લાખાનની તાજપોશી બી તેઓના હાથે કરાવી હતી. એઓને હઝરત મીરઝા સાહેબના મસીહ અને મહેદી બાબેના દાવાની ખબર પોહતી જેથી એઓએ હઝરત મીરઝા સાહેબની કેટલીક કીતાબો મંગાવી વાંચી જોઈ અને તેઓના દાવાની સચાઇની ખાત્રી થઈ જવાથી તેઓ તરત કાબુલથી નીકળી કાદયાન આવી પોહતા હઝરત મીરઝા સાહેબની મુલાકાત લીધી. અને કેટલાક દીવસ ત્યાં રહ્યા તે દરમ્યાન એઓને બી હઝરત મીરઝા સાહેબના દાવાની સચાઈ વીસે ખુદાતઆલા તરફથી વહી અને ઈલહામ થવા લાગા જેથી એઓએ તેઓના સરવે દાવા કબુલી બઇઅતમાં દાખલ થઇ કાબુલ રવાના થયા. જ્યાં કાબુલના ઉલમાઓને ખબર પડી ગઇ કે એઓએ એવા મહેદીને કબુલ્યો છે કે જે તલવારની જેહાદનો અકીદો ખોટો ઠેડાવે છે તેથી તેઓએ એ બાબે અમીરને ચેતાવ્યું. તેઓ બી ઘણા ખફા થયા. અને સમજાવ્યું કે ગમે તો તમારો અકીદો તમારા મનમાં રાખો પણ જાહેરમાં એઓની બઇઅત તોડી નાખો. પણ તેઓએ એવી મુનાફેકના તકઇઆ જેવી રીત માનવા સાફ ના પાડી જેથી અમીર સાહેબની સખત ખફગી ઉતરી અને તેઓએ એઓને ગલામાં તથા પગમાં ભારે વજનની સાંકલો પેહરાવી કેદમાં રાખવાનો હુકમ કરયો એટલુંજ નહી પણ એઓના કુટુંબને બી નજર કેદ કરવા અને એઓની સરવે જાગીરો જપત કરવાનો હુકમ ફરમાવ્યો. ચાર માસ સુધી એવી રીતે કેદ રાખવા છતાં તથા બીજી તરફથી મોટી

મોટી આશાઓ આપવા છતાં તેઓએ બઈઅત તોડી નાખવાની ના પાડતાજ રહેવાથી ત્યાંના આલીમોએ ભેગા થઈ વાજીબુલ કતલનો ફતવો આપ્યો જેને નામદાર અમીર સાહેબે બાહાલ રાખ્યો. બલકે એવી રીતે એઓનો જાન લેવાનો હુકમ કરયો કે બીજાઓને બી ધડો મલે. જેથી એઓના નાકમાં છીંદ્ર કરી તેમાં દોરડી પુરાવી મેદાનમાં ખેંચી લઈ જઈ ત્યાં એક ખાડો ખોદી તેમાં એઓને અરધો ઉતારવો તથા શરીરના ઉપરના અરધા ભાગ ઉપર પથરા મારી સંગસાર કરવો અને તે મુજબ એ ઘાતકી સઝા તા. ૧૪ મી જુલાઈ ૧૯૦૩ ના દીને અમલમાં મેલવામાં આવી. પેહલો પથરો ત્યાંના કાઝી સાહેબ તરફથી મારવામાં આવ્યો બીજો પથરો નામદાર અમીર સાહેબ તરફથી બાકીના બીજાઓ તરફથી મારી શહીદ કરી નાખવામાં આવ્યા. એ બીના આખા અફગાનીસ્તાનમાં મશહુર છે ઉપરાંત હીંદુસ્તાનના ઘણા અખબારોમાં એ બીના પ્રગટ કરવામાં આવી હતી.

જુઓ આ સુધરેલા ઝમાનામાં કોઈ શખસ મઝહબ બાબે પોતાનો સ્વતંત્ર અકીદો રાખે તેના કેવા હાલ થાય છે તે બી એક ઈસલામી કહેવાતી સલતનત તરફથી. જ્યારે બ્રીટીશ સરકાર એક ગેરઈસલામી સલતનત હોવા છતાં ખુદ તેઓના મઝહબ ઉપર આપણે એક જીતાયલી પ્રજા હોવા છતાં ગમે તેવા ટીકા કરયે છીએ છતાં તેઓની રાજ્યનીતી કેવી અપક્ષપાત તથા ઉદાર દીલની છે ! ખુદા એવી ભલી સરકાર ઉપર પોતાનો ઘણો ફઝલ નાઝીલ કરે અને દરેક રીતે એની બોલબાલા કરે. જે ઇનસાન એવી ભલી સરકારની કદર ન કરશે અને ફીતુરી અકીદો રાખશે કે જે ખુદાતઆલાના તથા તેના મહાન પેગમ્બરના ખુલ્લાં ફરમાનોની વીરૂધ છે તો શું તે ખુદાની નઝરમાં સખત ગુનેહગાર નથી ?

હઝરત મીરઝા સાહેબ રસુલુલ્લાહ (સ) ના જેમ મસીહ ઇબને મરયમ છે તેમ મહેદી બી છે. મસીહ અને મહેદી એ એકજ

ધણી માટે મુકરર થયલા એ ખીતાબો છે. ઇસા (અ) ને લગતા ખોટા અકીદાઓ તોડવા સારૂ મસીહનો ખેતાબ છે અને ઇસલામીઓના ખોટા અકીદાઓ દુર કરવા મેહદીનો ખેતાબ છે. જ્યારે ઇસલામીઓ બે જુદા શખસ ધારે છે. એક વીસે તો આસમાન પરથી આવશે એ અકીદો છે બીજા વીસે દરેક ફીરકામાં મતફેર છે. એકલા શીઆ ફીરકામાં જુદી જુદી કીસમના મતભેદ છે જે વીસે શીઆઓના આલીમ હાજી ગુલામઅલી સાહેબ પોતાના રાહે નજાત ચોપાન્યા ( શવ્વાલ ૧૩૩૦ ) માં જણાવે છે " ઇસલામીઓમાં હ. મહેદી અ. જાહેર થવામાં મતભેદ નથી પણ તેઓ વીસે જે આપસમાં મતભેદ છે તે ત્રણ પ્રકારનો છે. (૧) આપના નસબમાં કે કયા ખાનદાનથી થશે (૨) કેની ઓલાદમાંથી છે, (૩) તે કોણ અને કયા શખસ છે, જેમકે કેટલાંકનો મત છે કે તેઓ હ. અબ્બાસ ઇબ્ને અબદુલ મુત્તાલીબની અવલાદમાંથી છે. કેટલાકનુ માનવું છે કે હ. અલીના ફરઝંદ જનાબે મોહમ્મદ હનફીય્યહ પોતેજ જાહેર થશે અને તેજ મહેદી છે, કેટલાક કહે છે હ. ઇમામે હસન અ. ની અવલાદમાંથી છે, કેટલાંકનો મત ઇમામે હુસેન (અ) ની અવલાદમાંથી છે, કેટલાક હ. ઇમામે જઅફરે સાદેક અ. નેજ હ. મેહદી ઠડાવે છે અને કહે છે તેઓ જાહેર થશે, અને કહે છે કે આપ વફાત થયા નથી ગયબ થઈ ગયા છે, કેટલાક હ. મુસા કાઝીમ અ. વીસે એ મુજબ કહે છે, તેમજ કેટલાક હ. મોહમ્મદ તકી (અ) ને, કેટલાંક હ. હસને અસકરી અ. ને હ. મહેદી જાણે છે " એ મુજબ એક શીઆ ફીરકામાં એટલો એખતેલાફ છે ત્યારે સુનત જમાતના ૭૨ ફીરકાઓમાં કેટલો એખતેલાફ હશે. તે આસાનીથી સમજી શકાશે. પણ હઝરત રસુલુલ્લાહ (સ) ની સહી હદીસ જે ઇસલામીઓની સતાવાર ઠડાવેલી સહાસીતા માંહેલી ઇબને માજામાં છે તે એ છે જે **લા મહેદી ઇલ્લા ઇસા ઈબ્ને મરયમ** એટલે ઈસા ઇબને મરયમજ મહેદી છે તેઓ સીવાય બીજો કોઈ મહેદી નથી. (જુઓ ઇબને માજા જીલદ બીજી પાનુ ૨૫૭) મહેદી એટલે ખુદા તરફથી હીદાયત પામેલો. હવે જે ઇસા ઈબ્ને મરયમ તરીકે ખુદા તરફથી

મુકરર થાય તેજ શખસ ખુદા તરફથી હીદાયત પામનાર બી થવોજ જોઇએ. આ ઉપરથી આ મશહુર હદીસની સચાઈ વીસે જરા બી શક ન રહ્યો કે જે ઇસા ઇબને મરયમ હોય તે મહેદી બી હોય.

હવે એઓજ ખરા મેહદી છે તેની સાબેતીઓ સાંભલો.

હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે જે **"અમારા મહેદીની સાબેતી અને સચાઇ સારૂ બે નીશાનીઓ મુકરર છે કે એના ઝમાનામાં રમઝાન માસમાં ગ્રહણની રાતોમાં પેહલી રાતના ચંદ્ર ગ્રહણ થશે અને વચલી તારીખમાં સુર્ય ગ્રહણ થશે કે જેવી નીશાનીઓ જયારથી આસમાન અને ઝમીન પેદા કરવામાં આવ્યા છે ત્યારથી કોઈ દાવાદારના વખતમાં ન થયા હશે" આ હદીસ હઝરત ઈમામે બાકર (અ) ની રીવાયત છે** અને સુની શીઆ બેઉની હદીસોમાં ૧૨૦૦ વરસથી વંસપરમપરા ઉતરી આવેલી છે અને તેજ મુજબ ખરા મેહદી હઝરત મીરઝા સાહેબના ઝમાનામાં હીજરી ૧૩૧૧ ના રમઝાન માસમાં અને ઇસ્વી ૧૮૯૪ ના એપ્રીલ માસમાં થયું. કોઇકિ એ ખોટો વાંધો ઉભો કરે છે જે આ વખતે ચંદ્ર તથા સુરજ ગ્રહણ હમેશાની સુંનત કરતા વીરૂધની તારીખોએ થવું જોઇએ. તે લોકોએ જાણવું જોઇએ કે ખુદાતઆલા કોઈ ચીઝ પોતાની સુંનત વીરૂધ કદી કરતોજ નથી. જેમકે તે અનેકવાર કોરાને શરીફમાં ફરમાવી ચુકો છે જે "પણ તું કદી ખુદાની સુંનતમાં કાંઈ ફેરફાર જોઇશ નહી અને તું કદી ખુદાની નીયમમાં અદલ બદલ જોઈશિ નહી" વલી એવા વાંધા કરનારા બીજી રીતે ખોટા પડે છે તે એ છે જે તેઓ કહે છે જે ચંદ્ર ગ્રહણ ચંદ્રની પેહલી તારીખેજ થવું જોઇએ પણ ચંદ્રની પેહલી તારીખે ચંદ્ર એટલો બારીક રહે જે ગ્રહણ થાયજ નહી હમેશા ચંદ્ર ગ્રહણ થવાની ત્રણ તારીખો મુકરર છે ૧૩-૧૪-૧૫ તે મુજબ પેહલે દીને એટલે તા. ૧૩ મીના થયું. વલી હદીસનો અરબી શબ્દ ચંદ્ર ગ્રહણ માટે પેહલી તારીખ હતે

તો હીલાલ શબ્દ વપરાતે જે શરૂઆતના ૧ થી ૭ દીવસો માટે વપરાય છે તે પછી કમર વપરાય છે જ્યારે મજકુર હદીસમાં કમર શબ્દ વપરાયો છે તેથી વગર શકે સાબીત થયું કે ચંદ્ર ગ્રહણ મુકરર તારીખેજ થયું તેજ મુજબ સુરજ ગ્રહણ હમેશા ૨૭-૨૮ ૨૯ ના થાય છે તે મુજબ વચલી તારીખે એટલે ૨૮ મીના થયું એ ઉપરાંત હઝરત મીરઝા સાહેબની સચાઇનો ઝબરદસ્ત સબુત તો એ છે જે એઓને ખુદાતઆલાએ જણાવ્યું જે તારી સચાઈની સાબેતી સારૂ તારા ઝમાનામાં મજકુર ચંદ્ર અને સુરજ ગ્રહણની નીશાનીઓ જાહેર કરીશ અને એ બાબે એઓએ પોતાની બુરહાને આહમદયા નામની કીતાબ જે એઓએ ૧૮૮૦ પ્રગટ કરી તેમાં એ બાબત એઓએ જાહેર કરી આપી ઉપરાંત અરબી ફારસી ઉરદુ ઈશતેહાર મારફતે લાખો લોકોને આગમજથી ખબર આપી દીધી. શું કોઇ ખોટો શખસ ૧૪ વરસ પેહલા એવી ગએબની ખબર જાહેર કરવાની હીમત કરી શકે? અને તે જાહેર કરે તો શું ખુદા તે મુજબ તેના સારૂ તેની જણાવેલી નીશાનીઓ બી આબાદ સંપુ-રણ કરી આપે? જુઓ એવી ઝબરદસ્ત નીશાની જે માટે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું જે આસમાન ઝમીન પેદા થયા ત્યારથી કોઈ બી દાવાદારના વખતમાં થયા ન હશે તે ખરા દાવેદારના વ-ખતમાં ખરી પડી ઉપરાંત તે ખરી પડશેજ એવી આગમજથી જા-હેરાત આપનારને જે ખોટો પાડશે તે ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ને તથા હદીસના રીવાયત કરનાર હઝરત ઇમામે બાકર હુસેન (અ) ને ખોટો પાડવા બરાબર છે. ઉપરાંત મજકુર ખુદાની નીશાનીઓને ન માની એઓને જે ખોટો સમજશે તે વીસે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે **"પણ ખરેખર તેઓ તને જુઠો કહેતા નથી પણ ઝાલીમો ખુદાની નીશાનીઓનો ઇનકાર કરે છે"** (કુરાન પ્રકરણ ૬×૩૨)

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી નીશાની એ બતાવી જે મહદીના ઝમાનામા તાઉન (પલેગ) થશે જે વીસે બી એઓએ

મજકુર કીતાબમાં વરસો આગમજ જાહેર કરી આપ્યું હતું. શું દુન્યામાં કોઇ બી શખસ એ શકતી ધરાવી શકે છે કે પોતાના દાવાની સચાઇ સારૂ વરસો આગમજ એવી પેશગોઇ કરે અને તે મુજબ આસમાન ઉપર સુરજ ચંદ્ર ગ્રહણ થાય અને ઝમીન પર પલેગ નીકલે સીવાય તે શખસ કે જે ખુદાતઆલા તરફથી મુકરર થયો હોય ?

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી એ નીશાની જાહેર કરી કે "મહેદીના ઝમાનામાં આસમાન પર પુછડયો તારો નીકળશે" જે સરવેને જગજાહેર છે કે આજથી ૩૨ વરસની વાત ઉપર એટલે ૧૮૮૪ માં કેવો મોટો તારો દેખાયો હતો.

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી એ નીશાની બતાવી કે મેહદીના ઝમાનામાં ઉંટ નકામા થઇ પડશે અને તેના બદલામાં બીજી સવારી નીકળશે. હવે અરબસ્તાનના રેતીના મુલકોમાં સેંકડો વરસોથી સરવે માણસોનો તથા માલનો આવક જાવકનો કારોબાર ઉંટો મારફતેજ ચાલતો હતો એવો ઉપયોગી જાનવર નકામો થઇ પડશે એ સાંભળી દરેકને તાજુબી ઉપજવા વગર રહે નહી તે બાબદ આબાદ હઝરત મીરઝા સાહેબના ઝમાનામાં ખરી પડી કેમકે હવે તે તરફના મુલકોમાં રેલવે ચાલુ થઇ ચુકી છે. જુઓ ૧૩૦૦ વરસ ઉપર જે નીશાની બતાવી તે રહી રહીને ખરા મહેદીના ઝમાનામાં ખરી પડી. શું ઇસલામી ભાઇઓ હજી બી તમો એઓને ખોટા ઠેડાવશો ? અગર એઓ ખોટા છે તો ખરો દાવેદાર કયાં છે કે જેના દાવાના ઝમાનામાં ઉપલી સરવે નીશાનીઓ જાહેરમાં આવવી જોઇતી હતી ?

ઊંટની સવારીની બદલે નવી સવારી નીકળશે તેની વધુ બીગત એ જણાવી જે તેથી વરસોની સફર મહિનાઓમા થશે. મહીનાની સફર અઠવાડયામાં થશે. અઠવાડયાઓની સફર દીવસોમાં

થશે. અને તે સવારી રાત દીવસ ચાલશે તે દીવસના બી થોબસે અને રાતના વખતમાં બી થોબશે. (એટલે રેલવે ટ્રેન જેમ રાતના અને દીવસના જંકશનો અને સ્ટેશનો ઉપર થોબે છે તે) એવીજ રીતે અસલના ઝમાનાના પેગમ્બરો જે બાબતની પેશગોઈ કરતા તેનુ રૂપ ખુદાતઆલાના ગેબી શબ્દોમાં કહેતા અને જ્યારે તે પેશગોઈ ખરી પડવાનો વખત આવતો ત્યારે તે વખતના લોકોને તેનો ખરો અર્થ તે વખતનો ખુદા તરફનો પ્રતીનીધી જે તેઓમાં જાહેર થતો તે તેઓને સમજાવતો. ત્યારે ખુદાથી ડરનારા કોણ છે અને મોહડેની મોટી વાતો કરનારા કોણ છે તે તેઓની તાબેદારી અને નાફરમાનીથી જાહેર થઈ જતું. એ રવેશે ખુદાતઆલાએ અસલથી પોતાના બંદાઓની અઝમાઈશ લેવાનો એ તરીકો મુકરર કરયો છે. પણ ઇનકાર કરનારાઓને માનવા ભારી પડતું તેથી તેઓ ખુલ્લી રીતે પેશગોઈના બોલે બોલ મુજબ ખરી પડે તોજ માન્યે એવો વાંધો ઉભો કરતા રહે છે અગર સુરજ જેવી ખુલ્લી બાબત ખુદાએ રાખી હતે તો અઝમાઈશ શું થઇ? અને તેવી ખુલ્લી બાબત હતે તો દુન્યાની કોઇ બી કોમ ખુદાના પેગમ્બરનો કદી ઈનકાર કરયો ન હતે પણ ખુદાતઆલા તો ફરમાવે છે "**અમે તારી અગાઉ પ્રાચીન (અસલી) કોમોમાં પેગમ્બરો મોકલ્યા પણ જ્યારે બી તેઓ પાસે કોઈ પેગમ્બર આવતો તો તેઓ તેની મશકેરી કરી હસી કાહડતા.**" (કુરાન પ્રકરણ ૧૫ આયત ૧૦)

અને તેથીજ યાહુદીઓએ ઈસા (અ) નો ઈનકાર કરયો કે તે પેહલાં ઈલીઆસ (અ) આસમાનથી આવશે બાદશાહી મલસે. તે પછી ઈસાઇઓએ હઝરત રસુલુલ્લાહ (સ) નો ઇનકાર કરે છે અને કહે છે કે તેઓ ખરા હતે તો બની ઈસરાઈલના વંસમાંથી આવતે પણ એઓ તો બની ઈસમાઈલના વંસમાંથી આવ્યા છે. અગર ખુદાતઆલા ખુલ્લુ જણાવતે કે તેઓ બની ઈસમાઈલમાંથી આવશે તેઓનો નામ મહમદ (સ) હશે તેઓના બાપનો નામ અબદુલ્લાહ હશે મકામાં ફલાના વરસે જાહેર થશે તેઓ આખી દુન્યા માટેના પેગમ્બર થશે

વગેરે તો શું કરોડો લોકો દીવાના છે જે તેઓનો ઈનકાર કરી દોઝખમાં પડે? તે પરથી વીચાર કરવું જોઈએ કે જ્યારે દુન્યાના મહાન પેગમ્બર સારૂ ખુદાએ ખુલ્લી પેશગોઈ ન કરી તો બીજા કોણ સારૂ કરે? તે પછી હાલના ઈસલામીઓ બી મહેદી વીસે જુદા જુદા વંસ ધારી બેઠા છે અને ખરાનો ઈનકાર કરે છે. જ્યારે એઓ ખુદાતઆલાના પ્રતીનીધી તરીકે બરાબર ખુદાના વાયદા મુજબ સદીની શરૂઆતમાં આવ્યા અને તે મુજબ મોતેબર નીશાનીઓ બી ખરી પડી ચુકી ત્યારે તેઓનો ઇનકાર ન કરવો જોઇએ. જુદા જુદા ફીરકાઓમાં જુદી જુદી રીવાયતો હોય છે તેથી જે જે બાબતોની ઉલટી સુલટી રીવાયતો હોય તે સરવે ખરી કેવી રીતે પડે તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે જે આવનાર મહેદી હકમ તરીકે આવશે અને અદલ કરશે એટલે તે ખરી ખોટી રીવાયતોમાંથી જે ખરી હશે તેજ કબુલ રાખશે જ્યારે બાકીની સરવે ખોટી સમજવી. કેમકે ઈસલામમાં ૭૩ ફીરકા થઈ ગયા છે દરેક પાસે જુદી જુદી રીવાયતો છે હવે કોઇ બી એક રીવાયત ખરી પડે. એક બાબતની જુદી જુદી રીવાયતોમાંથી કઈ ખરી અને કઈ ખોટી તેનો ફેસલો કોણ કરી શકે અને કોણ માને? તે ખુદાનો પ્રતીનીધી સીવાય બીજો કોઇ ન કરી શકે અને તેનોજ ફેસલો સરવેએ માનવો જોઇએ તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ તેને હાકમ કહયો છે જેવી રીતે એક જદજનો ચુકાદો દરેક પક્ષને માન્ય રાખવો પડે છે તેમ. તે મુજબ આપણે વાંચી આવ્યા છૈએ જે ખરા મહેદીએ જે જે બાબતો સાચી ઠેડાવી છે તે સરવે આબાદ કોરાને શરીફને મળતી છે. જ્યારે ઈસલામના સરવે ફીરકા તે આગમજ ખોટા અકીદાઓ રાખતા હતા. તે મુજબ દરેક બાબતમાં એઓનો ફેસલો માન્ય રાખવો જોઈએ. આપણે વરસોથી એક વાત સાંભળતા આવ્યા છૈએ તેથી તેજ આપણે સાચી સમજી બેઠા છૈએ પણ જ્યારે ખુદાનો પ્રતીનીધી જાહેર થયો ત્યારેજ ખબર પડી કે તે સરવે ખોટા અકીદા હતા. તેથી ખુદાનો પ્રતીનીધી જે પેશગોઇનો ભેદ ખોલે તે શરૂઆતમાં આપણને સમજવા અને કબુલવા ભારી લાગે પણ રફતે

રફતે તેના પર ગોર કરવાથી તેની સચાઈની આપો આપ ખાત્રી થઈ જાય છે એજ કારણુસર ઈસલામીઓ દજ્જાલ વીસે ખોટા અકીદા રાખી બેઠા છે કે તે એક અસાધારણ કદનો વીચીત્ર રાક્ષસ હશે એક લાંબા ગધેડા પર સવાર થઇ ૪૦ દાહડામાં આખી દુન્યામાં ફરી વલશે ખુદાઈ દાવો કરસે જંનત દોઝખ સાથે લઈ ફરસે તેના કપાલ પર કાફર લખેલું હશે તે દીનની ઘણી ખરાબી કરશે અને આખરે મસીહ અને મહેદી મારફતે કતલ થશે. યાદ રાખવું જોઇએ કે જેવી રીતે ખુદાની અસલથી ચાલતી આવેલી સુંનત એ છે કે પેશગોઇનો જાહેરમાં એક અર્થ હોય છે અને જ્યારે તે ખરી પડવાનો વખત આવે છે ત્યારેજ તેનો ખરો અર્થ ખુલ્લો થાય છે તેવીજ રીતે આ દજ્જાલ વીસે બી છે બલકે એ બાબતનો જુદોજ અર્થ હોવાનો મોતેબર સબબ એ છે જે એ વીસેની કેટલીક બાબતો હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) એ સ્વપનામાં જોયલી બાબતો છે. અને દરેક શખસને થોડો ઘણો બી અનુભવ હશે જે સ્વપનામાં એક બાબત દેખાય છે તો તે બીજાજ રૂપમાં ખરૂં પડે છે જેનો કોરાને શરીફમાં બી સબુત છે જેમકે સુરે યુસુફમાં યુસુફ (અ) ના સ્વપનાનું બ્યાન છે કે તેઓને ૧૧ સીતારા અને ચંદ્ર તથા સુરજ સેજદો કરે છે જ્યારે તેની તાબીર એ ખરી પડી કે ૧૧ સીતારાથી મુરાદ તેઓના ૧૧ ભાઇઓ હતા અને ચંદ્ર તથા સુરજથી મુરાદ તેઓના માબાપ હતા. વળી મીસરના બાદશાહે સ્વપનામાં ૭ જાડી ગાયો અને ૭ પાતલી ગાયો દીઠી કે જેની તાબીર ત્યાંના દરબારીઓ સમજી ન શકયા ત્યારે યુસુફ (અ) એ કહ્યું જે એથી મુરાદ ૭ વરસ સુકાળના છે અને ૭ વરસ દુકાળના છે અને તેજ બાબત ખરી પડી. એ મુજબ હર ઝમાનામાં કાંઇને કાંઈ ગેબી બાબતો હોય છે અને તેની ખરી મતલબ જુદીજ હોય છે બલકે સ્વપનામાં એક બાબત હોય છે અને તેની તાબીર જુદીજ થાય છે એ મતલબની કીતાબો વટીક પ્રગટ થયલી છે ત્યારે દજ્જાલની બાબત બોલે બોલ મુજબ ઈસલામીઓ માંગે તે શું કદી બી ખરી પડવાની છે? હરગીઝ નહી. આગલ ગુજરેલી બાબતનો

અનુભવ લઇ આ સવાલ બી ઉકલાવવો જોઈએ. દજ્જાલનો અર્થ લોગત ( દીકશનરી ) માં જોશો તો જણાશે જે એક વેપારી મંડલી અથવા મુસાફર અથવા જુઠો છે. બીજુ હઝરત રસુલુલ્લાહ (સ) ની સહી બુખારી તથા મુસલીમમાં એ હદીસ છે કે “ જે શખસ સુરે કહફની પેહલી દસ આયત યાદ કરશે તે દજ્જાલના ફીતનાથી બચી સહેસે.” હવે આપણે કોરાને શરીફમાં એ સુરો જોઈશું તો એ બાબત જણાશે જે ઈસાઈઓ ઈસા (અ) ને ખુદાનો છોકરો કહે છે તે તદન ખોટું છે. એઓને તથા એઓના બાપદાદાઓને બી જ્ઞાન નથી. તેઓ જુઠુ બોલનારા છે વગેરે બીજે એક ઠેકાણે ખુદા કોરાને શરીફમાં ફરમાવે છે જે ખુદાને છોકરો છે એ કહેવું એવી ખરાબ વાત છે કે જેથી નઝદીક છે કે આસમાન ફાટી જાય ઝમીન ચીરાઈ જાય અને પાહડો ચુરો થઇ જાય. હવે એવી વાત કહેનારા ઈસાઈઓ છે અને તે દુન્યામાં ફેલાવનારા તેઓના પાદરીઓ છે એ વીસે બીજી ઘણી હદીસો છે જેવી કે અબુ હરીરા (રદી) થી રીવાયત છે કે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું કે “ આખરી ઝમાનામાં દજ્જાલ નીકળશે કે જેઓ દીનને દુન્યામાં મેલવશે ” તે પછી સહી બુખારી તથા મુસલીમમાં એ હદીસ છે કે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું કે “ એવો કોઈ નબી ન હશે જેણે પોતાની ઉમતને કાણા દજ્જાલથી ચેતાવ્યો ન હોય જે બહુ ખોટું બોલનારો છે. એ પરથી સાબીત થયું કે એ કોઈ નવીજ કીસમનો વીચીત્ર પ્રાણી નથી પણ ખોટું બોલનારો અને દીનને દુન્યામાં મેલવનારો ટોલો છે. તે પછી તેઓ ફરમાવે છે જે “ દજ્જાલ સીવાય તમારા સારૂ વધુ ખોફનાક ચીઝ કોઇ નથી અગર તે નીકલે તે વખતે હું મોજુદ હોવસ તો હું તેનાથી મુકાબલો કરીશ અગર તે એવા વખતમાં નીકલે કે જે વખતે હું ન હોવસ તો દરેક શખસ પોતે તેનાથી મુકાબલો કરશે ( મુસલીમ તીરમઝી ) આ પરથી જણાયું કે તે ખોટો અકીદો રાખનારો અને ઈસલામીઓને ખોફનાક ધોકો આપનારો ટોલો છે પણ તેનો અકીદો ખોટો હોવાથી હરેક શખસ તેને માહેત કરી શકસે. આ સરવે પરથી સાફ

જણાઈ શકે છે જે ઈસાઇ ખ્રીસ્તી મીશીનરીઓ સીવાય બીજો કોઈ દજ્જાલ નથી. કે જેઓ આખી દુન્યામાં ફરી વળ્યા છે ખોટો અકીદો રાખે છે. મોટી વેપારી મંડલી હોય તેમ દુન્યાના હરેક નાહના મોટા મુલકમાં એઓની એજંસીઓ છે જેથી મુરાદ દીનને દુન્યામાં મેળવનારા છે કે જેઓને ઈસાઈ મઝહબ દુન્યામાં ફેલાવા માટે યુરોપ અમેરીકાથી કરોડોની દોલત મલે છે. ઈસલામીઓને માટે ખોફનાક એ કારણસર છે કે તેઓ ઈસલામને અને તેના મહાન પેગમ્બરને તદન ખોટો મઝહબ અને ખોટો પેગમ્બર સાબીત કરવાની દરેક કોશેશ કરશે કેમકે તેમાંજ તેઓના મઝહબની સબ-લામતી છે અને પોતાના પેગમ્બર ઇસા (અ) ની ફઝીલતની ખુબ સરાગત કરી લોકોને ધોકો આપશે અને તેમા તેઓ ફાવતાજ ગયા કેમકે લાખો ઈસલામીઓને ઈસાઇઓ બનાવી દીધા. અને તેને મસીહ ઇબને મરયમ અને મહેદી કતલ કરશે એટલે મસીહ અને મેહદી તરીકે જે શખસ જાહેર થશે તે એઓનો ખોટારો કાપી નાખશે. તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે ઈસા ઇબને મરયમ નાઝીલ થશે તે સલેબને તોડશે એટલે મસીહ ઇબને મરયમ જાહેર થશે અને ઈસાઈઓનો મઝહબ બાતીલ કરી નાખશે કે જે મુજબ હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ અને મહેદી તે હઝરત મીરઝા સાહેબે ઈસાઈઓનો મઝહબ જડમુળથી કાપી નાખ્યો અને એ મુજબ દજ્જાલને કતલ કર્યો. જેથી ઝમાનો એવો બદ-લાયો છે કે હઝરત મીરઝા સાહેબને માનનારા આહમદીઓ દુન્યામાં સરવે ઠેકાણે એ દજ્જાલી મઝહબ બાતીલ કરવા રાત દાહાડો મંડયા છે. જેઓ વાએઝો કરે છે, ન્યુસપેપરો ચોપાન્યા કીતાબો વગેરે પ્રગટ કરી ઈસલામીઓને ઈસાઇઓ થતા બચાવે છે એટલુંજ નહી પણ હવે ઈસાઇઓને સાંબે ઈસલામીઓ બનાવે છે. બીજું એ કે તે એક લાંબા ગધેડા પર સવાર થઇ આખી દુન્યામાં ફરીવલશે. તેની એ સવારી લોકોને પુરવથી પશ્ચીમ લઈ જશે લોકોને દરયામાં નાખી દેશે ( દરયામાંથી પસાર કરશે ) તે વાદળ અને હવાની માફક દોડશે તેની સાથે આગ અને નેહર હશે. એની મતલબ કોઈ બી આસાનીથી સમજી શકશે કે તેથી મુરાદ રેલવે તથા સ્ટીમર

છે. બીજું હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું કે તે ખુદાઈ દાવો કરશે તેની સાથે જંનત તથા દોઝખ હશે જેને તે જંનત કેહશે તે હકીકતમાં દોઝખ છે તેથી મુરાદ એ છે જે એઓનુ જે કોઇ કહ્યું માને કે ઈસા (અ) ખુદા તથા ખુદાનો છોકરા છે તેઓને જંનત મલસે અને જે એઓનુ એ કહ્યું ન માનસે તે દોઝખી છે. જેને તેઓ જંનત કહે છે તે હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાવવા મુજબ બરાબર દોઝખ છે. બીજું એ કાણો છે એટલે જેવી રીતે ખુદા-તઆલાએ કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે જે આ દુન્યામાં આંધલો તે આખેરતમાં બી આંધલો તેથી એ મુરાદ નથી કે જે આ દુ-ન્યામાં આંખો વગરનો અપંગ છે તે આખેરતમાં બી અપંગ રહેસે તેની મતલબ એ છે જે દુન્યામાં જે ખરો મઝહબ ન એળખશે તે આંધળો છે. તેવીજ રીતે ઇસાઈઓની એક આંખ દુન્યાદારી બાબતમાં સારી છે જ્યારે બીજી આંખે મઝહબની બાબતમાં એક આજીઝ ઇનસાનને ખુદા બનાવી આંધલા બન્યા છે. બીજું તેના કપાલપર કાફર લખેલું હશે કે જે ભણેલો તથા અભણ તરત વાંચી લેશે. હવે જે અભણ હોય તે કાફર શબ્દ કેવી રીતે વાંચી શકે ? તેથી મુરાદ તેને જોતાંજ કોઈ બી ભણેલો યા અભણ આ-સાનીથી ઓળખી શકસે કે એઓ નામદાર છે. બીજું હઝરત (સ) એ ફરમાવ્યું કે દજ્જાલ ખાનુ ખાશે શરાબ પીશે બજારોમાં ફરશે અને ખુદાતઆલા એવી વાતોથી બુલંદતર છે.

બીજું એના વીસે એ કહેવામાં આવ્યું છે કે તે મકા મ-દીનામાં દાખલ નહી થશે. તે બી તદન ખરૂં છે કેમકે ખ્રીસ્તી મીશીનરીઓ આખી દુન્યામાં ફરીવલ્યા છે પણ મકા મદીનામાં જવાની હીંમત નથી કરતા. એ રીતે હઝરત મીરઝા સાહેબે દજ્જાલ વીસેનો ખરો ભેદ જાહેર કરી ઇસલામી આલમને શીરકના મોટા ગુનાહથી બચાવી લીધા. કેમકે ઇસલામીઓ તો દજ્જાલને એવી ખુદાઈ શકતીવાલો ધારી બેઠા છે કે તે જે ચાહે તે કરી શકે તેની પાસે ખરેખરી જંનત તથા દોઝખ સાથેજ હોવાનો અકીદો રાખે

તો પછી બાકી શું રહ્યું ? ખુદા જેવી સીફત યા શકતી બીજો કોઈ ધરાવી શકે એવો અકીદો રાખવો તેનેજ શીરક કહે છે. એ મુજબ હઝરત રસુલુલ્લાહ (સ) ના મસીહ અને મહેદીએ ઈસલામીઓનો એ ખોટો અકીદો બી રદ કરયો. શું દાનેશમંદ ઈસલામીઓ હજી બી એઓનો ઈનકાર કરશે ? અને ખુદાતઆલાના ફરમાન મુજબ સાચાઓની જમાતમાં શામીલ થવાનુ ના પાડશે ?

હઝરત રસુલુલ્લાહ (સ) એ બીજી એ નીશાની બતાવી કે આખરી ઝમાનામાં લોકોની હાલત એવી થઈ ગઈ હશે કે ઈસલામ ફકત નામનોજ રહી ગયો હશે. કોરાન પણ રસમી તોરથી પઢવામાં આવશે. મસજીદો ખુબ આબાદ હશે પણ તેમાં હીદાયતનો રસ્તો ન હશે. તે વખતે આલીમો એવા હશે જે આસમાનની નીચે તેઓથી ખરાબ લોક બીજા કોઈ ન હશે જે કાંઇ ફસાદ ફીતના થશે તે તેઓથીજ નીકળશે " જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) ની આ હદીસ શરીફ બી કેવી આબાદ સાચી નીવડી છે. ઈસલામીઓ કોરાને શરીફ ફકત રસમી તૌરથી પઢવા સીખે છે. અર્થ સમજવાનુ તથા અમલ કરવાનુ છોડી દીધું છે. તેથીજ તેઓ અસંખ્ય ફીરકાઓમાં વેંહચાઈ ગયા છે અને દરેક ફીરકાના આલીમો તેઓને ગુમરાહ કરી તેઓના ઈમાનની ખરાબી કરી રહયા છે કેમકે ખુદાતઆલાના કલામથી તથા રસુલુલ્લાહની હદીસથી સાબીત છે કે એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે. અને તે એક સાચો ફીરકો તેજ છે કે જે ખુદાના પ્રતીનીધી મારફતે સદીની શરૂઆતમાં સ્થાપવામાં આવે છે. કે જે પ્રતીનીધી યાને ઈમામે ઝમાન આખી ઇસલામી ઉમતના સરવે ફીરકાઓના ખોટારા દુર કરી ખરો ઈસલામ દુન્યામાં આશકાર કરે છે પણ એ બાબત ઈસલામના બાકીના ફીરકાઓના આલીમોને કેમ પડવડે ? તેઓની વરસોની ઇઝત તથા કમાઇ જતી રહે. તેથી સરવે ફીરકા જેઓ હમેશા પોત પોતામાં એક બીજાને દોઝખી કહેતા હોય તે સરવે ભેગા થઇ ખુદાના પ્રતીનીધી પર કુફરનો ફતવો ઠોકી આપે મોટા મોટા રદ લખે તથા

તરેહવાર ઠઠા મશકેરી કરી તેઓને તોડી પાડવાની કોશેશ કરે કે જેથી પોતાના ફીરકાના લોકો તેમાં શામીલ ન થઈ જાય. પણ જે શખસ ખુદાની ચાલતી આવેલી સુંનત મુજબ જાહેર થયો હોય અને તેનીજ મારફતે ખુદા હમેશા સાચો ફીરકો સ્થાપવાનો નીયમ રાખતો આવ્યો હોય તેને કોણ અટકાવનાર છે ? ખુદાનો પ્રતીનીધી સુરજ માફક ચમકી નીકલે છે. સુરજ પર ગમે તેટલા શખસો ભેગા મલી થુકે યા ધુળ નાખે તો તે તેઓપરજ પડે આબાદ તેવોજ હાલ આ ઝમાનાના જુદા જુદા ફીરકાના આલીમોનો થઇ રહયો છે.

એ મુજબ હઝરત રસુલુલ્લાહ (સ) ની બતાવેલી સેંકડો નીશાનીઓ જાહેર થઇ ચુકી છે અને હવે કોઈ બી મુખ્ય નીશાની બાકી રહી નથી છતાં જે કોઈ હઝરત રસુલુલ્લાહ (સ) ના ખરા મસીહ અને મહેદીનો ઇનકાર કરશે તે પોતાનો ખરાબો કરી બેસશે. જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) ની બીજી મોતબર નીશાની એ ફરમાવી છે જે **“ મહેદી એક ગામ જેનો નામ કદઆ હશે** ( **હાલ એ ગામનું નામ કાદયાન થઈ ગયું છે** ) ( **ત્યાંથી) નીકલશે. અલ્લાહતઆલા તેને સાચો ઠેડવશે અને દુરદરાઝ શહેરોથી એની પાસે લોકો જમા થશે** ” હવે એથી વધારે સાબેતી શું જોઇએ જુઓ હઝરત મીરઝા સાહેબ હઝરત રસુલુલ્લાહ (સ) ના જણાવેલા ગામમાં જાહેર થયા. ખુદાએ એઓની સચાઈ દુન્યામાં આશકાર કરી દેવાથી જુદી જુદી કોમોના તથા ઇસલામના જુદા જુદા ફીરકાઓના લાખો લોકો એઓની પાસે આવ્યા અને એઓની જમાતમાં શામીલ થઈ ગયા છે કેમકે જુદા જુદા ફીરકાના દાનેશમંદ લોકો ખરૂં ખોટું શું છે તે સમજતા થયા છે અને તેથી તેઓની ખાત્રી થતી જાય છે જે ખરો ઈસલામ આહમદીમાંજ છે બાકીના ફીરકાઓ પાસે ખોટી રસમો તથા ખોટા અકીદા સીવાય બીજું કશું એ નથી. તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે જે “ **જયારે સાંભલો કે મહેદી આવ્યો છે તો તેની બઇઅતમાં દાખલ થાઓ જો તેથી તમને બલે**

**હાથથી યા પેટના બલથી બરફ પરજ કાંય નહી ચાલવુ' પડે"** એ હદીસ ઈસલામીઓની સત્તાવાર ઠેડાવેલી સહી મુસલીમની છે. જુઓ આ કેવી સખત તાકીદ છે કે ઈસલામીઓને તેઓની બઈઅતમાં દાખલ થવા બરફ પર પેટથી ચાલીને જવું પડે. તો બી જવું અને એઓની જમાતમાં શામીલ થઈ જવું કેમકે એઓને જુઠો સમજી ઈનકાર કરનારને માટે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે **"જે મહેદીને જુઠલાવશે (ખોટો પાડશે) તે બેશક કાફર ઠડશે અને જેણે દજ્જાલને જુઠલાવ્યો તેણે બરાબર જુઠલાવ્યુ'** (જુઓ હદીસોની મોતેબર કીતાબ હજ્જુલ કરામા પાને ૩૫૧)

તેવીજ રીતે શીઆઓના આલીમ હાજી ગુલામઅલી સાહેબના ૧૩૨૮ ના માહે રમઝાનના રાહેનજાત પાને ૨૮૫ માં જણાવવામાં આવ્યું છે જે "ફરાય દુસ્સીમતીનમાં મોહદ્દીસ ફકીહ શાફઈ શેખ મોહમદ બીન ઈબરાહીમ અલજો વયનીયુલ ખુરાસાની સુલ હમ વયની જાબીર બીન અબદુલા અનસારીથી રીવાયત કરે છે કે જાબીરે કહ્યું કે હઝરતે રસુલે ખુદા (સ) મે ફરમાવ્યું કે જે માણસ હઝરતે ઈમામે મેહદી (અ) ના જાહેર થવાનો અને તેમના ખુરૂજ કરવાનો ઈનકાર કરે તે જે વસ્તુ હઝરતે મોહમદ (સ) ઉપર નાઝીલ કરવામાં આવી છે તેનાથી કુફર કરનારો કાફીર છે; અને જે હઝરતે ઈસા (અ) ના નાઝીલ થવાનો ઈનકાર કરે તે પણ કાફીર છે, અને જે દજ્જાલ બત્તાલના જાહેર થવા અને નીકલવાનો ઈનકાર કરે તે પણ કાફીર છે, અને ઈસલામના દાયરા-વર્તુલમાંથી ખારીજ-બહાર કઢાએલો છે" હવે ખરો મસીહ ઈબને મરયમ અને મહેદી કોણ છે તે કોરાને શરીફથી તથા સહી હદીસોથી સાબીત કરવામાં આવ્યું છે તેવીજ રીત દજ્જાલ કોણ છે તે બી કોરાને શરીફ તથા સહી હદીસોથી સાબીત કરવામાં આવ્યું છે છતાં જેને આસમાન ઉપરથી ઈસા ઇબને મરયમ જોઈતો હોય યા તલવારથી જેહાદ કરનાર અને દુન્યાદારી ખઝાનો આપનાર મહેદી

જોઇતો હોય અને જેને રાક્ષસી કદનો ખુદાઇ શકતીવાળો જંનત દોઝખ સાથે લઇ ફરનારો દજ્જાલ જોઇતો હોય તો જેવી રીતે યાહુદીઓ બે હજાર વરસથી ઇલીઆસ (અ) આસમાન પરથી આવશે અને સલતનત મળશે તેની વાટ જોયા કરે છે તેવી રીતે ભલે તેઓ (ઇસલામીઓ) બી વાટ જોયા કરે અને જેવી રીતે યાહુદીઓ પોતાની ખોટી ઝીદને વલગી રહ્યા અને ખુદાના પ્રતીનીધીની ખરી તાવીલ ન માની મગઝુબે અલયહીમ થયા તેવીજ રીતે ઇસલામીઓ બી તેઓએ ખાધેલી ઠોકરથી ચેતી ન જશે અને પોતાના આલીમોના ઉલટા સુલટી રીવાયતોના કીસા પર ભરોસો રાખી ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના કલામોને ન માનશે તો તેઓ બી યાહુદીઓ જેવા મગઝુબે અલયહીમ બની હઝરત રસુલુલ્લાહ (સ) ની પેશગોઇ પુરી કરી આપશે કે આખરી ઝમાનામાં ઇસલામીઓ બી યાહુદ થશે એટલે તેઓના જેવી રૂહાની ખસલત એખત્યાર કરસે. જેવી રીતે યાહુદીઓએ મુસા (અ) ના ઇસા ઇબને મરયમનો ઇનકાર કરયો તેવીજ રીતે ઇસલામીઓ રૂહાની યાહુદી બની હઝરત રસુલુલ્લાહના રૂહાની મસીહ ઇબને મરયમનો ઇનકાર કરસે. માટે ઇસલામી ભાઇઓ હજી બી ચેતો. અને કોરાને શરીફ તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફતવા મુજબ યાહુદીઓ જેવા મગઝુબે અલયહીમ ન બનો અને કુફરના ફતવાને લાયક ન થાઓ જુઓ કોરાને શરીફમાં સાફ ફરમાવ્યું છે જે કાફરના સરવે આમાલ રદ છે અને તે હમેશા દોઝખમાં રહેસે. માટે તમો તમારા પોતાના જાન પર રહેમ કરો તમારા કુટુંબના જાનો પર રહેમ કરો તમારા પોતાના એકના સારા અથવા નરસા પગલા પર બીજા કેટલા જાનોની ભલાઇ અથવા ખરાબી લટકેલી છે તેનો ખ્યાલ કરો. દુન્યાના ચાર દાહડા નીકલી જશે પણ એ બાબતની ગફલતી કરશો તો અંત વગરનો પસ્તાવો કરવો પડશે તેનો ખ્યાલ કરો. ઓ પાક પરવરદીગાર ઓ રહેમાનો રહીમ તું સરવે ઇસલામી ભાઇઓપર રહેમ કર. એઓની આંખો પરથી ગફલતનો પરદો દુર કરી તારી સેરાતલ મુસ્તકીમની નેક હીદાયત બક્ષ. આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

---

# હઝરત મીરઝા સાહેબ દુન્યાની તમામ કોમો માટેના પ્રતીનીધી છે તેની સાબેતીઓ.

હઝરત મીરઝા સાહેબ દુન્યાની તમામ કોમો માટેના પ્રતીનીધી છે તેની પેહલી સાબેતી એ છે કે ઇસલામ મઝહબ દુન્યાની તમામ કોમો માટે છે માટે ઇસલામ માટેનો ખુદાનો પ્રતીનીધી દુન્યાની તમામ કોમો માટેનો ખુદા તરફનો પ્રતીનીધી ઠરયો. બીજું આ આખરી ઝમાના માટે હરેક કોમની મઝહબી કીતાબમાં એ પેશગોઇ છે કે તેઓના વફાત પામેલા પેગમ્બરોમાંથી એક પાછા બીજીવાર દુન્યામાં આવશે. અને તે મુજબ હરેક કોમની ગણત્રી મુજબ આ ઝમાનામાં તેઓના પેગમ્બરો જાહેર થઇ જવા જોઇએ કેમકે જે નીશાનીઓ ઇસલામમાં છે તેને મળતી નીશાનીઓ તેઓમાં બી છે. સૌથી મોટી નીશાની એ છે કે હરેક મઝહબમાં તે વખતે પુરતો બગાડો થઇ ચુકયો હશે તે મુજબ હરેક મઝહબવાળા કબુલ કરે છે કે દુન્યા પાપોથી ભરાઇ ગઈ છે માટે હવે એને રાહ પર લાવનાર તેઓના પેગમ્બરો જાહેર થશે. ઇસલામ વીરૂધ સૌથી મોટો ટોલો ખ્રીસ્તીઓનો છે. તે મઝહબના ખ્રીસ્તી ભાષણ કરતાએ રવીવાર તા. ૧૨ મી મારચ ૧૯૧૬ ના દીને New Hall Sermon માં જે ભાષણ આપ્યું જે તા. ૧૬ મી મારચ ૧૯૧૬ ના Times of India તથા Advocate of India વગેરે માં છપાયું તેમાં તેઓ જણાવે છે—

The speaker of the evening introduced his discourse by briefly reviewing the signs which Jesus had given as omens of his return to earth. Among these were to be signs in the Sun and Moon and Stars.

આ ભાષણ કરતા જણાવે છે જે ઇસા (અ) દુન્યામાં બીજીવાર આવશે તેની જે નીશાનીઓ છે તેમાં સુરજ ચંદ્ર અને તારાની નીશાનીઓ છે. ( જુઓ ઇસ્લામમાં બી તેજ નીશાનીઓ છે અને તે જાહેર બી થઇ ચુકી છે. ) અને એ પછી તે ભાષાણ કરતા જણાવે છે—

The prophecies of the second coming of Christ are fulfilled on all sides, and in every walk of life conditions exist as foretold by the prophets as signs of the time. We have therefore reached the time for the Herald of that day to bear a message in power and spirit of Elijah.

એટલે ઇસા (અ) બીજીવાર આવશે તેની નીશાનીઓ ચોતરફ પુરી થઈ ગઇ છે અને આગલા પેગમ્બરોએ એ આ ઝમાનાની જે નીશાનીઓ બતાવી હતી તે આ દુન્યાઈ ઝીંદગીની હાલતો જોતાં હરેક રીતે ખરી પડી છે આપણે તેથી તે તબકાપર આવી પુગા છૈએ કે તે ખુશખબરીનો દીવસ રૂહાની સંદેસામાં મલે. ઇલીઆસ (અ) મુજબ. જુઓ ખ્રીસ્તીઓ બી માને છે કે ઇસા (અ) ની બીજીવારની પધરામણી રૂહાની સંદેશામાં થશે. પણ તેઓ હઝરત મીરઝા સાહેબને મસીહ ઇબને મરયમ નથી માનતા તેનુ કારણ એ છે કે તેઓ સમજે છે કે ઈસા (અ) ભલે રૂહાની અસલતમાં આવે પણ તે તેઓની કોમમાંથીજ જાહેર થવા જોઇએ. એ મુજબ હરેક કોમ પોતાના પેગમ્બરની બીજીવારની પધરામણી પોતાનીજ કોમમાંથી થશે એવી આશા રાખી બેઠા છે. તેવીજ રીતે હીંદુઓ બી **હઝરત ક્રીશન (અ) ની** પધરામણીની વાટ જુએ છે. કદાચ કોઈ અજ્ઞાન મે હઝરત ક્રીશન (અ) લખ્યું છે

તે જોઇ ચમકશે પણ યાદ રાખવું જોઇએ કે તેઓ બી હીંદુઓની કોમ માટેના ખુદાતઆલા તરફના પવીત્ર પેગમ્બર હતા જેવી રીતે ખુદાતઆલાના બીજા પેગમ્બરો હતા તે મુજબ. તેઓની કોમ મુરતીઓની પુજા લઇ બેઠી છે તેથી એમ નહી ધારવું જે તેઓએ એઓને એવી તાલીમ આપી હશે. હરગીઝ નહી. જેવી રીતે ઇસા (અ) એ તેઓને એ નહી કહ્યું હતું કે તેઓ ખુદા છે યા ખુદાના છોકરા છે તેવીજ રીતે હઝરત કીશન (અ) એ પોતાની કોમને એ તાલીમ ન હતી. તે કોરાને શરીફથી સાબીત છે. કેમકે ખુદાતઆલા ફરમાવે છે "**અને નથી કોઈ કોમ પણ તેમાં ચેતવણી આપનાર (પેગમ્બર) પસાર થયો છે.** ( કુરાન પ્રકરણ ૩૫ આયત ૨૪ )

વલી ફરમાવે છે "**અમે અમે નથી મોકલ્યો કોઈ પેગમ્બર પણ તે લોકોની ભાષા સાથે કે જેથી તે તેઓને ખુલ્લુ સમજાવી આપે** ( કુરાન પ્રકરણ ૧૪ આયત ૪ )

આથી સાબીત થયુ કે ખુદાતઆલાએ દરેક કોમમાં પોતાની વાહદાનીયત સમજાવા તેઓની ભાષામાં પેગમ્બરો મોકલ્યા છે તે મુજબ હઝરત કીશન (અ) હીંદુસ્તાનમાં હીંદુઓની કોમ માટે એક પેગમ્બર હતા. પણ તેઓની કોમ રફતે રફતે તેઓની અસલ તાલીમ ભુલી જઇ મુરતી પુજવા લાગી તેમાં તે પેગમ્બરની કશી તકસીર નથી ન તેઓ એ બાબતથી વાકેફ છે. તેવીજ રીતે ઇસા (અ) બી કયામતમાં કહેશે જે મારી ઉમતે મારી વફાત પછી મને તથા મારી માને બી શરીક કરી ખુદા તરીકે ઇબાદત કરવા લાગી તે બીનાથી હુ વાકેફ નથી જે સરવે આપણે આગલ વીગતવાર વાંચી આવ્યા છીએ તેવીજ રીતે પારસીઓના હઝરત જરથોસ્ત ( અ ) બી ખુદાતઆલા તરફથી તે કોમ માટેના એક પવીત્ર પેગમ્બર હતા અને ખુદાતઆલાના ફરમાન મુજબ ફકત

ખુદાનીજ બંદગી કરવાની તાલીમ આપી હતી જેમકે કોરાને શરીફમાં ખુદાતઆલા ફરમાવે છે જે "**અને નથી મોકલ્યો અમોએ પેહલે તારેથી ( હઝરત મહમદ સ. થી ) કોઇ પેગમ્બર પણ વહી કરવામાં આવતીહતી તેનીતરફ કે ખચીત ખુદા સીવાય તમારો કોઈ માઅબુદ ( પુજ્ય ) નથી માટે ઈબાદત કરો તમો મારી ( ખુદાની )** ( કુરાન પ્રકરણ ૨૧ આયત ૨૧ )

એ મુજબ વલી ખુદા ફરમાવે છે જે "**અમોએ દરેક કોમમાં પેગમ્બરો મોકલ્યા છે (એ ખુલ્લા ફરમાન સાથે) કે ખુદાની બંદગી કરો અને તાગુતથી દુર રહો** ( કુરાન પ્રકરણ ૧૬ આયત ૩૮ )

તાગુતથી દુર રહો એટલે તમારા મનોવીકાર મુજબના ખોટા પુજ્યને ખુદાની બંદગીમાં શામીલ ન કરો. પણ દુન્યાની દરેક કોમ પોતાના પેગમ્બરની ખરી તાલીમ ભુલી જઇ આડે મારગે દોરવાઇ ગઈ. પણ ઇસલામની આગમજના સરવે મઝહબો બાતીલ થઇ ગયા જે વીસે ખુદ તેઓના પેગમ્બરના ફરમાનોથી આપણે આ કીતાબની શરૂઆતમાં વાંચી જાણીતા થયા છીએ તેથીજ તેઓમાં તેઓને સુધારવા ખુદા તરફથી કોઇ પ્રતીનીધી જાહેર થતોજ નથી અને કોઇ જાહેર થશે એવી કોઇ બી કોમના પેગમ્બરે પેશગોઇ કરી નથી બલકે તે બાતીલ થઇ જશે એવી ખુલ્લી પેશગોઈ છે તેથીજ હીંદુઓ જેઓ હઝારો વરસોથી મુરતીઓ વગેરે પુંજે છે પારસીઓ જેઓ આતશ સુરજ વગેરે પુંજે છે તથા સેજદો કરે છે ખ્રીસ્તીઓ જેઓ પોતાના પેગમ્બરને ખુદા સમજી ઇબાદત કરે છે તેઓની એ ભુલો સુધારવા તેઓમાં ખુદા તરફનો કોઇ પ્રતીનીધી જાહેર થતોજ નથી ઇસલામજ એક

આખી દુન્યા વાસ્તે સંપુરણ મઝહબ ખુદાતઆલાએ મુકરર કરયો હોવાથી એમાંજ હર ઝમાનામાં ખુદાના પ્રતીનીધીઓ જાહેર થઇ પોતાના ઝમાનામાં જે જે બદીઓનો ઝોર ઉભરયો હોય તે દુર કરી ખરો ઇસલામ પાછો કાયમ કરે છે અને એમ થતુંજ રહેસે એ વીસે ઇસલામના મહાન પેગમ્બર સાહેબે ૧૩૦૦ વરસ પર જે પેશગોઇ કરી હતી કે " **બેશક ખુદાતઆલા હર સદીની શરૂઆતમાં આ ઉમત માટે એક શખસને ઉભો કરશે જે દીનને તાજો કરશે** " તે હર સદીમાં બરાબર ખરૂં પડતુંજ આવ્યું છે. એ એક સૌથી મોતબર પુરાવો છે જેથી ઇસલામ ખરો અને ખુદા પસંદ મઝહબ હોવાનુ સાબીત કરે છે કે જેવી ફઝીલત બીજા કોઇ પણ મઝહબમાં નથી. જે ઇસલામનો અને તેના મહાન પેગમ્બરની સચાઇનો કયામત સુધી કાયમ રહેનારો મોજેઝો છે. ત્યારે સવાલ એ ઉભો થાય છે જે આખરી ઝમાના વીસે દરેક કોમના પેગમ્બરોએ પેશગોઇ કરી છે કે તેઓ પાછા આવશે તેનો શુ ખુલાસો ? તો તે વીસે જાણવું જે એકવાર મરણ પામ્યા પછી તેજ શખસની રૂહ બીજીવાર નવા શરીરમાં આવે તેવો અવતાર યા પુનર જન્મનો અકીદો ઇસલામમાં છેજ નહી. તે કોરાને શરીફ તથા હદીસ શરીફથી સાબીત છે જેમકે ખુદાતઆલા ફરમાવે છે " **અને જે શહેરના લોકોનો અમે નાશ કરયો છે તેઓને માટે ( આ દુન્યામાં ) પાછા આવવાનુ હરામ છે** ( કુરાન પ્રકરણ ૨૧×૯૫ ) વલી ખુદા ફરમાવે છે " **શું તેઓએ જોયું નથી કે અમે તેઓની અગાઉ કેટલા ઝમાનાના લોકોનો નાશ કરયો તેઓ પાછા તેમના તરફ આવતા નથી.** ( કુરાન પ્રકરણ ૩૬×૩૧ ) વલી ખુદા ફરમાવે છે " **ત્યારે આ પછી તમે બેશક મરણ પામશો પછી બેશક તમને કયામતનાજ દીને ઉઠાડવામાં આવશે.** ( કુરાન પ્રકરણ ૨૩×૧૬ ) વળી ખુદા ફરમાવે છે " **દરેક જીવ મોતનો ( ફટકો ) ચાખશે અને તમોને**

**ફકત કયામતના દીને તમારો ઇનામ આપવામાં આવશે ”**
**( કુરાન પ્રકરણ ૩ આયત ૧૮૨ )**

એ મુજબ બીજી ઘણી આયતો તથા હદીસો છે જેથી સાબીત છે કે એકવાર મરણ પામ્યા પછી તેજ શખસ બીજીવાર આ દુન્યામાં પાછો આવતો નથી પણ તેની ખરી મતલબ એ છે જે તેની રૂહાની ખસલતમાં બીજો શખસ જાહેર થાય અને તે બાબત સાબીત થઇ ચુકી છે અને જે આપણે વીગતવાર વાંચી આવ્યા છીએ. તે મુજબ જુદી જુદી કોમના પેગમ્બરો રૂહાની ખસલતમાં જાહેર થશે. કદાચ ઇસલામીઓ એ વાંધો લે કે ઇસલામ મઝહબ સંપુરણ થઇ ગયો અને આપણા મહાન પેગમ્બર સાહેબ ખાતમુન નબીઇન છે ત્યારે બીજા પેગમ્બરો કેવી રીતે જાહેર થઇ શકે? તેઓ હરગીઝ જાહેર તો ન થઈ શકે પણ ત્યારે સવાલ એ ઉભો થાય છે કે આગલા પેગમ્બરો જાહેર ન થાય તો શું તેઓએ કરેલા વાયદા ખોટા પડે? તેઓબી ખુદાતઆલાના પવીત્ર પેગમ્બરો હતા અને કોરાને શરીફમાં તાકીદ ફરમાવવામાં આવી છે જે સરવે પેગમ્બરોને કાંઇબી ફરક રાખવા વગર માનવા જોઇએ. તે મુજબ એઓના વાયદા બી ખરા માનવા જોઇએ. હવે જેવી રીતે જુદી જુદી કોમોના પેગમ્બરોએ પાછા આવવાનો વાયદો કરયો છે, તેવીજ રીતે આપણા મહાન પેગમ્બર સાહેબે બી પાછો આવવાનો વાયદો કરયો છે તે કોરાને શરીફની સુરે જુમાની **“ આખરીન મીન હુમ લમ્મા યલહકુ બેહીમ ”** વાલી આયતથી તથા સુરે સફની **“ હોવલઝી અરસલ રસૂલહુ બીલહોદા વદીનીલ હકકે લેયુઝ હરેહુ અલદીને કુલ્લેહી વલવ કરેહલ મુશરેકુન ”** વાલી આયતથી સાબીત છે. જે વીસે સુની શીઆના દરેક તફસીર લખનારા એકમત છે કે તેઓ આખરી ઝમાનામાં મહેદી (અ) તરીકે જાહેર થઇ પોતાનો વાયદો પુરો કરી આપશે. તેથીજ સુની શીઆમાં મહેદી (અ) વીસેની એ હદીસ સાચી માને છે કે તેઓનુ નામ મહમદ હશે તેઓના પીતાનુ નામ અબ-

દુલ્લા હશે તેઓની માતાનુ નામ અમીના હશે વગેરે એટલે ગોયા આબાદ આપણા હઝરત રસુલુલ્લાહ (સ) જ પાછા આવનાર છે. તેવીજ રીતે ખ્રીસ્તીઓમાં ઇસા તે મરયમના બેટા પાછા આવનાર છે એવી પેશગોઈ છે પણ તેની એજ મતલબ છે કે તેઓની રૂહાની ખસલતમાં બીજોજ શખસ જાહેર થશે. નહીકા બોલેબોલ મુજબ અમલ કરયે તો તેની મતલબ એ થઇ કે ખુદાતઆલા વલી પાછું આગલા સરવે પેગમ્બરોના માત પીતાને પેદા કરે અને તે પછી મજકુર પેગમ્બરો પાછા જન્મ લે એ સરવે કદી બી ન બની શકે એવી બાબત છે તેની મતલબ એજ છે કે રૂહાની ખસલતમાં બીજોજ શખસ જાહેર થાય. હવે દરેક જુદી જુદી કોમોના પેગ-મ્બરોનો પાછો આવવાનો વાયદો છે તેમાં શક રહયો નહી પણ તે જુદી જુદી કોમોમાં ન આવશે તેનો સબબ એ કે તેઓના મઝહબો બાતીલ થઇ ચુકા જ્યારે ઇસલામના મહાન પેગમ્બર હઝરત મહમદ મુસતફા ( સ. અ સ ) ને દુન્યાની તમામ કોમોના પેગમ્બર એ માટે ઠેડાવવામાં આવ્યા હતા જે એઓ દુન્યાના આગલ થઈ ગયલા તમામ પેગમ્બરોની રૂહાની ખાસ્યત ધરાવતા હતા તેથીજ આ ઝમાનામાં તેઓનીજ રૂહાની ખાસ્યત ધરાવનારા એક શખસને મહેદી (અ) તરીકે જાહેર કરી ખુદાતઆલા એ દુ-ન્યાની સરવે કોમોના પેગમ્બરોનો વાયદો પુરો કરી આપ્યો. અને તે શખસ ખુદાતઆલાના વાયદા મુજબ તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) ની પેશગોઇ મુજબ આ સદીની શરૂઆતમાં જાહેર થયલા ખુદાના પ્રતીનીધી હઝરત મીરઝા ગુલામ આહમદ સાહેબ છે. એઓ હઝરત રસુલુલ્લાહ (સ) ની રૂહાની ખસલતમાં મહેદી અ. તરીકે જાહેર થયલા હોવાથી હવે જુદા જુદા પેગમ્બરોને જાહેર થવાની જરૂર ન રહી કેમકે હઝરત રસુલુલ્લાહ (સ) માં દુન્યાના તમામ પેગમ્બરોની રૂહાની ખસલત હતી અને એઓમાં હઝરત રસુલુલ્લાહ (સ) ની રૂહાની ખસલત ખુદાતઆલાએ રાખી જેથી દુન્યાની સરવે કોમોના પેગમ્બરોની રૂહાની ખસલત એઓમાં આ-વેલી સાબીત થઇ ગઈ જેથી સરવે પેગમ્બરોના વાયદા પુરા થઇ

ગયા તેથીજ એઓને મસીહ ઇસા ઇબને મરયમનો ખેતાબ છે કીશનનો ખેતાબ છે વગેરે અગર મસીહ ઇબને મરયમ જુદા આવનાર હતે તો બીજી કોમના પેગમ્બરો બી જુદા જુદા આવવા જોઇએ. કેમકે ખુદાતઆલા અગર ઇસાઇઓના આગલ આવી ગયલા પેગમ્બર ઈસા (અ) ને ફરી મોકલે તો બીજી કોમો સારૂ બી તેઓના પેગમ્બરોને ફરી મોકલવા જોઇએ કેમકે ખુદાનો કાયદો સરવે સારૂ એકજ હોય છે. પણ જેમ ઇસાઇઓના પેગમ્બર ઇસા (અ) પાછા આવનાર નથી તેમ બીજી કોઇ બી કોમ સારૂ તેઓનો પેગમ્બર પાછા આવનાર નથી પણ તેઓ સરવેનો વાયદો પુરો કરવા ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ) જેઓ સરવે પેગમ્બરોની રૂહાની ખાસ્યત ધરાવતા હતા અને તેઓનો બી બીજીવાર આવવાનો વાયદો હતો તે પુરો કરવા હઝરત મહેદી (અ) ને તેઓની રૂહાની ખાસ્યતના બનાવી સરવેના વાયદા પુરા કરી આપ્યા. તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું જે મહેદી અને ઇસા એ એકજ છે જુદા નથી.

નહી તો બીજી મુશકેલી એ નડે જે જુદી જુદી કોમના પેગમ્બરો જો આવે તો હઝરત રસુલુલ્લાહ (સ) ખાતમુન નબીઈન કેમ રહી શકે ? પણ આખરી ઝમાનામાં એક નબી આવશે તે સરવે કોમોના પેગમ્બરોએ પેશગોઈ કરી હતી તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) એ બી આખરી ઝમાનામાં મસીહ અને મહેદી તરીકે જાહેર થનાર શખસને નબી અલ્લાહ કહ્યો છે જે સહી બુખારી અને સહી મુસલીમથી સાબીત છે. પણ જો એ સરવે નબીઓ આવે તો હઝરત રસુલુલ્લાહ (સ) ની ખાતમુન નબીઇન ની મોહર તુટી જાય. અને ન આવે તો દરેકે કરેલી નબી વીસેની પેશગોઇ કેવી રીતે પુરી થાય ? તેથીજ ખુદાતઆલાએ આ ઝમાનામાં મહેદી તરીકે જાહેર થયલા હઝરત મીરઝા સાહેબને જુદી જુદી કોમોના નબીનો ખેતાબ બક્ષ્યો જેમકે ખુદાએ એઓને મહમદનો ખેતાબ આપ્યો છે ઇસાનો ખેતાબ આપ્યો છે કીશનનો ખેતાબ આપ્યો છે વગેરે એ રવેસે સરવે નબીઓની

પેશગોઇ પુરી કરી આપી જેથી હઝરત રસુલ્લલાહ (સ) પછી નબીનો ખેતાબ બીજા કોઇને ન મળ્યો પણ પોતાનીજ રૂહાની ખસલતમાં જાહેર થનાર મહેદી (અ) ને મળ્યો. એટલે તેઓનો ખેતાબ તેઓ પાસેજ રહ્યો કેમકે એઓમાં અને મહેદીમાં કશો ફરક છેજ નહી. કેમકે મહેદી વીસે એઓએ કહ્યું છે જે તેનુ નામ મહમદ હશે તેના બાપનુ નામ અબદુલા હશે માનુ નામ (જ) અમીના હશે ગોયા તેઓ પોતેજ છે. પણ પોતે તો વફાત પામી ચુકા છે એટલે એઓની રૂહાની ખસલતમાં બીજો શખસ જાહેર થશે તે ગોયા પોતેજ પધારયા.

મુબારક છે તે શખસ જે આ ભેદને સમજવા ફતેહ પામે. જે આ ભેદ સમજવા ભાગ્યશાળી નીવડયો તેણે ગોયા આ આખી કીતાબનો સાર એક તડાકામાં સમજી લીધો અને તેથી આગલા ઇસા (અ) આસમાનથી આવશે એવો જે અકીદો ઇસલામીઓ તથા ઇસાઇઓ રાખે છે તે એક પલમાં નાબુદ થઇ જશે કેમકે આગલા ઇસા (અ) આવે તો પછી બીજી સરવે કોમના પેગમ્બરો બી આવવાજ જોઇએ તેમ હઝરત રસુલુલ્લાહ (સ) બી આવવાજ જોઇએ. પણ તેઓ એક આવ્યા એટલે સરવે આવી ગયા કેમકે તેઓ આખી દુન્યાની કોમોના નબી છે તેથી આગલા ઇસા (અ) ની યા બીજી કોઇ બી કોમના નબીની બીજીવાર આવવાની જરૂર રહીજ નહી. હઝરત મહેદી (અ) એઓની રૂહાની ખાસ્યતમાં આવ્યાથી સરવેના વાયદા પુરા થઇ ગયા. જુઓ ખુદાતઆલાએ પોતાનો એ ભેદ પોતાના આ ઝમાનાના પ્રતીનીધી તે હઝરત મહેદી (અ) મારફતે કેવી સફાઇથી સમજાવી આપ્યો છે. આખરી ઝમાનાની એ મહાન પેશગોઇનો ભેદ એ રવેસે ખુદાતઆલા ફડચો ન કરે તો બીજો કોઇ બી રસ્તો નથી. કેમકે એક કોમનો નબી આવે તો બીજી કોમોના નબીઓ બી આવવાજ જોઇએ અને જો તેમ થાય તો પછી હઝરત રસુલુલ્લાહ (સ) ખાતમુન નબીઇન ન રહી શકે. તેથી ખુદાતઆલાએ ઇસલામના મહાન પેગમ્બરની ફઝીલતમાં જરા બી અલવલ ન આવે તેટલા માટે એ રવેસે સરવે નબીઓના

વાયદા પુરા કરી આપ્યા. અને એ મહેદી (અ) માં અને હઝરત રસુલુલ્લાહ (સ) માં જરા બી ફરક ન રાખવા માટે જેવી રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ને કોરાને શરીફમાં ફરમાવ્યું છે કે **"અને અમે નથી મોકલ્યો તને પણ (એટલા માટે કે તું) આખી દુન્યા માટે રહેમત થાય** (કુરાન પ્રકરણ ૨૧ આયત ૧૦૭)

તેજ પ્રમાણે ખુદાતઆલાએ હઝરત મીરઝા સાહેબ પર યાને મહેદી (અ) પર બી એજ આયત નાઝીલ કરી છે કે **"અને અમે નથી મોકલ્યો તને પણ (એટલા માટે કે તું) આખી દુન્યા માટે રહેમત થાય"** તેથીજ તેઓએ આખી દુન્યાની કોમો પર પોતાને માનવાની દાવત મોકલી. અને એઓને માનનારાઓ ગોયા હઝરત રસુલુલ્લાહ (સ) ને માનનારા જેવો સવાબ હાંસલ કરશે. એવી ખુલ્લી હદીશ શરીફ ઇસલામીઓની હદીસોની મશહુર કીતાબ મીશકાત શરીફમાં મોજુદ છે જેમાં તેઓ ફરમાવે છે **"ખચીત શાન તો એ છે જે નજદીક છે કે આ ઉમતની આખરમાં એક કોમ થશે જેના સારૂ સવાબ અવલના સહાબા જેવો થશે. જેઓ દીનના હુકમ પોંહચવશે અને શરીઅત વીરૂધ કામો કરવા સારૂ ફીતનાવાલાઓ સાથે લડશે"** અને તેજ મુજબ હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે જે **"તે જે મારી જમાતમાં દાખલ થયો ખરેખર મારા સરદાર ખરૂલ મુરસલીનની સહાબા (ની જમાત)માં દાખલ થયો અને એજ અથ (સુરે જુમાવાલી આયત) આખરીન મીન હુમનો બી છે જે સમજદારોથી છુપું નથી અને જે શખસ મારામાં અને મુસતફા (સ. અ. સ) માં તફરકો કરે છે તેણે મને નથી જોયો અને મને નથી ઓલખ્યો"** (ખુતબએ ઇલહામ્યા).

કેમકે એઓ પોતાના સરદાર હઝરત રસુલુલ્લાહ (સ) ની પૈરવી અને ગુલામીમાં પોતાને એવો ફના કરી દીધો કે જેથી

ફનાફીર રસુલ કહેવાયા તેથી રૂહાની તોરમાં તેઓ બેઉ ગોયા એક થઇ ગયા તેથીજ ખુદાતઆલાએ એઓને રહેમતલલીલ આલમીનનો ખેતાબ આપ્યો કે જેવો તેણે હઝરત રસુલુલ્લાહ (સ) ને આપ્યો હતો અને તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું જે એઓને માનનારાઓને એવો સવાબ મલસે કે જેવો મને માનનારા સહાબીઓને મલશે. તેથીજ એઓની પધરામણી તે ગોયા હઝરત રસુલુલ્લાહનીજ પધરામણી હતી અને તેથીજ એઓ ફરમાવે છે જે "**હું આખરીન મીનહુમ લમ્મા યલહકુ બેહીમની આયત મુજબ તેજ નબી ખાતમુન અંબીઆ છું**" માટે એ ઇસલામના કહેવાતા આલીમો જરા વીચાર તો કરો તમો કોણને ગાલો આપો છો કોણપર કુફરના ફતવા ઠોકો છો કોણને માટે મોટા મોટા પણ ખોટા ખોટા રદ લખોછો અને કોણની મજાક મશકેરી કરો છો ? કોઈજની નહી પણ કોરાને શરીફમાં તથા હદીસ શરીફમાં તથા દુન્યાની તમામ કોમોની મઝહબી કીતાબોમાં જણાવેલા આખરી ઝમાનામાં રૂહાની ખસલતમાં મહેદી (અ) તરીકે જાહેર થનાર આપણા મહાન પેગમ્બર હઝરત મહમદ મુસતફા ( સ. અ. સ. ) ની બેઇઝતી કરો છો. માટે ચેતો હજી બી ચેતો અને તોબા કરો કે તે મહા કૃપાલુ પાક પરવરદીગાર તમારો એ અજ્ઞાનતામાં કરેલો ગુનાહ હોય તો માફી બક્ષે.

કોરાને શરીફમાં હઝરત રસુલુલ્લાહ (સ) બીજીવાર આખરી ઝમાનાના લોકોને મલસે તે બાબે સુરે જુમાની આખરીન મીન હુમવાલી આયત જ્યારે નાઝીલ થઇ ત્યારે સહાબીઓએ પુછ્યું કે એ કોણ છે ત્યારે હઝરત રસુલુલ્લાહ (સ) એ સલમાન ફારસીની ખાંધ પર હાથ મુકીને કહ્યું કે આ શખસની અવલાદમાંથી બાઝ જાહેર થશે જે ઇમાન સુરયા સુધી ગયો હશે ત્યારે તે પાછો લઇ આવશે ( જુઓ સહી બુખારી ) આ વીસે શીઆ તફસીર લખનારાઓ બી એકમત છે. હવે એનો વધુ ખુલાસો ખુદાતઆલાએ હઝરત મીરઝા સાહેબ પર વહી નાઝીલ કરી જણાવ્યું કે

આખરી ઝમાનામાં જ્યારે ઈમાન સુરયા સુધી ચાલી જશે ત્યારે જે ઈરાની અવલાદ તરીકે જાહેર થઇ ઇમાનને પાછો લઇ આવશે એવી પેશગોઇ થઈ છે તે શખસ તુજ છે. અને સુનીશીઆની હદીસોથી સાબીત છે કે સલમાન ફારસીને હઝરત રસુલુલ્લાહ (સ) એ એહલે બેતમાંના ગણ્યા છે તે મુજબ હઝરત મીરઝા સાહેબ એહલેબેતમાંના ઠડયા.

કદાચ કોઇ એમ કહે જે એઓને એવી વહીઓ નાઝીલ થઇ તેની અમોને શી ખાત્રી? તો તેના જવાબમાં જાણવું જે પેહલે તો ઇસલામીઓ વહી ઇલહામ વગેરે નાઝીલ થાય એ બાબત બી માનતા ન હતા પણ હઝરત મીરઝા સાહેબે તે કોરાને શરીફથી તથા હદીસ શરીફથી સાબીત કરી આપ્યું છે જે જેવી રીતે આગલી ઉમતોપર વહી નાઝીલ થઇ તેવી રીતે હઝરત રસુલુલ્લાહ (સ) ની અફઝલ ઉમતપર બી વહી ઇલહામ વગેરે નાઝીલ થતા રહ્યા છે જે ઇસલામમાં થયલા અવલ્યા અલ્લાહની કરામતોથી સાબીત છે. હા શરીઅતમાં એક હરફનો બી ફેરફાર કરનારી વહી કદી બી નાઝીલ ન થશે કેમકે ઇસલામને ખુદાતઆલાએ સેંકડો વરસો અગાઉ કામીલ યાને સંપુરણ મઝહબ મુકરર કરી આપ્યો છે. પણ ઇસલામની ખરી પેરવી કરનાર અવલ્યા અલ્લાહ પર ખુદાતઆલા ગેબી બશારતો તથા પેશગોઇના ભેદો હર ઝમાનામાં ખોલતોજ આવ્યો છે અને એ બાબત કયામત સુધી જારીજ રહેશે અને એ ફઝીલત ઇસલામ સીવાય બીજા કોઇ બી મઝહબમાં નથી. જે વીસે આપણે વીગતવાર કોરાને શરીફ તથા હદીસ શરીફની સાબેતીઓ સાથે વાંચી આવ્યા છૈએ હઝરત મીરઝા સાહેબને ૩ લાખ કરતાં વધુ વહી ઇલહામ થયા છે જે સરવેની વીગતો લખતાં પોથાઓ ભરાય જે એઓની કીતાબો વાંચવાથી જણાશે. એઓએ મઝહબી ઉપરાંત રાજદુવારી બાબતોની તથા હાલમાં ચાલતી મહાભારત લડાઇ વીસે બી પેશગોઇ કરી હતી જે એઓએ ૧૯૦૬ માં લખેલી પોતાની હકીકતુલ વહી નામની કીતાબમાં પ્રગટ કરી

હતી તેમજ એઓ તરફથી બાહેર પડતું Review of Religions ના ૧૯૦૬ ના અકટોબર માસના અંકમાં અંગ્રેજી વાંચનારાઓની જાણ ખાતર પ્રગટ કરયું હતું જે અંગ્રેજી ઉતારો આ કીતાબની આખરીમાં દાખલ કરયો છે.

અગર એઓએ એક બી વહી યા ઈલહામ બનાવટી પ્રગટ કરી હોય તો એઓ ખુદાતઆલાના પ્રતીનીધીજ ન ઠડયા કોઈ સાધારણ માણસ બી કસમ ખાઈને એ કહેવાની હીમત ન કરે જે ખુદાતઆલાએ મને પોતાનો પ્રતીનીધી બનાવ્યો છે અને ફલાણી ફલાણી વહી કીધી છે તો એઓ જેવા પરહેઝગાર આખી ઇસલામી આલમના ખોટા અકીદા કોરાને શરીફથી રદ બાતલ સાબીત કરી આપનાર શા માટે બનાવટી વાતો કરે? અને એવી બનાવટી વહી ઈલહામ જાહેર કરનાર માટે ખુદાતઆલાએ કોરાને શરીફમાં સખત અઝાબ જાહેર કરયો છે. જેવી રીતે એઓ માટે હાલના ઝમાનાના લોકો શક કરે છે તેવીજ રીતે આપણા મહાન પેગમ્બર સાહેબ વીસે બી તે ઝમાનાના લોકો શક કરતા હતા. અને એ તો ઈનસાનોની વંસપરમપરા ઉતરી આવેલી ખસલત છે જે આપણે કોરાને શરીફથી જાણી ચુકા છૈએ. એવો શક જેઓ આપણા મહાન પેગમ્બર સાહેબ ઉપર રાખતા હતા તેઓને ખુદાતઆલા જણાવે છે જે **"અને જો તે (મહમદ સ.) અમારી ઉપર કેટલીક બનાવટી વાતો ઘડી કહાડે તો બેશક અમે તેને જમના હાથથી પકડી પછી બેશક અમે તેના દીલની નસ કાપી નાખયે"** (કુરાન પ્રકરણ ૬૯ આયત ૪૪ થી ૪૬) એટલે તેને હલાક કરી નાખયે. જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) વીસે ખુદાતઆલાએ આવા સખત કલામ જાહેર કરયા તો દુન્યામાં બીજો કોણ શખસ છે જેને ખુદા બરબાદ કરયા વગર છોડી આપે? હઝરત રસુલુલ્લાહ (સ) પર ૨૩ વરસ સુધી વહી થતી રહી અને અગર તેઓએ તેમાં પોતાની બનાવટ કરી હતે નઉઝબીલ્લાહ તો તેઓનો એવો હાલ થતે તો તે મુજબ હઝરત

મીરઝા સાહેબ પર બી ૨૩ બલકે તેથી બી વધારે વરસો સુધી વહી તથા ઇલહામ થતા રહ્યા અગર એ મુદ્દત દરમ્યાન તેઓએ એક બી બનાવટી વહી બ્યાન કરી હતે તો કોરાને શરીફ મુજબ શું ખુદાતઆલા તેઓને બરબાદ ન કરી નાખતે ? પણ જેવી રીતે હઝરત રસુલુલ્લાહ (સ) સાચા હતા તેથી તેઓ બરબાદ ન થયા તેવીજ રીતે હઝરત મીરઝા સાહેબ બી સાચા હતા તેથીજ તેઓ બી બરબાદ ન થયા. અગર કોઇ એ કહે જે એમ તો ઘણા માણુસો જુઠી વાતો કહ્યા કરે છે તેઓ બરબાદ નથી થતા તો જાણવું જે જુઠી વાત કહેવી એક ચીજ છે અને એ દાવો કરવો કે હું ખુદાતઆલાનો નબી છું મારાપર ખુદા વહી નાઝીલ કરે છે અને ૨૩ વરસો સુધી કોઇ બી શખસે એ મુજબ કરયું હોય અને તે અઝાબમાં ગીરફતાર ન થયો હોય તેવો એક બી દાખલો કોઇ હરગીઝ દેખાડી શકનાર નથી અગર કોઇ દેખાડવાનો દાવો કરે તે ખુદાને ખોટો પાડનાર ઠરે. કેમકે ખુદાતઆલા પોતાના પેગમ્બરની સચાઈ સાબેત કરનારી એ કસોટી જાહેર કરે છે જે અગર એઓ ખોટી વહી બ્યાન કરે તો હું એઓને બરબાદ કરી નાખું ત્યારે અગર બીજો કોઇ શખસ બનાવટી વહી જાહેર કરે અને તે હઝરત રસુલુલ્લાહ (સ) મુજબ ૨૩ વરસ વેર વગર અઝાબ ખમવે બચી ગયો હોય તો ખુદાતઆલાની એ જાહેર કરેલી કસોટી ખોટી પડી. અને જો એમ થયું તો તેજ દાખલો ઈસલામના વીરોધીઓ પેશ કરે કે જુઓ ફલાનો શખસ ૨૩ વરસ સુધી ખોટું કહેતો રહ્યો જે ખુદાએ મને પોતાનો પ્રતીનીધી બનાવ્યો છે મારાપર આજે એ વહી નાઝીલ કરી કાલે ફલાની વહી નાઝીલ કરી છતાં તે બરબાદ થયો નહી તે મુજબ તમારા પેગમ્બરે બી ખોટી વહીઓ બ્યાન કરયા કીધી અને બરબાદ ન થયા તેમાં નવાઇ શી થઇ ? એથી કાંઇ તેઓ સાચા પેગમ્બર ન ઠરયા. જુઓ એ મુજબ જે કોઇ એ આયતની વીરૂધ ખોટો દાવેદાર પેશ કરવાની હીમત કરશે તે ખુદ ખુદાતઆલાની જાહેર કરેલી આપણા પેગમ્બર સાહેબની સચાઇ સાબીત કરનારી કસો-

ટીને રદ કરનારો ઠરશે. પણ હરગીઝ કોઇ બી શખસ બનાવટી વહી બ્યાન કરી ૨૩ વરસ સુધી હયાત રહ્યોજ નથી જ્યારે હઝરત મીરઝા સાહેબ પોતાપર શરૂ થયલી વહી તથા ઇલહામ પોતાની મશહુર કીતાબ બરહાને આહમદયામાં ૧૮૮૦ થી ૧૮૮૪ સુધી પ્રગટ કરી તે પછી બીજી કીતાબોમાં છે છેક ૧૯૦૮ સુધી એટલે ૨૮ વરસો સુધી પ્રગટ કરતા રહયા. જે એઓની કીતાબો હજારો એઓના વીરોધીઓ પાસે હજી બી મોજુદ છે કોઇની તાકત નથી કે એ બાબતની સચાઇનો ઈનકાર કરે બલકે એઓ પોતે પોતાની કીતાબો સરકારમાં લાયબ્રેરીઓમાં લંડનના મ્યુઝીઅમમાં તેજ વખતે મોકલી આપતા હતા કે પાછલથી કોઇને બી શક ઉપજવાનુ કારણુ ન રહે. એ આયત એઓની સચાઇનો એવો મોતેબર પુરાવો છે જે કયામત સુધી કોઇ તેને તોડી શકનાર નથી.

બીજુ જેવી રીતે ખુદાતઆલાએ હઝરત રસુલુલ્લાહ (સ)ની સચાઇ સાબેત કરવા એઓ માટે કોરાને શરીફનો કયામત સુધી કાયમ રહેવાનો મોજેઝો આપ્યો કે તેના જેવી કીતાબ કોઇ બનાવી ન શકે તેજ મુજબ હઝરત મીરઝા સાહેબ કે જેઓની માદરી ઝબાન અરબી ન હોવા છતાં તેઓને અરબીનો એવો ઇલમ બક્ષ્યો કે જેથી તેઓએ કેટલીક અરબી કીતાબો એવી લખી જે મોજેઝા તરીકે વખણાય છે જેમાની એક ઇજાઝે આહમદી નામની કીતાબ વીસે દુન્યાના સરવે આલીમોને ખુલ્લી લેખીત ચેલેંજ આપી કે કોઇ બી શખસ તે કીતાબ જેવી બીજી કીતાબ બનાવે તો રૂ. ૧૦૦૦૦) નુ ઈનામ આપીશ. ભલે તે કામમાં હીંદુસ્તાનના યા અરબના મુલકના યા તુરક મીસરના મુલકના આલીમો ભેગા મલીને કોશેશ કરો પણ કોઇબી આલીમ એ ચેલેંજનો મુકાબલો ન કરી શકયો કેમકે આજદીન સુધી કોઇ બી શખસ પોતાની કીતાબ રજુ કરી શકયો નથી. શું હજી બી કોઇ શખસ હઝરત મીરઝા સાહેબને ખોટો દાવેદાર કહેવાની હીમત કરી શકશે ? ખુદાતઆલા કોરાને શરીફના સુરે સફમાં ફરમાવે છે જે **વરસલ રસૂલહૂ બીલ્હોદા**

**વહીની લ્હકકે લેયુઝહેરહુ અલદીને કુલ્લેહી વલવ કહેરહલ મુશરેકૂન એટલે ખુદા તેજ છે કે જેણે પોતાના પેગમ્બરને હીદાયત અને ખરા મઝહબ સાથે મોકલ્યો છે એટલા માટે કે તે બીજા સરવે મઝહબો ઉપર ગાલેબ કરે અગર જો કે મુશરેકો તેનાથી અણગમો રાખે** ( કુરાન પ્રકરણ ૬૧ આયત ૯ )

એ વીસે સુની શીઆના તફસીર લખનારાઓ એકમત છે જે એ વાયદો મહેદી ( અ ) મારફતે પુરો થશે. કેમકે આગલા ઝમાનામાં રેલવે તથા પોસ્ટ તથા વરતમાન પત્રો વગેરેની એવી સગવડ ન હતી કે જેથી આખી દુન્યાના સરવે મુલકોમાં ઇસલામ મઝહબ ગાલેબ કરી શકાય જેથી આ આખરી ઝમાનામાં હઝરત રસુલુલ્લાહ (સ) ઉપરની એ ફરઝ હઝરત મીરઝા સાહેબે એઓની રૂહાની ખસલતમાં જાહેર થઇ હઝરત મહેદી ( અ ) તરીકે એ વાયદો પુરો કરી આપ્યો. તેથીજ ખુદાતઆલાએ એઓને હીંદુસ્તાનમાં જાહેર કરયા કેમકે હીંદુસ્તાનમાં દુન્યાના સરવે મઝહબોના લોકો રહે છે કે જેથી એ ફરઝ જેટલી આસાનીથી અને જેવી સંપુરણ રીતે હીંદમાં બજાવી શકાય તેવી રીતે દુન્યાના બીજા કોઇ બી ભાગમાં ન બજાવાય. હઝરત મીરઝા સાહેબે પોતાની હયાતી દરમ્યાન લગભગ ૮૦ કીતાબો ઉરદુ ફારસી અરબીમાં લખી તથા અંગ્રેજી ઉરદુ ચોપાન્યા તથા અખબારો મારફતે જુદા જુદા મઝહબો તરફથી ઇસલામ ઉપર થતા હુમલાઓ રદ કરી તેઓના મઝહબના ખોટારા જાહેર કરી ખરો અને ખુદા પસંદ મઝહબ ઇસલામજ છે તે સાબીત કરી આપ્યો. જેનો મોતેબર પુરાવો તેઓએ એ રજુ કરયો કે ઇસલામની તાલીમ મુજબની ખરી પૈરવી કરનારને ખુદા સાથે મુલાકાત થાય છે ખુદા આપણાથી વાતચીત કરે છે એ બાબતની સચાઇની ખાત્રી કરી આપવા તેઓ પોતે તૈયાર છે અને જે કોઇને તે વીસે શક હોય તે એઓ પાસે કાદયાન ખાતે જાય ત્યાં વધુમાં વધુ ૧૨ માસ રહે તે દરમ્યાન તેઓ એવા આસમાની મોજેઝા દેખાડી આપે કે જેથી

તે ધણીની ખાત્રી થઈ જાય અગર તેમાં તેઓ નીસફળ નીવડે તો દર માસના રૂ. ૨૦૦) લેખે રૂ. ૨૪૦૦ ની રકમ નુકશાનીની આપે એવી મતલબના ૧૨૦૦૦ ઇશતેહાર જુદા જુદા મઝહબના અધીકારીઓને દુન્યાના સરવે ભાગોમાં રેજીસ્ટર પોસ્ટ મારફતે મોકલી આપ્યા. એ મુજબ દુન્યાની તમામ કોમો ઉપર ઇસલામની સચાઇની હુજત પુરી કરી આપી. જે કોઇને બી એ વીસે શક હોય તો કાદયાન ખાતેની પોસ્ટ આફીસમાં તપાસ કરેથી આસાનીથી ખાત્રી થઇ શકસે. શું કોઈ ખોટો દાવેદાર આવી હીમત કરી શકે? તેને એવી મહાભારત જોખમદારી ઉપાડવાની જરૂર બી શી? દાનેશમંદ વાંચનારાઓ ગોર કરો.

સને ૧૮૯૬ માં લાહોર ખાતે જુદા જુદા મઝહબોના અધીકારીઓની એક મોટી કાનફરેંસ ભરવામાં આવી જેમાં હઝરત મીરઝા સાહેબ ઇસલામ તરફના પ્રતીનીધી નેમાયા હતા. તેઓએ જાહેર કરયું કે દરેક પ્રતીનીધી જે પોતાના મઝહબની ખુબીઓ દરશાવે તે પોતાના મઝહબની અસલ ખુદાઇ ફરમાનો વાલી કીતાબના આધારેજ બ્યાન કરે અને તે મુજબ હું બી ઇસલામ મઝહબની ખુબીઓ ખુદાઈ કીતાબ કોરાને શરીફથીજ બ્યાન કરીશ. અને તે વખતે એઓની એક મહાન ફતેહ થઇ કેમકે સરવે મઝહબ વાલાઓ તથા સાંભળનારાઓ તથા ન્યુસપેપર વાળાઓએ હઝરત મીરઝા સાહેબનુ બ્યાન એકમતે બીજા સરવે કરતાં ઉતમ ઠેડાવ્યું અને ખુદાતઆલાએ એઓને કેટલાક દીવસ આગમજ એ ફતેહની ખબર જણાવી આપી હતી જે બીના બી એઓએ આગમજથી પ્રગટ કરી આપી હતી એ મુજબ ફરી એકવાર એઓ મારફતે ઇસલામની હુજત બીજા સરવે મઝહબો ઉપર પુરી કરવામાં આવી. એઓનુ મજકુર ભાષણનુ જુદી જુદી ભાષાઓમાં તરજુમો હજી સુધી થતો રહે છે. અંગ્રેજી ભાષામાં તે Teachings of Islam ના નામે મશહુર છે જેની જાહેર ખબર આ કીતાબ ની આખરમાં આપવામાં આવી છે. દરેક ઇસલામી તથા ગેર

ઇસલામીએ જરૂર એ કીતાબ વાંચવી જોઇએ કે જેથી જણાશે કે ઇસલામ એક એવો ખુબીવંતો મઝહબ છે કે જેથી આ દુન્યામાંજ ઇનસાન બહેસ્તી જીંદગી હાંસલ કરવા શીખે છે.

એ મુજબ હઝરત મીરઝા સાહેબે ઇસલામની બેહદ ખીદમત બજાવી છે જેનો સંપુરણ અહેવાલ જાણવો હોય તો એઓની કીતાબો વાંચો યા એઓના અંગ્રેજી યા ઉરદુ Review of Religions નામના ચોપાન્યાની થોડાક વરસોની ફાઇલો વાંચી જુવો તો એઓએ મઝહબ સંબંધી કેવી કેવી મહેનતો કરી છે તથા કેવો ઇસલામીક ખઝાનો દુન્યા સાંમે રૂજુ કરયો છે તે જાણી શકાશે.

ઉમેદ છે જે દાનેશમંદ વાંચનારાઓને એઓના દાવાની સચાઇ બાબે જરાબી શક હવે ન રહ્યો હશે. કેમકે એઓની તાલીમ ખરા ઇસલામ સીવાય બીજી કશી છેજ નહી. જે કોઇ ખુદાનો પ્રતીનીધી હોવાનો દાવો કરે અને એવી તાલીમ આપે કે તમો દરરોજ પાચે વખત જમાત સાથે હુઝુર દીલથી આજીજીથી ખુદાતઆલાની ઇબાદત બજાવો રોઝા રાખો ઝકાત આપો હજ કરો હમેશા પોતાના ગુનાહોની તોબા કરો ખરા દીલથી ખુદાતઆલાના હેશાનો યાદ કરી શુકર કરતા રહો હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) પર હમેશા દુરૂદ મોકલતા રહો પોતાની જીંદગી કલામે શરીફ તથા હઝરત રસુલુલ્લાહ (સ) ની સુંનત મુજબ ગુજારતા રહો. સારાંશ હર હાલમાં ખુશીમાં હો તો શુકર અને ગમીમાં હો તો સબર સાથે જીંદગી ગુજારો તો તેવી તાલીમ આપનારને માનવામાં કશોએ જોખમ નથી અગર તેનો દાવો ખોટો હશે તો તેનો ગુનાહ તેના માથે છે ખુદા તેની ખબર લેશે પણ અગર આપણે તેનો ઇનકાર કરયો અને તે કયામતના દીને સાચો નીકલ્યો તો જે અઝાબની ચેતવણી એ પ્રતીનીધી આપે છે તેનો આપણને ભોગ થવું પડશે. જેની સાબેતીમાં ખુદાતઆલા ફરમાવે છે “ **અને જો તે ખોટો છે તો તેનો ખોટારો તેના ઉપર છે અને જો તે**

**સાચો છે તો તમને તે (અઝાબ) નો ભાગ પોહચશે કે જેનો તે તમને વાયદો આપે છે" (કુરાન પ્રકરણુ ૪૦ આયત ૨૮)**

એ તો દેખીતુંજ છે કે એક બાદશાહ પોતાના તાબા હેઠળના શેહરમાં પોતાનો કોઈ પ્રતીનીધી મોકલે અને તે શખસ તેઓને બાદશાહના ઠરાવેલા કાયદા કાનુન મુજબ ચાલવા ફરમાવે તો શેહરના લોકોની ફરઝ છે કે તેને તાબે થાય; ન કે તેની સાથે એ બાબે જગડવું કે તુંજ બાદશાહનો પ્રતીનીધી છે તેની અમને ખાત્રી નથી થતી માટે તને તાબે થતા નથી. અગર તે બાદશાહનો ખરો પ્રતીનીધી ન હશે તો બાદશાહનુ કામ છે કે તેને પકડી સઝા કરે અને બાદશાહ હરગીઝ પોતાની પ્રજાને સઝા નહી કરશે કે તમે ફલાણો શખસ જેણે તમને મારા કાયદા કાનુન મુજબ ચાલવા કહ્યું તેને શું કરવા તાબે થયા. લોકો પર જે ફરઝ છે તે લોકોએ બજાવવી જોઇએ અને બાદશાહની ફરઝ બાદશાહ બજાવશે તેવીજ રીતે હઝરત રસુલુલ્લાહ (સ) માટે કાફરો ખોટો ખ્યાલ રાખતા હતા કે તેઓનો દાવો ખોટો અને તેઓ ગુમરાહ છે (નઊઝબીલ્લાહ) તો ખુદાતઆલા કાફરોને જવાબ આપવા ફરમાવે છે કે અગર તેઓ ખોટા અને ગુમરાહ છે તો તેનો વબાલ તેઓ પર છે તમારાપર નથી જેમકે ખુદા ફરમાવે છે **કહે તું (ઓ મહમદ (સ.)) અગર હું ગુમરાહ છું તો એ સીવાય બીજુ કશુંએ નથી કે હું ગુમરાહ મારા પોતાના નફસ પર છું** (કુરાન પ્રકરણુ ૩૪ આયત ૫૦)

આથી સાફ સાબેત થાય છે કે ખુદા તરફ રૂજુ કરનારનો દાવો કબુલવામાં જરાએ જોખમ નથી પણ જો આપણે ઇનકાર કરયો અને કયામતના દીને તે સાચો નીવડયો તો અઝાબ ભોગવવા વગર છુટકો નથી. માટે દાનેશમંદો વીચાર કરો જ્યારે ખુદાતઆલાના ખુલ્લા ફરમાનો છે કે એવો વગર જોખમનો રસ્તો એખત્યાર કરવો તો તેને તાબે થાઓ. છતાં જે કોઇ આ ઝમાનાના મહાન પ્રતીનીધીનો ઈનકાર કરશે તે વીસે ખુદ તેઓના ફરમાનો

નીચે મુજબ છે. "ખુદાતઆલાએ મને જાહેર કર્યું છે કે દરેક શખસ જેને મારી દાવત (દાવાની ખબર) પોંહચે અને તેણે મને કબુલ નથી કર્યો તે મુસલમાન નથી અને ખુદાની નજદીક સઝાને પાત્ર છે." "જે શખસ મને નથી માનતો તે ખુદા અને રસુલને બી નથી માનતો" જેનુ કારણ એ છે કે હઝરત રસુલુલ્લા (સ) એ ફરમાવ્યું છે કે "જેણે મારી તાબેદારી કરી તેણે બેશક અલ્લાહની તાબેદારી કરી અને જેણે મારી નાફરમાની કરી તેણે બેશક અલ્લાહની નાફરમાની કરી અને જેણે મારા અમીર (ઈમામે ઝમાન) ની તાબેદારી કરી તેણે બેશક મારી તાબેદારી કરી અને જેણે મારા અમીર (ઇમામે ઝમાન) ની નાફરમાની કરી તેણે બેશક મારી નાફરમાની કરી. (મુસલીમ)

"જે શખસ મને નથી માનતો તે મારો નહી પણ જેણે મારા આવવાની પેશગોઇ કીધી હતી તેનો નાફરમાન છે" "ખુદાતઆલા ફરમાવે છે જે શખસ તારી પેરવી નહી કરશે અને તારી બઇઅતમાં દાખલ નહી થશે અને તારો વીરોધી રહેશે તે ખુદા અને રસુલની નાફરમાની કરનાર અને જંહનમી છે" "તમને તેજ કહેવામાં આવ્યું છે જે યાહુદીઓને કહેવામાં આવ્યું હતું અને તેઓનો શું અંજામ થયો તેથી તમે સારી રીતે વાકેફ છો (માટે) ડરો ડરો અને મગરૂરી છોડી દેઓ અને આજીઝી એખત્યાર કરો અને પલીદી અને નાપાકીથી પોત પોતાને દુર કરો અને પાક થઇ જાઓ અને પોતાની અવલાદ પર રહેમ કરો અને ઝુલ્મ ન કરો અને ખુદાથી ડરો કેમકે આખરે તેની પાસે જવું છે"

ઇસલામીઓ જેઓ યાહુદીઓ જેવા ખોટા અકીદા રાખે છે કે ઇસા (અ) આસમાન પર હયાત છે અને તેઓજ આસમાન પરથી આવશે. અને એક ખુનખાર મેહદી જાહેર થશે જે પોતાના

ફીરકાને છોડી આખી દુન્યા જે તેનો ઇનકાર કરશે તેને કતલ કરી નાખશે અને તેના માનનારાઓને અખુટ દુન્યાદારી ખઝાનો આપશે એક રાક્ષસ જેવો દજ્જાલ એક ગધેડા પર સવાર થઇ આખી દુન્યામાં ફરીવલસે અને દીનની ખરાબી કરશે તેની સાથે જંનત અને દોઝખ હશે વગેરે એવા ખોટા અકીદા ઇસલામીઓમાં છે તે વીસે વીવેચન કરતાં એઓ જણાવે છે કે "સારાંશ એવી તરેહની ઘણી વાતો છે કે જે એ (ગેર આહમદી) લોકોમાં જણાય છે જેથી ખુદાતઆલા નારાઝ છે અને જે ઇસલામી રંગથી વીરૂધ છે એ કારણુસર અલ્લાહતઆલા હવે એ (ગેર આહમદી) લોકોને મુસલમાન નથી સમજતો જ્યાં સુધી કે તેઓ તે ખોટા અકીદા છોડી સાચી રાહ પર ન આવી જાય અને એજ કારણુસર ખુદાતઆલાએ મને નેમ્યો છે કે હું એ તમામ ખોટારા દુર કરીને અસલ ઇસલામ પાછો દુન્યામાં કાયમ કરૂં." "ખુદાએ એજ ઠેડાવ કરયો છે કે મુસલમાનમાંથી જે મારાથી અલગ રહેશે તે કપાઇ જશે. (એટલે એઓનો ઇનકાર કરનાર અઝાબમાં ગીરફ્તાર થશે) "જુઓ તે વખત ચાહયો આવે છે બલકે નજદીક છે કે ખુદા આ સીલસીલાની દુન્યામાં મોટી માન્યતા ફેલાવશે અને એ સીલસીલો પુરવ અને પશ્ચીમ અને ઉતર અને દક્ષીણમાં ફેલાશે અને દુન્યામાં ઇસલામથી મુરાદ એજ સીલસીલો રહેશે એ વાતો ઇનસાનની વાતો નથી એ તે ખુદાની વહી છે કે જેની આગલ કોઇ વાત અસકય નથી" એઓના દાવાની સાબેતીઓ અને નીશાનીઓ જેવી કે ખુદાનો પ્રતીનીધી હર સદીની શરૂઆતમાં જાહેર થાય છે તે મુજબ એ સદીની શરૂઆતમાં એઓ સીવાય બીજો કોઇ જાહેર ન થયો. હઝરત રસુલુલ્લાહ (સ) એ ૧૩૦૦ વરસ પર કરેલી પેશગોઇ મુજબ ચંદ્ર ગ્રહણ તથા સુરજ ગ્રહણ રમઝાન માસમાં થયા પુછડયો તારો નીકલ્યો. પલેગની બીમારી નીકલી. પેશગોઈ મુજબ અરબના મુલકોમાં એઓના પ્ર-

માનામાં ઉંટના બદલે રેલવેની સવારી નીકલી વગેરે વગેરે એવી એવી નીશાનીઓનુ વીવેચન કરતાં જણાવ્યું "**શું કદી બી એવી નીશાનીઓ કોઈ જુઠો દાવો કરનારા સારૂ ભેગી થઇ છે? તે દોઝખથી ડરો કે જે ગુનેહગારોને ખાઇ જવા વાલી છે અને ગુનેહગારો તેમાં ન મરશે અને જીવશે શું ખુદાતઆલાની કીતાબને પીઠ પછવાડે નાખી દેઓછો અને બીજી વાતોની પેરવી કરોછો એ આદત સરાસર ફીતુર અને ઝુલમ અને હીદાયતથી દુર થનારી છે**"

લોકોને એઓના દાવાની સચાઇ વીસે ખાત્રી થવા છતાં એઓની જમાતમાં શરીક નથી થતાં તેનુ મુખ્ય કારણ એ છે જે તેઓને પોતાના વડવાઓથી ઉતરી આવેલો ફીરકો છોડી દેતાં બહુ ભારી લાગે છે કેમકે તેથી તેઓ એમ સમજે છે કે કુટુંબમા સગાવહાલાઓમાં તથા કોમમાં માઠું લાગશે. એ મુજબ જ્યારે ઇસલામીઓને પોતાનાજ મઝહબનો ખરો ફીરકો એખત્યાર કરતાં ભારી લાગે તો ગેર ઇસલામીઓને ઇસલામ એખત્યાર કરતાં કેટલું ભારી લાગે? પણ ખુદાતઆલાએ જ્યારથી આ દુન્યા શરૂ કરી છે ત્યારથી દરેક ઇનસાન પર એ અઝમાઇશમાંથી પસાર થવાની ફરઝ નાખી છે જે આપણે આગળ વીગતવાર વાંચી આવ્યા છૈએ ત્યારે આ ઝમાનાના લોકોને ખુદા કેવી રીતે છોડી આપે? ખુદા પક્ષપાત નથી તે અપક્ષપાત આદીલ છે જેવી અઝમાઇશ આગલા ઝમાનાવાલાઓ ઉપર હતી તેવીજ ગેર ઇસલામીઓ પર છે અને તેવીજ ઇસલામીઓ પર છે પછી તે ગરીબ હોય યા તવંગર, મરદ હોય યા ઓરત કયામત સુધી દરેકને ખુદાતઆલાની એ અઝમાઇસમાંથી પસાર થવું છે. જેમકે ખુદાતઆલા ફરમાવે છે જે "**શું માણસો એમ સમજે છે કે તેઓને એમજ છોડી દેવામાં આવશે એ કહેવાથી જે "અમે ઈમાન લાવ્યા છૈએ" અને જ્યારે અમોએ એઓથી જેઓ આગળ હતા તેઓની અઝમાઈશ લીધા છે**" (કુરાન પ્રકરણ ૨૯ આયત ૧-૨)

ઇનસાનોને એ અઝમાઇશમાંથી પસાર થતાં કારી જખમ જેવું લાગે છે તે માટે ખુદા જણાવે છે "**અગર તમોને જખમ જેવું લાગે છે તો ( તમારી અગાઉ ) એવા જખમો લોકોને એ વ્યાગમજ લાગી ચુકા છે અને અમો આ દહાડાઓ ઇનસાનોમાં ફેરવતા રહીએ છીએ.** (કુરાન પ્રકરણ ૩ આયત ૧૩૪)

જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં જેઓ ઇસલામ કબુલતા હતા તેઓને પોતાના વડવાઓના મઝહબ તજવો પડતો હતો સગાવાહલાઓથી જુદા થવું પડતું હતું ઘરબાર છોડી હીજરત કરવી પડતી હતી કાફરોનો ઝુલમ ખમવો પડતો હતો વલી ઇસલામ પર થતા હુમલાના બચાવ સારૂ લડવું બી પડતું હતું અને શહીદ બી થતા હતા એ સરવે દુખો ખમવા છતાં લોકો ઇસલામ કબુલતાજ ગયા. શુકર કરો જે આપણને ખુદાતઆલાએ એક એવી ભલી અને દીલસોઝ સરકારના હકુમત હેઠળ મેલ્યા છે જે આપણે આપણો મન ગમતો મઝહબ એખત્યાર કરયે તો કોઇ આપણને આંગલી વટીક લગાડવાની હીમત કરી શકતો નથી કે જેવું સુખ ઇસલામી કહેવાતા કાબુલ યા તુરકના રાજ્યમાં બી નથી. આટલી સગવડ છતાં જે કોઇ ખુદાનો ખરો મઝહબ અને ખરો ફીરકો એખત્યાર કરવાની ગફલતી કરશે તેઓ પોતાને તથા પોતાના કુટુંબને અઝાબમાં ગીરફતાર કરવાના વાંક માટે ખુદાના ગુનેહગાર ઠડશે.

કેટલાકો એ કહે છે કે " અમો ખરા દીલથી હઝરત મીરઝા સાહેબના સરવે દાવાઓ પર ઇમાન લાવ્યે છીએ પણ જાહેરમાં બઇઅત કરી તેઓના ફીરકામાં શામીલ થવાની શી જરૂર ખુદા દીલનો હાલ જાણે છે એટલે ખાનગી ઇમાન બસ છે" તેઓએ જાણવું જોઇએ જે એ તરીકો મુનાફેકનો છે. મુનાફેક માટે કોરાને શરીફમાં સખત અઝાબનો વાયદો આપ્યો છે કેમકે તેઓ હક જાણવા છતાં ખુદાથી ન ડરી લોકોથી ડરે છે. ખુદાના ખોફ કરતાં લોકોનો ખોફ વધારે સમજવો એ શીરકનો સખત ગુનાહ છે. એજ તો ખુદાતઆલાની અઝમાઇશ છે કે તેનો બંદો

તેનાથી ડરે છે યા લોકોથી હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં મકાવાલાઓની અઝમાયશ લેવા બેતુલ મુકદસ તરફ કીબલો કરવામાં આવતો હતો અને ત્યાંવાળાઓની અઝમાઇશ લેવા કાબા તરફ કીબલો કરવામાં આવતો હતો. જે કોરાને શરીફથી સાબીત છે. તે મુજબ હઝરત મીરઝા સાહેબને માનનારા આહમદીઓ અને એઓનો ઈનકાર કરનારા ગેરઆહમદીઓમાં જાહેર ફરક એ છે જે આહમદીઓ હરગીઝ ગેર આહમદીઓ પછવાડે નમાઝ ન પઢે. નવા થનારા આહમદીઓને એ અઝમાઇશ ભારી પડે છે કેમકે જેથી ગેર આહમદીઓથી સદંતર છુટા પડી જવાય છે. પણ જેને ખુદાનો ડર હોય છે અને હક વાતની ખાત્રી થઇ ગયા પછી તેઓ બીજા લોકોની પરવાહ કરતા નથી. એજ તો મોઅમીનની નીશાની છે. અને ખુદાના હક ફીરકામાં એવા મોઅમીનોજ જોઇએ. કે જેથી બાકીના તમામ ફીરકાઓ પર ખુદાની હુજત પુરી થાય જે માટે હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે **"માટે યાદ રાખો કે જયારે ખુદાતઆલાએ મને ચેતાવ્યું છે કે તમારા પર હરામ છે અને સદંતર હરામ છે કે (તમે) કોઈ મુકફીર (એઓને કાફર કહેનાર) મુકઝીબ (એઓને ખોટા સમજનાર) યા મુતરદીદ (એઓ વીસે શક રાખનાર) ના પાછલ નમાઝ પઢો બલકે જોઇએ કે તમારો તેજ ઈમામ થાય જે તમારામાંથી હોય"** (એટલે કોઈ આહમદી કદી બી કોઈ ગેર આહમદી પાછલ નમાઝ ન પઢે પણ આહમદીજ પછવાડે પઢે) અગર કોઇ ઠેકાણે આહમદીઓની જમાત ન હોય તો તેણે એકલાએજ મસજીદમાં યા ઘરમાં નમાઝ પઢી લેવી અગર એક કરતાં વધુ આહમદી હોય તો જમાત બનાવી લેવી. કે જેથી જમાતની નમાઝનો સવાબ મલે.

તેવીજ રીતે કોઈ ગેર આહમદીના જનાઝાની બી નમાઝ ન પઢવી જોઇએ પછી મરનાર પોતાનો દોસ્ત યા સગો કાંય નથી હોતો તેવીજ રીતે કોઈ આહમદીએ પોતાની દીકરી ગેર આહમદીને ન આપવી જોઇએ.

કારણ કે હઝરત રસુલુલ્લાહ (સ) એ ફરમાવ્યું છે જે "જે શખસ ઈમામે ઝમાનને ઓલખ્યા વગર મુઓ તે જાહેલ્યતની મોતે મુઓ" તે મુજબ જે શખસે પોતાના હયાતી દરમ્યાન ઈમામે ઝમાનને ઓલખવાની દરકાર ન કરી તે હઝરત રસુલુલ્લાહ (સ) નો નાફરમાન અને તેઓનાજ ફતવા મુજબ જાહેલ ઠડયો. એટલુંજ નહી પણ ગેર આહમદીઓ તરફથી તેઓના આલીમોએ હઝરત મીરઝા સાહેબ પર અને તેઓના માનનારાઓ પર કુફરનો ફતવો આપ્યો છે જેથી હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ મુજબ જે કોઈ બીજાને કાફર કહેશે અને અગર તે કાફર નથી તો તે કહેનાર કાફર ઠડસે. તે મુજબ જ્યારે હઝરત મીરઝા સાહેબ યા તેઓને માનનારા આહમદીઓ કાફર નથી તો તેઓ પર તમામ ગેર આ-હમદીઓ તરફથી જે કુફરનો ફતવો લગાડવામાં આવ્યો તેના તેઓ પોતેજ ભોગ થયા. એ ઉપરાંત ઈસલામમાં એક સીવાય બાકીના સરવે ફીરકા દોઝખી છે અને ખરો ફીરકો તેજ છે જે હઝરત ર-સુલુલ્લાહ (સ) ના સરવે હુકમો પર અમલ કરનારો છે અને જે તેઓના ફરમાન મુજબ ઈમામે ઝમાનને માનનારો ફીરકો છે જ્યારે બાકીના ફીરકા ઈમામે ઝમાનનો ઈનકાર કરનારા તથા તેઓને કાફર કહેનારા છે અને ખુદાએ જેને પોતાની સેંકડો વરસોથી ચાલતી આવેલી સુંનત મુજબ આખી ઈસલામી ઉમતનો દીન તાઝો કરવા પોતાનો પ્રતીનીધી તરીકે પસંદ કરયો તેવા ખુદાના વલીનો ઈનકાર કરનારા હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ મુજબ ખુદા સાથે જંગ કરનારા ઠડયા ત્યારે જે ગેર આહમદીઓ ખુદાનો એવો ગઝબ પોતા પર ઓઢી લે તેવાઓની પાછલ નમાઝ કેમ પઢાય તેઓને પોતાની દીકરીઓ કેમ અપાય અને તેઓ સારૂ જનાઝાની નમાઝ પઢી દુઆ કેમ માંગી શકાય? કોરાને શરીફમાં તો એવા શખસોની કબરો પાસે બી ઉભા રહેવાની મના છે.

એટલુંજ નહી પણ ગેર આહમદી આલીમોમાં બીજી એ બુરાઈ છે કે તેઓ નમાઝ જેવી સૌથી અગત્યની બાબતને એક

કમાઈ હાંસલ કરવાનો ધંધો બનાવી બેઠા છે. કેમકે તેઓની મસજીદોમાં ઘણાખરા પગારદાર પેશનમાઝો મુકર્રર થયા છે જ્યારે હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં કોઈ ઉજરત યા પગાર લઈ નમાઝ પઢાવતો ન હતો. નમાઝ પઢનારને પોતાની નમાઝ તો પઢવીજ હોય છે તેની સાથે બીજાઓ બી નમાઝ પઢે તેમાં તેને કાંઈ ખાસ તકલીફ લેવી નથી પડતી. ત્યારે પગાર શા માટે જોઇએ? એ બી ફરઝ નથી કે એક ચોકસજ માણસ હમેશા નમાઝ પઢાવ્યા કરે નમાઝ પઢવા આવનારાઓમાં જે દીનદાર લાયક જણાય તે નમાઝ પઢાવે. હઝરત રસુલુલ્લાહ (સ) નો ખુલ્લો ફરમાન છે કે તમારામાં જે બહેતર હોય તે ઈમામત કરે. અને ખાસ ખુદાના વાસ્તે લીલ્લાહ નમાઝ પઢાવવી એ સુંનત હતી જ્યારે હાલના ઝમાનાના આલીમોએ તેનો એક ધંધો બનાવી બેઠા છે બલકે તે સારૂ કોરટમાં મુકદ્દમા બી માંડે છે જે પેશનમાઝ થવાનો હક મને અપાવવો. અફસોસ એ કેવી બીદઅત છે આગલા ઝમાનામાં નમાઝ પઢાવવાનુ તો શું પણ મસજીદમાં જાડુ કહાડવામાં પણ સવાબ સમજતા હતા જ્યારે હાલ તેથી ઉલટોજ મામલો છે. ઈસલામીઓ પર તો હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનાની સુંનત મુજબજ અમલ કરવાની ફરઝ છે અને તેજ ફીરકાની નજાત થનાર છે. પણ ઘણાખરા ઈસલામીઓ મઝહબથી નાવાકેફ હોવાથી આલીમો તેનો ઠીક લાભ લેછે તેઓ પોતાની થોડી કમાઈ સારૂ કેટલા બધા લોકોની નમાઝ બરબાદ કરી નાખે છે. કેમકે એ એક બીદઅતી રીવાજ છે. ત્યારે બીદઅતી પાછલની નમાઝ કેવી રીતે કબુલ થાય? બીદઅતીને દીનના મામલામાં ઉતેજન આપવો એ હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ મુજબ સખત ગુનાહ છે. જ્યારે શીઆઓમાં એથી બદતર હાલ છે. બીજા ફીરકાવાલાઓ મસજીદમાંજ પગારદાર પેશનમાઝ રાખે છે જ્યારે શીઆ આલીમોએ એ ધારો કાહડયો છે જે મસજીદ ઉપરાંત કોઈ બી ઠેકાણે શીઆઓ જમાતની નમાઝ ન પઢી શકે જ્યાં સુધી તેઓમાં સરટીફીકેટ પામેલો પેશનમાઝ ન હોય! એ કેવો ઝુલમ! હઝરત રસુલુલ્લાહ (સ) એ જમાતની ન-

**માઝની સખત તાકીદ ફરમાવી છે કોઇ આંધલાને વટીક જમાતની નમાઝમાંથી મુકત નથી કર્યો. અને જમાતની નમાઝનો સવાબ એકલા પઢવા કરતાં ૨૭ ઘણો વધારે ફરમાવ્યો છે. અને એક** કરતાં વધારે માણુસ હોય તો જમાત બનાવી નમાઝ પઢવાનો હુકમ છે જ્યારે શીઆઓ પોતાના આલીમોના ફતવાના લીધે કોઈ ઠેકાણુ ૨ થી ૨૦૦૦ માણુસો બી હાજર હોય છતાં અગર તેઓમાં સરટીફીકેટ ધરાવનાર પેશનમાઝ ન હોય તો તેઓ સરવે એ પોત પોતાની નમાઝ જુદી જુદી પઢી લેવી પણ જમાત ન બનાવવી. અફસોસ એ કાંઈ જેવો તેવો ગઝબ છે. પોતાની થોડી કમાઈ સારૂ આખી કોમનો કેવો ખરાબો કરી નાખે છે અને તેઓને સવાબથી કેવા બેનસીબ રાખે છે. જ્યારે ખુદ શીઆઓની મશહુર હદીસોની કીતાબ કુલેનીમાં એ ખુલ્લી હદીસ છે કે **"તે શખની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવવાની ઉજરત માંગે"** આ હદીસ **હઝરતે ઈમામે બાકર (અ) ની** રીવાયત છે. ઓ શીઆ કોમ જુઓ તમોને શું ફરમાવવામાં આવ્યું છે જ્યારે તમારા આલીમો તમોને કેવી સરાસર ખોટી અને પોતાના મતલબની તાલીમ આપી કેવે આડે મારગે દોરવી તમારી ખરાબી કરી નાખે છે. જેની પાછલ મના ફરમાવવામાં આવી છે તેનીજ પાછલ એઓ વાજીબ ઠડાવે છે. તે વગર જમાતની નમાઝ પઢી શકોજ નહી. એ તમારી કેવી કમનસીબી ખુદા તમારા પર રહેમ કરે. અને તમોને પેહલેથી છેલ્લે સુધી દરેક બાબતમાં અંધારામાં રાખી આડે મારગે દોરવી લઇ જનારા આલીમોના હાથમાંથી બચાવે એ મારા ખરા અંતકરણની દુઆ છે જે ખુદાતઆલા કબુલ કરે આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

એ મુજબ દરેક ઈસલામી ફીરકામાં ઘણી ખરાબીઓ છે તે દુર કરવા સારૂજ ખુદાતઆલા દર સો સો વરસે પોતાનો પ્રતીનીધી નેમે છે પણ તે જુદા જુદા ફીરકાના આલીમોને બહુ ભારી પડે છે તેથી તેઓજ તેની સૌથી સખત વીરૂધતા કરે છે છતાં ખુદા તેને

જગ આશકાર કરયા વના રહેતો નથી જેથી દીન પર દીન જુદા જુદા ફીરકાના દાનેશમંદ લોકો પોતાના ફીરકામાંથી નીકલી ખુદાના પ્રતીનીધી મારફતે સ્થાપવામાં આવેલા ફીરકામાં શામીલ થઇ જાય છે અને દીન પર દીન એની ચહડતીજ થતી જાય છે જે માટે હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે "**આખી દુન્યા સાક્ષી રહે કે હું તેના નામથી પેશગોઈ કરૂં છું જે આસમાન અને ઝમીનનો પાદશાહ છે કે તે મારી પેરવી કરનારા (આહમદીઓ) ને તમામ મુલકોમાં ફેલાવી નાખશે અને તેઓને બીજા દરેક લોકોપર વાદવીવાદમાં દાખલા દલીલ સાથે ફતેહમંદ કરશે. તે દાહાડાઓ આવી પોહચે છે અને ઘણા નઝદીક છે જયારે મેં ઉપદેશ કરેલો મઝહબ દુન્યાની સપાટી પર એકલોજ મઝહબ રહેસે કે જે માનની નઝરથી જોવામાં આવશે. તે મહાશકતીવાન ખુદા આ મઝહબ પર અને આ સીલસીલા પર ચમતકારીક રીતે આશીરવાદ વરસાવસે. અને દરેક જે એને તો તોડવાનો ખ્યાલ કરશે તેને તે તબાહ કરશે. આ (આહમદી સીલસીલો) જે ફતેહમંદી હાંસલ કરશે તે જાથુકની ફતેહ રહેસે અને તેની સર્વોપરી (દુન્યાના) છેલ્લા દાહડાઓ સુધી જારી રહેસે**" એવોજ એક બીજી પેશગોઈ ૧૮૮૦ ના સાલમાં એઓની બરહાને આહમદયામાં પ્રગટ થઈ હતી તે વીસે એવણ જણાવે છે જે "**આ જમાતના લોકો પોતાની સંખ્યા અને મઝહબી કુવતની રૂએ તમામ પર ફતેહ પામશે એ પેશગોઈ ચમતકારીક રીતે ખરી પડતી જાય છે કેમકે બરહાને આહમદીઆમાં જયારે એ પેશગોઇ પ્રગટ થઈ તે વખતે તો મારી એવી ગુમનામ હાલત હતી કે એક બી શખસ એ કહી ન શકે કે તે મારો મુરીદ હતો (જયારે) હમણા ખુદાતઆલાના ફઝલથી આ જમાતની સંખ્યા કેટલાક લાખ સુધીની પોહચી ગઇ છે**" ખરેખર કાદયાન જેવા જંગલમાં એક નીરાધાર શખસ એવો મોટો દાવો કરે અને તેને તોડી પાડવા આખી

ઇસલામી આલમ તથા બીજા મઝહબવાલાઓ કોશેશ કરે છતાં લાખો લોકો પોતાના જાનમાલ યા કુટુંબ કબીલાની પરવા કરવા વગર તેને તાબે થાય તે શું ખુદાનો ચમતકાર નથી?

ખુદાના કરમો ફઝલથી એઓની જમાતના લોકો હીંદુસ્તાન ઉપરાંત એશીઆના બીજા ભાગોમાં યુરોપ આફ્રીકા અમેરીકા વગેરેમાં ફેલાયલા છે. અને રાત દાહડો ખુદાનો ખરો ઇસલામ ફેલાવા પર મંડયા છે. કાદયાન ખાતે જુદા જુદા મઝહબના લોકોને જુદી જુદી ભાષામાં કેવી રીતે સમજાવવું તેની કેલવણી આપવાની એક સ્કુલ સ્થાપવામાં આવી છે જ્યાં દીની તાલીમ મુફત શીખવવામાં આવે છે. એટલુંજ નહી પણ તે શીખાઉ આલીમોને ખવાડી પીવાડી પગાર તથા ખરચ આપી ગામેગામ તથા દેશ પરદેશ ખરો ઇસલામ ફેલાવવા માટે મોકલવામાં આવે છે. ઉપરાંત કાદયાનમાં યુનીવરસીટીની ઢપ મુજબની હાઇસ્કુલ સ્થાપવામાં આવી છે જ્યાં અંગ્રેજી કેલવણી ઉપરાંત અરબી ફારસી ઉરદુ તથા કોરાને શરીફ તથા હદીસ શરીફની દીની તાલીમ આપવામાં આવે છે. તે ઉપરાંત બોરડીંગ હાઉસો આરફનેજો મોહતાજ ખાનાઓ વગેરે નીભાવવામાં આવે છે. કોઇબી શખસને એ વીસે પોતાની ખાત્રી કરવી હોય યા મઝહબ બાબે કશા ખુલાસા પુછવા હોય તો ખુશી સાથે ત્યાં જાય તેઓને ત્યાં ઘટતા માન સાથે મહેમાન તરીકે રાખવામાં આવશે અને દીનને લગતો જે કાંઈ ખુલાસો પુછવામાં આવશે તે સમજાવવામાં આવશે. પછી તેની ખાત્રી થાય તો બઇઅત કરી ફીરકામાં શામીલ થાય યા નહી તો એમજ પાછો આવી જાય. તેની પાસેથી એક પૈસો બી માંગવામાં ન આવશે પછી ગમે તેટલા દાહડા તે કાંય નહી રહ્યો હોય. ઉપલા સરવે જુદા જુદા ખાતાઓનો ખરચ એ જમાતનાજ લોાકે ઉપાડે છે કેમકે કોરાને શરીફમાં તથા હદીસ શરીફમાં તાકીદ છે જે ખુદાના પ્રતીનીધીને જાનો માલથી મદદ કરવી હઝરત રસુલુલ્લાહ (સ) ના તથા તેઓ પછી તેઓના ખલીફાઓના ઝમાનામાં ચંદો તથા ઝકાત અપાતી હતી બલકે તે

વસુલ કરવા સારૂ ખાસ માણુસો જતા હતા. પણ અત્રે એઓએ કોઇ પર બી એટલી ચોકસ રકમ આપવી એવી કોઈ ફરજ રાખી નથી પણ ઉપલા સરવે ખાતાઓના નીભાવ સારૂ તથા પોતાને જાનોમાલ ખરચનારા મોઅમીન બનવા સારૂ જે કાંઈ પોતાથી બને તે દર માસે આપતો રહેવા ફરમાવ્યું છે પછી તે રકમ એક પૈસો બી કાંય નથી હોતી તે તેઓની શકતી તથા દીલની મુનસફી પર છોડયું છે. અને ગમે તેવી નજીવી રકમ હોય છતાં તેની રસીદ ત્યાંની અનજુમન તરફથી આપવામાં આવે છે અને દર માસે તેનો હીસાબ બાહેર પાડવામાં આવે છે. એ ખુદાઇ સીલસીલો છે અને તેજ તેને નીભાવે છે. આ વાંચ્યા પછી કોઇ બી શખસને ઉપલી બાબતોની સચાઈની ખાત્રી કરવી હોય તે બેલાશક કાદયાન જઇને સરવે રાહગાટ નઝરો નઝર જોઇ પોતાની ખાત્રી કરી લે ત્યારેજ તેને ખબર પડશે કે ખુદાનો ખરો ઇસલામ એજ છે બાકી બીજા લોકોની પાસેનો ઇસલામ ફકત નામનો તથા ખોટી રસમોને ભરેલો છે જેમાં નાહક પોતાની ઝીંદગી બરબાદ કરી ખુદાના ગુનેહગાર થાય છે. કેમકે ખુદાને પોતાના એકજ મઝહબના અસંખ્ય ફીરકા જોઇતા નથી તેને તો એકજ મઝહબનો એકજ ફીરકો જોઇએ છે ત્યારે નાહક ખોટા ફીરકાઓમાં રહીને પોતાની ઝીંદગી બરબાદ કરવામાં તથા આખેરતની સઝાને લાયક થવામાં કાંઈ દાનેશમંદી છે?

હઝરત મીરઝા સાહેબ છેક ૭૫ થી ૭૬ વરસની લાંબી જીંદગી ભોગવી ૧૯૦૮ માં ખુદાની રહેમતે પોહતા. ખુદાતઆલાએ એઓને લગભગ ૩૦ વરસ આગમજ જાહેર કરયું હતું જે એઓની ઉમર નજદીક ૮૦ વરસની થશે. જે વખતે એઓને જાથુકની બે બીમારીઓ બી હતી. શું કોઈ ૪૦–૪૫ વરસનો બીમાર શખસ એ કહી શકે કે હજી તે ૩૦–૩૫ વરસની વધુ ઝીંદગી ભોગવ્યા વગર મરણ પામનાર નથી. અને તે બાબદ પ્રગટ બી કરી આપવાની હીમત બી કરી શકે જ્યારે તે હકીકતમાં એક સદંતર ઠગારો

શખસ હોય અને ખુદાના પ્રતીનીધી હોવાનો ખોટો દાવો લઇ બેઠો હોય જ્યારે દુન્યાનો કોઈ બી ઇનસાન ગમે તેવો તંદરોસ્ત હોય છતાં પોતાની ઝીંદગીનો એક પલવારનો બી ભરોસો રાખી શકતો નથી ? વલી એઓની વફાતનો વખત નજદીક આવ્યાથી ખુદાતઆલાએ એઓને આગમજથી ઇલહામ મારફતે ચેતવ્યા જેથી એઓએ એ બીના બી જાહેર કરી પોતાની જમાતને નસીહત આપનારો એક વસ્યતનામો લખી પ્રગટ કરી આપ્યો. અને પછી બહેસ્તનશીન થયા. અને પોતા પાછલ લગભગ ૪ લાખ ચુસ્ત મોઅમીનોની જમાત મુકી ગયા. જે સંખ્યા હાલ વધીને લગભગ ૫ લાખની થવા આવી છે.

એઓ પછી આગલા ઝમાનામાં જેવી રીતે હઝરત રસુલુલ્લાહ (સ) બાદ ખલીફાઓનો સીલસીલો શરૂ થયો તેવીજ રીતે એઓની બીજીવારની પધરામણી બાદ બી તેજ સુંનત ખુદાતઆલાએ જારી રાખી. અને એઓની જમાતના વડા તરીકે ઇસલામીઓમાં એક મહા વીદ્વાન તરીકે મશહુર થયલા બુઝરગ મૌલાના મૌલવી હાજી નુરૂદીન સાહેબ જેઓ હઝરત મીરઝા સાહેબની ખીદમતમાં જાનમાલથી ફીદા થયા હતા તેઓને ખુદાતઆલાએ પહેલા ખલીફા તરીકે નેમ્યા. એઓ ૧૯૧૪ માં ખુદાતઆલાની રહેમતે પોહતા બાદ હઝરત મીરઝા સાહેબના સાહેબજાદા હઝરત મીરઝા બશીરૂદીન માહમુદ આહમદ સાહેબ ખુદાના કરમો ફઝલથી આહમદી જમાતના બીજા ખલીફા થયા. એઓ રગેરગ પોતાના માનવંત પીદરના જેવા ભલા અને લાયકીવાળા ગ્રહસ્થ છે જે એઓના નુરાની ચેહરા પર ફક્ત એકવાર નઝર નાખ્યાથીજ કોઈ આસાનીથી સમજી શકે છે. એઓ કલાકોના કલાકો સુધી ઉભા રહીને એવા અસરકારક અને ખુદાની મારેફત ભરેલા રૂહાની ભાષાણો આપે છે જે કોઈ એક વારબી સાંભળે તો તેની ખાત્રી થઈ જાય કે તે ખુદાની ખાસ ગેબી બક્ષેશનેજ આભારી છે તેવીજ રીતે તેઓ ઘણુ કરીને દરરોઝ સાંજના કાદયાન ખાતે રહેનારી આખી જમાતને એકઠી કરી કોરાને શરીફનો દરસ આપે છે જ્યારે તેઓનુ પઢવું અરથ સમજાવવું

તફસીર બ્યાન કરવું ખરેજ સાંભળનારને માટે ખુદા તરફની એક નેઅમત છે. એઓને ખાવાની તથા સુવાની બી ભાગ્યેજ ફુરસદ થતી હશે હમેશા પાંચો વખતની નમાઝ પોતે જમાતને પઢાવે. તે પછી દીની મસલા મસાએલના લોકો તરફથી સવાલ થાય તે સમજાવે. દેશ પરદેશ ખાતે રહેનારા આહમદીઓ તથા અનજુમનો તરફથી કાગળ પત્રો આવે તે પોતે વાંચે પછી તેના જવાબો લખે યા લખાવે જાત પરજાતના લોકો પોતાના સારૂ દુઆ કરવાની અરઝ કરે કેમકે એઓ મારફતે કરાવેલી દુઆઓ ચમતકારીક રીતે કબુલ થઈ જાય છે તેની ખાસો આમને ખાત્રી થઇ ગઇ છે. દુઆ કરવાનુ કામ કાંઈ આસાન નથી ખરા અંતકરણથી હુઝુરે દીલથી જેણે દુઆ કરી હોય તેજ સમજી શકે કે તેમાં કેવી ઝહેમત છે. ઉપરાંત બીજુ મહાભારત કામ એઓએ ઉપાડયું છે તે એ છે જે કોરાને શરીફનો અંગ્રેજી તરજુમો પોતાની દેખરેખ હેઠળ બાહોશ ઉલમાઓ મારફતે એવી ઉમદા કીસમે તૈયાર કરાવે છે જે તેવું કામ આજ ૧૩૦૦ વરસ દરમ્યાન કોઇએ નથી કરયું. કોરાને શરીફનો અંગ્રેજી તરજુમો એમ તો કેટલાક યુરોપીઅનોએ કરયો છે પણ તેની તફસીર કરતી વખતે ઈસલામ તથા તેના માનવંત પેગમ્બરને તદન ખોટા તરીકે ચીતારયા છે. જેથી કોઈ બી વાંચનારના મનપર ઈસલામ વીસે તદન ખોટી અસર ઉતપન થાય કેમકે તેમાંજ તેઓના મઝહબની સલામતી છે ઈસલામમા બાહોશ ઉલમાઓએ અરબી ફારસી ઉરદુની મોટી મોટી તફસીરો લખી છે તેમજ અંગ્રેજીમાં બી એક બે શખસોએ તરજુમો કરયો છે પણ કોઇએ બી એઓના જેવી રીતે તેઓના ખોટારા ભરેલી તફસીર રદ કરી ખરો અર્થ અને ખરી તફસીર કે જેથી ઈસલામની ખરી ખુબી આસકાર થાય તેવું કામ આજદીન સુધી કોઇએ અંગ્રેજી ભાશામાં કરયું નથી કે જેથી અંગ્રેજી જાણનાર ગેરઈસલામી કોમ પર ખુદાની હુજત પુરી થાય તે કામ ખુદાના ફઝલથી એઓ મારફતે જારી થયું છે. એ કામ બહુ મહાભારત છે. આખું કોરાને શરીફ ૩૦ ભાગોમાં તૈયાર થશે. જેના સારૂ ખાસ સુંદર અરબી ટાઇપો બનાવ્યા છે અને ઉચાર અંગ્રેજીમાં આપ્યા છે કે જેથી

અંગ્રેજી જાણનાર શખસ અરબી વાંચી બી શકે. એનો પહેલો ભાગ હાલમાં બાહેર પડયો છે જે મગાવી જોવાથી ખાત્રી થશે કે કેવું ભારે કામ કેવી સફાઇથી કેટલા મોટા ખરચે અને ઝહેમત સાથે તૈયાર કરવામાં આવે છે શું આખી ઇસલામી આલમમાં કોઈ બી એવો ફીરકો છે જે તન મન અને ધનથી રાત દાહડો ઈસલામી ખીદમત કરવામાંજ રોકાયલો હોય ? જયારે આહમદી ફીરકા સીવાય બીજો કોઇએ નથી તો એજ ઇસિલામનો સાચો ફીરકો છે તે માનવામાં શું કોઇને હજી બી આંચકી લાગસે ?

એ સરવે કારોબાર એઓની દેખરેખ હેઠળ ત્યાંની બે અનજુમનો ( સદર અનજુમને આહમદીઆ તથા અનજુમને તરક્કીએ ઇસલામ ) મારફતે ચલાવવામાં આવે છે. આ જમાતના ગણત્રીના થોડાક શખસો મતફેરના લીધે આ જમાતથી મુરતદ થઈ ગયા તેથી આ ફીરકાના વીરોધીઓ મશકેરી કરે છે અને કહે છે જે અગર હઝરત મીરઝા સાહેબનો આ ફીરકો ખરો હતે તો તેઓની જમાતમાં મતફેર ન થતે. શું હઝરત રસુલુલ્લાહ (સ) બેહસ્તનશીન થયા બાદ રફતે રફતે ઈસલામીઓમાં મતફેર ન થયો ? શું તે વખતે સેંકડો લોકો મુરતદ ન થયા ? શું તેઓ જુદા જુદા ફીરકામાં વેહચાઈ ન ગયા ? શું તેથી હઝરત રસુલુલ્લાહ ( સ ) યા તેઓએ સ્થાપેલો મઝહબ ખોટો ઠરયો ? હરગીઝ નહી. આહમદીઓમાંથી મતફેરથી જુદા થયલા લોકો જેઓનુ મથક લાહોર છે હઝરત મીરઝા સાહેબને મસીહ તથા મહેદી તથા રૂહાની નબી તરીકે માને છે. એઓના પેહલેથી છેલ્લે સુધીના સરવે ફરમાનો ઉપર અમલ કરવાને બંધાયલા સમજે છે મુખ્ય ફરક એટલોજ છે કે તેઓ હઝરત મીરઝા સાહેબ પછી કોઇ ખલીફાની જરૂરત નથી ધારતાં. અગર એ લાહોરીઓનો વાંધો ખરો હતે તો તેઓની ફરઝ હતી કે જ્યારે પેહલા ખલીફા નેમાયા ત્યારેજ વાંધો લેવો હતો પણ તેઓ છ વરસ સુધી પેહલા ખલીફાને તાબે રહ્યા અને તેઓની વફાત પછીજ પોતાના અંગત કારણોસર જુદા પડયા અગર હઝરત મીરઝા સાહેબ પછી ખલીફાનુ સીલસીલો જારી

રાખવાનુ ન હતે તો હઝરત નુરૂદીન સાહેબ જેવા બાહોશ બુઝરગ પોતે હરગીઝ ખલીફા તરીકેનુ ઓધો ન સ્વીકારતે પણ એઓએ અનેક વખત ફરમાવ્યું છે જે "હું ખલીફતુલ મસીહ છું અને ખુદાએ મને ખલીફો બનાવ્યો છે." "હું હઝરત મીરઝા સાહેબનો ખલીફએ અવલ છું આહમદીઆ જમાતનો લીડર છુ" કોરાને શરીફથી સાબીત છે જે ખલીફો ખુદાની પસંદગીથીજ નેમાય છે અને કયામત સુધી ખલીફાનો સીલસીલો જારી રહેસે. તેવીજ રીતે હઝરત મીરઝા બશીરૂદ્દીન મહમુદ આહમદ સાહેબે સાફ ફરમાવી આપ્યું છે કે તેઓને ખુદાના રમાનથીજ ખલીફતુલ મસીહ સાની (એટલે હઝરત મીરઝા સાહેબના બીજા ખલીફા) તરીકેની જોખમદારી સ્વીકારવાની ફરજ પડી છે. શું ખલીફા તરીકેની જોખમદારી સ્વીકારવી કાંઈ આસાન કામ છે? જેટલી જંજાલ ફીકર જોખમદારી ખલીફાને માથે હોય છે તેટલી બીજા કોઈ પર નથી હોતી. જેઓએ ખીલાફતનો કારોબાર નઝરો નઝર જોયો હોય તેજ સમજી શકે કે એ કેવો જંજાલભરયો અને જોખમભરયો ઓધો છે.

અસલ બાબત એ છે જે લાહોરીઓને ગેરઆહમદીથી સદંતર જુદા થઇ પડવાની અઝમાઇશ ભારી લાગે છે. તેથી તેઓ બેઉ જમાતમાં શામીલ રહે એવી કોશેશ કરે છે તેથો ગેરઆહમદીઓને કહે છે જે "અમો તમોને ઇસલામથી ખારીજ નથી સમજતા" પણ અગર તેઓ તેમને ઇસલામથી ખરેખર ખારીજ ન સમજતા હોય તો તેઓ ગેર આહમદીઓ પછવાડે નમાઝ પડતે અને અગર તેઓ ગેરઆહમદીઓ પછવાડે નમાઝ પઢે તો તેઓ પછી આહમદી બી ન રહ્યા. કેમકે હઝરત મીરઝા સાહેબને માનનારાઓપર એજ તો સરવેથી પેહેલી ફરજ છે કે ગેરઆહમદીઓ પછવાડે નમાઝ ન પઢવી કેમકે તે લોકોએ એઓ પર કુફરનો ફતવો લગાડયો છે અને ખોટા દાવેદાર ઠડાવે છે તેથી હઝરત મીરઝા સાહેબ એઓ માટે ફરમાવે છે જે "**ખુદાના કલામથી જાહેર છે કે કાફર કહેનારાઓ તથા ખોટો પાડનારાઓની પરવી" કરનારાઓ હલાક થયલી કોમ છે તેથી તેઓ એ લાયકના**

**નથી કે મારી જમાતમાંથી કોઇ શખસ તેઓ પછવાડે નમાઝ પઢે. શું ઝીંદો મુરદાની પછવાડે નમાઝ પઢી શકે છે? માટે યાદ રાખો કે જયારે ખુદાએ મને ચેતાવ્યું છે કે તમારા પર હરામ છે અને સદંતર હરામ છે કે (તમે) કોઇ મુકફીર (કાફર કહેનાર) મુકઝીબ (ખોટો સમજનાર) યા મુતરદીદ (એઓના દાવા વીસે શક રાખનાર) ના પાછલ નમાઝ પઢો બલકે જોઈએ કે તમારો તેજ ઇમામ થાય જે તમારામાંથી હોય એનીજ તરફ બુખારીની હદીસની એક ભાગમાં ઈશારો છે જે ઇમામ કુમ મીન કુમ એટલે મસીહ નાઝીલ થાય ત્યારે તમોને બીજા ફીરકાઓને જેઓ ઇસલામનો દાવો કરે છે (તેઓને) સદંતર છોડી દેવા પડશે."**

વલી તેઓ ફરમાવે છે "**તમો (એ આહમદી જમાત) અગર ગેર આહમદીઓમાં મીલતા જુલતા રહેશો તો ખુદા તઆલા જે ખાસ નઝર તમારીપર રાખે છે તે ન રાખશે પાક જમાત અલગ થાય તેમાંજ તરકકી થાય છે**"

આ પરથી જણાશે જે ગેર આહમદીઓ ખુદાની નઝરમાં એક ગઝબ પામેલી કોમ ઠરી છે જેવી રીતે યાહુદીઓ ઈસા (અ) નો ઈનકાર કરી મગઝુબે અલયહીમ થયા છે તેથી તેઓ ખુદાની નઝરમાં ઈસલામથી ખારીજ થયલા છે જેમકે હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે "**ખુદાતઆલાએ મને જાહેર કરયું છે કે દરેક શખસ જેને મારી દાવત (દાવાની ખબર) પોંહચે અને તેણે મને કબુલ નથી કરયો તે મુસલમાન નથી**" કેમકે ઈસલામીઓમાં ખોટા અકીદા પેવસ થયલા છે જેથી ઈસલામની ખરાબી થાય છે તે દુર કરવા હઝરત મીરઝા સાહેબ ખુદાના પ્રતીનીધી તરીકે જાહેર થયા છતાં એઓનો ઈનકાર કરી પોતાનાજ ખોટા અકીદા પર તેઓ ચીટકી બેઠા છે જે માટે હઝરત મીરઝા

સાહેબ ફરમાવે છે "**સારાંશ એવી તરેહની ઘણી વાતો છે કે જે ( ગેર આહમદી ) લોકોમાં જણાય છે જેથી ખુદાતઆલા નારાઝ છે અને જે ઈસલામી રંગથી વીરૂધ છે એ કારણસર અલ્લાહતઆલા હવે એ લોકોને મુસલમાન નથી સમજતો જ્યાં સુધી કે તેઓ તે ખોટા અકીદા છોડી સાચી રાહ પર ન આવી જાય અને એજ કારણસર ખુદાતઆલાએ મને નેમ્યો છે કે હું એ તમામ ખોટારા દુર કરીને અસલ ઈસલામ દુન્યામાં પાછો કાયમ કરૂં**"

આ પરથી સાફ સાબીત થાય છે જે ઈસલામીઓ હઝરત મીરઝા સાહેબનો ઈનકાર કરી ખુદાનો ગઝબ પોતાપર ઓઢી લીધો છે તેથી ખુદાતઆલાએ પોતાના પ્રતીનીધીના મારફતે સ્થાપેલા ખરા ફીરકાને બીજા સરવે ફીરકાઓથી જુદો કરયો છે અને તેઓ સાથે નમાઝ વગેરે દીની મામલાનો કશો સંબંધ રાખવાનુ હરામ ઠડાવ્યું છે છતાં જે લાહોરીઓ તેઓ સાથે તે સંબંધ રાખે તે આહમદીજ નથી તેથીજ તેઓ હઝરત મીરઝા સાહેબના ફરમાનોની ખરી પૈરવી કરનારી જમાતથી મુરતદ થઈ ગયા પણ તે પછી રફતે રફતે તેઓમાંના ઘણાઓએ પોતાની ભુલ જોઈ લીધી અને તોબા કરી પાછા આ જમાતમાં શામીલ થઈ ગયા છે.

માટે જે ઈસલામીઓ દાએરે ઈસલામથી ખારીજ થવા ન ચાહતા હોય, ખુદાતઆલાની ગઝબ પામેલી જમાત માંહેલા થનારા ન ચાહતા હોએ તેઓએ આ સદીની શરૂઆતમાં જાહેર થયલા ખુદાતઆલાના પ્રતીનીધી હઝરત મીરઝા સાહેબના મસીહ અને મહેદીના દાવા પર ઈમાન લાવી ખુદાનો ખરો ઈસલામ દુન્યામાં ફેલાવનારી આહમદી જમાતમાં શામીલ થઇ હઝરત રસુલુલ્લાહ ( સ ) ના ઝમાનાના સહાબીઓના જેવો સવાબ હાંસલ કરો કે જે માટે ખુદ હઝરત રસુલુલ્લાહ ( સ ) એ ફરમાવ્યું છે જે— "**શાન તો એ છે જે નજદીક છે જે આ ઉમતની આખરમાં એક કોમ થશે જેના સારૂ સવાબ અવલના સહાબા**

**જેવા થશે જેઓ દીનનો હુકમ પોંહચવશે અને શરીઅત વીરૂધના કામો મના કરવા સારૂ ફીતના વાલાઓ સાથે લડશે "**

હવે એવી જમાતમાં ખરેજ જે અભાગ્યો હશે તેજ દાખલ થવાનો ઇનકાર કરશે કેમકે આ જમાતમાં ખુદાતઆલાના કોરાને શરીફના ફરમાનો અને હઝરત રસુલુલ્લાહ (સ) ની સુનત સીવાય બીજી ખોટી રસમો યા શરીઅત વિરૂધ અપાતા ફતવાઓ પર અમલ છેજ નહી. અને કોરાને શરીફથી સાબીત છે કે ખુદાતઆલા તરફ રૂજુ કરનારને માનવામાં કશો જોખમ નથી અગર તે દાવેદારનો પોતાનો દાવો ખોટો હશે તો તેનો ગુનાહ તેના ઉપર છે. જેની આપણે ખુદ ખુદાતઆલાના કલામોથી ખાત્રી કરી લીધી છે માટે હવે કોઇબી ઇસલામીને કશો ખરખરો યા છટકવાનો બાહનો રહોજ નહીં. છતાં દુન્યાદારીના લીધે બીહશો તો ખુદાથી ન ડરી લોકોથી ડરવાનો ગુનાહ એટલે ખુદાનો ડર કરતાં લોકોનો ડર વધુ સમજવાનાં શીરકના ગુનાહમાં સપડાસો. જુઓ દુન્યા શરૂ થઇ છે ત્યારથી ખુદાતઆલાની અઝમાઇશ હર ઝમાનામાં ચાલુ રહી છે તે કયામત સુધી ચાલુ રહેશે ત્યારે શું ખુદા આપણને છોડી દેશે? બલકે તેણે સાફ જાહેર કરી આપ્યું છે જે જેવી અઝમાઇશ આગલા લોકોની લેવાઈ છે તેવી આપણી બી લેવાશે. ત્યારેજ તો સારો નરસો બદલો આખેરતમાં અપાઇ સકાય. અને તે આદીલ હોવાથી શરૂઆતથી આખર સુધી એકજ નિયમ પર અપક્ષપાત રીતે અદલ કરે છે. માટે એ સરવે બાબતો ઉપરથી ધડો લઇ આ પાણીના પરપોટા જેવી જીંદગી ખુદા ખાતર વકફ કરી આપવી જોઇએ કે જેવી રીતે આગલા મોઅમીનોએ કરયું ત્યારેજ આખેરતનો અમ્મર સુખ હાંસલ કરી સકાશે.

એ ખ્યાલ ન કરો કે દુન્યાનો મોટો ભાગ ત્યારે શા માટે માનતો નથી. દુન્યાનો મોટો ભાગ સદંતર ખોટે રસ્તે છે જેની સાબેતીમાં ખુદાતઆલાના ફરમાવે છે જે **" અને જેઓ પૃથવી**

**પર છે તેઓમાંના ઘણાખરા પ્રમાણે જો તું ચાલીશ તો તેઓ તને ખુદાના રસ્તાથી આડે માર્ગે લઈ જશે.**

( કુરાન પ્રકરણ ૬ આયત ૧૧૬ )

કારણ કે દુન્યાનો મોટો ભાગ દુન્યાદારી કામો તથા મોજ-શોખમાં ચકચુર છે તેઓને મઝહબના નામનોજ કંટાલો છે જે થોડો ભાગ મઝહબ તરફ ધ્યાન આપે છે તે ફકત પોતાના વડવાઓથી ઉતરી આવેલી ખોટી રસમોનેજ ખરો મઝહબ સમજી બેઠા છે અને જુદા જુદા ફીરકાના ધરમગુરૂઓ તથા આલીમોના હાથમાં ફસાયલા છે. તેઓ ખુદાતઆલાના અસલ ફરમાનો જાણુવા તપાસવા યા અમલ કરવાની દરકાર કરતા નથી તેથીજ ખુદાતઆલા વળી ફરમાવે છે “ **અને બેશક અમે દોઝખ માટે ઘણા ખરા જીન્નાત અને ઈનસાનો પેદા કરયા છે તેઓને એવા અંતકરણ છે તે વડે તેઓ કંઇ સમજતા નથી. અને તેઓને એવી આંખો છે કે તે વડે તેઓ જોતા નથી અને તેઓને એવા કાનો છે કે તે વડે તેઓ સાંભલતા નથી. તેઓ ઢોર જેવા છે બલકે તે કરતાં વધારે ખોટે રસ્તે ગયલા છે. તેઓ ગાફેલ માણસો છે.** ( કુરાન પ્રકરણ ૭ આયત ૧૭૮ ).

ખુદાતઆલાનો ઉપલો કલામ કેવા ખરો છે તે જુઓ કે દુન્યામાં સૌથી મોટો ખીસ્તીઓનો ટોલો એક આજીઝ ઈનસાનને ખુદા સમજી પરસ્તીશ કરે છે હીંદુઓનો બી કેવો મોટો ટોલો છે તેઓ બી પથરની મુરતીઓ બનાવી પુજે છે તેવી રીતે બીજી નાહની નાહની કોમો સુરજ ચંદ્ર તારા આતશ પાણી ઈનસાન વગેરેને પુજે છે સીજદા કરે છે. તેવીજ રીતે ઇસલામીઓ બી વફાત પામેલા બુઝરગો તથા ઈમામો મારફતે મદદ માંગે છે દુર દુર વેર જહેમત ઉપાડી તેઓની કબરો પાસે જાય છે સીજદા કરે છે. માનતાઓ કરે છે વરસે વરસ ઉરૂસ થાય છે કોઈ નાહનો બી ગામડો હશે ત્યાં બી એક બે કબરને પકડી લોકો બેઠા હશે. જ્યારે

ખુદા ફરમાવે છે "**અને ખુદા સીવાય જેઓને તમો પુકારોછો તેઓ ખજુરના ઠલીઆ ઉપરના પડ જેટલી બી શકતી નથી રાખતા જો તમે તેઓને બોલાવો તો તેઓ તમારૂં બોલવું સાંભલશે નહી અને જો તેઓ સાંભલે તો તેઓ તમને જવાબ દેસે નહી. અને કયામતના દીને તેઓ તમારા સુશરીકપણાનો ઈનકાર કરશે અને તને દાના ખુદા જેવી કોઈ ખબર આપશે નહી.** (કુરાન પ્રકરણ ૩૫ આયત ૧૪)

આપણે આગળ કોરાને શરીફની આયતો વાંચી આવ્યા છૈએ જે કયામતના દીને ઇસા (અ) ખુદાતઆલાને જવાબ દેશે જે જ્યારે તેં મને વફાત આપી તે પછીના મારી ઉમતના હાલથી હું વાકેફ નથી ત્યારે એ ઇસલામીઓ જેઓ જુદી જુદી કબરોને પકડી બેઠા છે તથા ઈમામો અને બુઝરગોથી મદદ માંગે છે તે શું ખુદાતઆલા ના પેગમ્બર કરતાં તેઓને અફઝલ સમજે છે જે તેઓ દુન્યાની સરવે ખબરો સાંભળી ખુદા પાસે તેઓની સીફારશ કરે ? શું કોઈ પ્રજા એ હીમત કરી શકે કે કોઇ પાદશાહની સાંબે તેના વઝીરને એ કહે જે મારૂં ફલાનુ કામ કરાવી આપો હું તમને નઝરાનુ મોકલીશ ? માનતા કરનારાઓનો આબાદ એજ દાખલો છે કે ખુદાની સાંબે તેઓ બુઝરગોને કહે છે જે તમો ખુદા પાસે અમારી સીફારશ કરો અને અમારૂ કામ કરાવી આપો તો તમારા સારૂ અમે ફલાની ફલાની નઝર ન્યાઝ કરીશું. શું ખુદા સાંભળતો નથી કે જે નથી સાંભળતા તેઓ પછવાડે હેરાન થાઓ છો ? જ્યારે ખુદાતઆલાએ કોરાને શરીફનાં પેહલાજ પ્રકરણમાં સુરે ફાતેહામાં એ કહેવાની તાલીમ આપી છે જે **અમો તારીજ બંદગી કરયે અને તારાથીજ મદદ માગયે.** પણ ઘણા ખરા લોકો જ્યારે અર્થજ નહી સમજે તો અમલ કેમ કરી સકે ? જ્યારે અર્થ સમજનારા આલીમો તેઓને તેજ ખોટારામાં રહેવા દે છે કેમકે તેઓને તેમાંજ લાભ છે. અગર આલીમો ઇસલામની ખરેખરી ખીદમત કરનારા હતે તો શું તેઓ એવા અઝીમ ગુનાહથી તેઓને ન

રોકતે? બલકે આલીમો બી હાલના ઝમાનામા નામનાજ છે. તેઓ પોતેજ એવા કામને સવાબે દારેન સમજે છે. એવી અફસોસકારક હાલત ઇસલામની થઇ પડી છે. તેજ મુજબ શીઆ કોમમાં મોહર્રમ માસમાં તાબુતો બનાવવામાં આવે છે ઘરેઘર અલમ બેસાડવામાં આવે છે તેઓને સીજદા થાય છે માનતાઓ થાય છે બારે માસ હઝરતે ઇમામ હુસેન (અ) ની માતમની મજલીસો થાય છે. શું ઇસલામમાં એઓજ એક શહિદ થયા છે જે તેઓના સારૂ કયામત સુધી માતમ ચાલુ રાખવાનો રિવાજ જારી રાખ્યો છે? શું હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં હઝારો મોઅમીનો શહીદ ન થયા? શું તેમાં ખુદ હઝરત રસુલુલ્લાહ (સ) ના અતલગના સગાઓ શહીદ ન થયા હતા? શું તે ઝમાનામાં હઝરત રસુલુલ્લાહ (સ) તે શહીદોનો ગમ જારી રાખવા માટે તાબુતો તથા અલમ બનાવવાની સુનત જારી કરી હતી અને તેઓ માટે માતમની મજલીસો કયામત સુધી જારી રાખવાનો હુકમ ફરમાવ્યો હતો? ત્યારે શા માટે એવી ખોટી બીદઅતો કાહડી ખુદાના ગુન્હેગાર થાઓ છો? નેકબખ્ત ચાશહીદ થનારાઓ તો ખુદા પાસે શહાદતનો એવો દરજ્જો જોય છે કે તેઓ ફરી ફરીને દુન્યામાં આવી શહીદ થવાની ખાહેશ રાખે છે જે સુની શીઆઓની હદીસોથી સાબીત છે જેમકે હઝરત રસુલુલ્લાહ ( સ ) ફરમાવે છે જે "**કોઇ જીવ મરી જાય અને તેને માટે અલ્લાહને ત્યાં બહેતરી હોય તેને દુન્યામાં પાછો આવવાને સારૂં લાગતું નથી ફકત શહીદ શહાદતના ઉમદા મરતબો જોવાથી ખાહેશ કરે છે કે તે દુન્યામાં પાછો જાય અને દસવાર કતલ થાય.**"

જુઓ શહીદો તો દસવાર શહીદ થવાની પાછી આરજુ રાખે છે એટલા તેઓ શહીદ થવા માટે ખુશ છે જ્યારે શીઆઓ સાંબો અફસોસ અને માતમ કરે છે. એ તેઓની ખેરખાહી થઇ કે બદ ખાહી? હઝરત ઇમામ હુસેન અ. ની ખુશી અને ભલાઇમાં એઓનો દુશમન હોય તેનેજ **અફસોસ થાય. દાનેશમંદો જરા બીચાર તો**

કરો કે તમારા આલીમો તમોને કેવે આડે રસ્તે દોરવે છે. તેનું સબબ દેખીતુંજ છે કે માતમની મજલીસો થવાથી તેમને ખુબ કમાઈ થાય છે. ઈઝત ઉપરાંત રૂ. ૧) થી તે રૂ. ૫૦૦૦) સુધીની તેઓને એ માટે ફી મલે છે. જ્યારે ખુદ શીઆ હદીસોમાં દીની કામ માટે ઉજરત લેનારાઓને દોઝખની આગ પેટમાં ભરનારાઓ ઠેડવવામાં આવ્યા છે. પણ એ આલીમોને પુછવાની તાકાત કોણને છે? ફક્ત સદીની શરૂઆતમાં જાહેર થનાર ખુદાનો પ્રતીનીધીજ દરેક ફીરકાના ખોટારા બાહેર પાડવા માંડે તેથીજ તેને તોડી પાડવા સરવે ફીરકા વાલાઓ સાથે મલી કુફ્રનો ફતવો ઠોકી આપે. મોટા મોટા રદ લખે ખુબ ઠઠા મશ્કેરી કરે અને લોકોને તેના વિસે ખરાબ ખ્યાલ બેસાડવાના દરેક પગલા ભરે પણ સત્ય સુરજની માફક મોડે વેહલે ચમકી રહ્યા વગર રેહેતુંજ નથી. માટે ઓ ઈસલામીઓ ચેતો અને ખુદાનો ખરો ફીરકો કબુલ કરો અને તેમાં શામીલ થાઓ. તેમજ ઓ ગેર ઈસલામી કોમો તમારા અપુરણ મઝહબ છોડી સંપુરણ ખુદા પસંદ ઈસલામ મઝહબ કબુલ કરો. અગર તમારો મઝહબ કાયમ રહેનારો હતે તો તમારી પાસે ખુદાઈ ફરમાનોની કીતાબ સંપુરણ હાલતમાં જળવાઈ રહેતે તમારામાં ખુદા તરફના પ્રતિનીધીઓ જાહેર થઈ તમારામાં પેવશ થતી ખરાબીઓ દુર કરતે પણ જુઓ હઝારો વરસોથી તમારાંમાં ખુદા તરફથી કોઈ પ્રતીનીધી જાહેર નથી થતો અને કયામત સુધી કોઈ જાહેર થનારજ નથી. કેમકે તે સરવે મઝહબો બાતીલ થઇ ગયા. માટે ખુદાનો હુકમ માનો. જેવી રીતે તમોને તમારો મઝહબ છોડી ઇસલામ કબુલતાં ભારી લાગે છે તેજ મુજબ આગલા ઝમાનાના લોકોને ભારી લાગતું હતું અને તેવીજ રીતે ઇસલામીઓના જુદા જુદા ફીરકાને ખુદાના પ્રતિનિધી મારફતે સ્થાપવામાં આવેલો ફીરકો કબુલતાં ભારી લાગે છે. ભારી તો સરવેને લાગેજ. પણ ખુદાતઆલાની એવીજ રીતે અઝમાઈશ લેવાની મરજી છે તો તે માલકની મરજીને તાબે થાઓ. તમારા એકના હિમતી પગલાથી તમો તમારી ભલાઇ કરવા ઉપરાંત તમારા કુટુંબની તમારા સગાવહાલાઓની બલકે આ

ખી કોમની ભલાઇનો એક મારગ ખોલવાનો અઝીમ સવાબ હાંસલ કરશો. માટે તે અમ્મર સુખનો ખ્યાલ કરો કે જેના મુકાબલામાં આ ફાની જીંદગી દરયાના એક ટીપા જેવી છે. માટે ટીપામાં દેખાતા ખોટા સુખ માટે આખેરતના ખરા અને વગર હદના દરયા જેવો સુખ ન ગુમાવો.

આ ઝમાનાનો પ્રતિનિધી દુન્યાની તમામ કોમો માટેનો પ્રતીનીધી છે જેની વીગતવાર તફસીલ આપણે વાંચી આવ્યા છૈએ. ખુદાતઆલા આખી દુન્યાને એકત્ર કરવા માંગે છે. જ્યારે ખુદા એક છે તે આખી ખલકતનો એકલોજ પેદા કરનાર ખાલીક અને માલીક છે ત્યારે તે શા માટે પોતાના બંદાઓ સારૂ જુદા જુદા મઝહબ અને જુદા જુદા ફીરકા રાખે? માટે ગોર કરો અને આ અઝમાઇશમાંથી પસાર થવાની હીમત કરો. આખરે એક દીવસે મરવું તો છેજ. ત્યારે શા માટે ખુદાની રઝામંદી હાંસલ કરવા આ તકલાદી ઝીંદગી ખુદાની રાહમાં અર્પણ કરવાની હીમત નથી કરતા? જે કોઇ એવી હીમત કરવાની નીયત કરશે અને અને દરેક દુખ સબરથી ખમવા તૈયાર થશે તેને પછી આ દુન્યાનું કોઈ બી દુખ ભારી નથી. તે દુન્યાની સરવે મુસીબતને પછી તુચ્છ સમજશે. ખુદાતઆલા તેને એક નવી ઝીંદગી બખશશે કે જેથી તે આ દુન્યામાંજ બહેસ્તી ઝીંદગીનું સુખ હાંસલ કરવા શીખશે. આ કાંઇ ફક્ત મોહડેથી કહેવાની યા કાગળ પર લખવાની વાતો નથી પણ આ ઝમાનાના ખુદાના પ્રતીનીધીની એજ તો અસલ રૂહાની તાલીમ છે. પછી એવી ઝીંદગી હાંસલ કરનાર સાથે ખુદા વાતો કરે છે હીમત કરો અને અજમાવી જુઓ. એ માટે આ ઝમાનાના પ્રતીનીધીએ The Teachings of Islam નામની બુક લખી છે કે જેની જાહેર ખબર આ કીતાબની આખરમાં છે તે મંગાવી વાંચી જુઓ તેમાં એ બાબત વીગત સાથે દરશાવી છે અને એ દરજ્જો કેવી રીતે હાંસલ કરી સકાય તેની ઉમદા તાલીમ આપી છે. ખુદાતઆલા હરેક ઈન્સાનથી એવીજ ઝીંદગી ચાહે છે તે હાંસલ કરયા વગર જે મરે છે તે આ ઝીંદગીમાં આંધળો રહ્યો અને આખેરતમાંબી આંધળો.

હઝરત મીરઝા સાહેબ ફરમાવે છે "**હવે પછીની દુન્યાના સુખ અને દુખથી આ દુન્યાના મોટા ભાગના લોકો અજાણ છે. અને તે ભેદ ઘણા જુજ ને જાહેર કરવામાં આવે છે જેઓ પોતાને આ દુન્યામાં પોતાપર જાહેરી મોત આવે તે આગમજ મરેલા સમજે છે.**"

"**ખુદા તમારી આ દુન્યાદારી જીંદગીનો સ્વરૂપ પુરેપુરો બદલવા ચાહે છે અને તમારાથી આ દુન્યામાં તમોને જાહેરી મોત આવે તે આગમજ એક મોત માંગે છે કે જે પછી તમોને આજ દુન્યામાં એક નવી જીંદગી બખશશે**"

"**મુબારક છે તે શખસ કે જે ખુદા ખાતર પોતાના નફસ સાથે જંગ કરે છે અને અભાગ્યો છે તે શખસ કે જે પોતાના નફસ ખાતર ખુદા સાથે જંગ કરે છે**"

ખુદાતઆલાએ જેને આ ઝમાનાનો પોતાનો મહાન પ્રતીનીધી બનાવ્યો તેવા તેના વલીનો ઈનકાર કરવો તે ખુદાતઆલા સાથે જંગ કરવા બરાબર છે જે હઝરત રસુલુલ્લાહ (સ) ની હદીસ શરીફ સહી બુખારી તથા શીઆઓની કીતાબોથી સાબીત છે જે "**અલ્લાહ ફરમાવે છે જેણે મારા વલીની હલકાઈ યા દુશમની કરી (યાને તે ખોટા છે સમજી ઈન્કાર કરયો) તો બેશક તે મારી સાથે લડવા નીકલ્યો.**"

ઈસલામીઓના દરેક ફીરકામાં જન્મ મરણ લગન વગેરે દરેક બાબતમાં હીંદુઓ જેવી ખોટી રસમો પેવસ થઇ ગઈ છે. જ્યારે સુધરેલા કહેવાતા ઈસલામીઓ યુરોપીઅનોની ખોટી રસમોની નકલ કરી પોતાની આખેરત બગાડે છે એ સરવે પરીણામ દેખાદેખી અને સોબતથી નીપજયું છે. જ્યારે ખુદાતઆલાએ કોરાને શરીફમાં હઝરત રસુલુલ્લાહ (સ) ને ઈનસાનો માટે એક નમુનો જાહેર કરયો છે અને એઓનાજ પગલે ચાલનારની નજાત જાહેર કરી છે. પણ લોકો ખુદાતઆલાના અસલ ફરમાનો જાણવાની દર-

કારજ ક્યાં કરે છે જે તેના પર અમલ કરે! ઈસ્લામીઓ પોતાના માલ મીલકતની વેહચણીનુ વસ્યત બી રસમ પ્રમાણે કરે છે અને ખુદાના કોરાને શરીફમાં ફરમાવવા મુજબ વસ્યત નથી કરતા જેમકે ખોજા મેમણ વગેરે કોમો એ પોતા સારૂ હીંદુ લૉ મુકરર કરાવ્યો છે. શું એ લોકોને આખેરતનો બીલકુલ ડર નથી? જુઓ હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે **"કેટલાક મરદ ઓરત ૬૦ વરસ સુધી ખુદાની ઈબાદત કરે છે ફરી મોતનો વખત આવે છે ત્યારે શરીઅત વીરૂધ વસીઅત કરી દોઝખને લાયક બને છે"** જુઓ ખોટા ફીરકામાં રહી ૬૦ વરસ સુધી ઈબાદત કરશો છતાં દોઝખી ઠરશો ત્યારે શા માટે તમારી ઈબાદત બરબાદ કરોછો શા માટે કોરાને શરીફમાં ફરમાવવા મુજબ "કુનુ મએ સાદેકીન" સાચાઓની જમાતમાં શામીલ થતા નથી? ખુદાના પ્રતીનીધી મારફતેજ સ્થાપવામાં આવેલી આહમદી જમાતમાંજ સરવે અમલ કુરાને શરીફ તથા હદીસ શરીફ મુજબ છે. એઓની જમાતમાં મુશરીકો વાલી ખોટી રસમો છેજ નહી સરવે અમલો હઝરત રસુલ્લુલ્લાહ (સ) ની સુંનત મુજબ બજાવવું પડે છે. વસ્યત બી તેજ મુજબ કરવા બંધાવવું પડે છે. જ્યારે ઈસલામના બીજા ફીરકાઓમાં પેહલેથી છેલ્લે સુધી સરવે ખોટી રસમો છે જમાતના આગેવાનો તે જાણવા છતાં આંખ વીચામણા કરે છે બલકે કોઈ મોટા લોકોને ત્યાં કારજ હોય તો જાતે હાજરી આપી એવી બીદઅતોને ઉતેજન આપે છે જ્યારે હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવે છે **"દરેક બીદઅત ગુમરાહી છે અને દરેક ગુમરાહીનો ઠેકાણો આગ છે"** અને એવી બીદઅતો ને ઉતેજન આપનારને લાનત ફરમાવી છે.

આટલું સમજાવા છતાં જે ઈસલામીઓ પોતાનીજ ખોટી રસમો અને ખોટા અકીદાવાલા ફીરકામાં ચીટકી બેસસે તે મગઝુબે અલયહીમ એટલે ખુદાની ગઝબ પામેલી કોમ માહેલા કેહવાશે જેવી રીતે યાહુદીઓ કહેવાય છે અને ઈસલામીઓ બી તેવા ન બને તેવી ખુદાતઆલાએ સુરે ફાતેહામાં તાલીમ આપી છે છતાં

કોઈ ખુદાતઆલાની એ ચેતવણીની દરકાર ન કરે તે કયામતના દીને ખુદાતઆલાને જવાબ આપવા તૈયાર થઈને રહે.

દુન્યાના લોકો જ્યારે એવી ખરાબીઓમાં ફસાયલા રહે છે ત્યારેજ ખુદાતઆલા તેઓને રાહપર લઈ આવવા પોતાના પ્રતીનીધીને મોકલે છે ત્યારે જેને આખેરતનો ડર હોય છે તે દુન્યાની પરવા કરવા વગર તેને તાબે થાય છે પણ જેઓને આખેરતનો ડર નથી હોતો તે પોતાનીજ તકોબરી અને દુન્યાદારીમાં મસ્ત થઈને તેનો ઈનકાર કરી બેસે છે તેવાઓનો કયામતના દીને કેવો હાલ થશે તે વીસે ખુદાતઆલાએ આગલથી ચેતવણી બી આપી રાખી છે જેમકે તે કોરાને શરીફમાં ફરમાવે છે **"જે વખતે (ઇનકાર કરનારાઓનુ) ટોલું (દોઝખમાં) નખાશે તેઓને તેનો દારોગો પુછશે શું તમારી પાસે કોઈ ચેતવણી આપનારો ન આવ્યો હતો? (ત્યારે) તેઓ કહેશે બેશક અમારી પાસે ચેતવણી આપનારો આવ્યો હતો પણ અમોએ તેને ખોટો પાડયો અને અમોએ કહયું "ખુદાએ કાંઈ ચીઝ નાઝીલ કરી નથી (તમોને ખુદાએ નથી મોકલ્યા) અને તમો મોટી ગુમરાહીમાં છો." અને તેઓ (દોઝખીઓ) કહેશે અગર અમે તેનુ (ચેતવણી આપનારનુ) સાંભલતે ને સમજતે તો આજે અમો આગમાં રહેનારા ન થતે પછી તેઓ પોતાના ગુનાહોનો એકરાર કરશે (છતાં માફી ન મલસે) અને દોઝખીઓ સાથે દુર કરવામાં આવશે.**

(કુરાન પ્રકરણ ૩૫ આયત ૩૫-૩૬)

**"અને જે લોકોએ ઈનકાર કરયું છે તેઓ વાસ્તે જહનમની આગ છે (ત્યાં તેઓને) મોત નથી કે તેઓ (અઝાબથી બચવા) મરી જાય અને (તેમ) તેઓ પરથી અઝાબ ઓછો કરવામાં ન આવશે. અમો દરેક ઈનકાર કરનારાને એવોજ બદલો આપ્યે છીએ. અને તેઓ (દોઝખમાં) રડીને**

**પુકારશે કે અએ અમારા પરવરદીગાર તું અમોને બાહેર કાઢ કે અમે નેક અમલ કરયે (જેવા આગલ) અમે અમલ કરયા હતા તેવા નહી (કરશું) (ખુદાતઆલા ફરમાવશે) શું મે તમોને પુરતી ઉમર ન આપી હતી કે જે કોઈ નસીહત લેવા ચાહતે તો લઇ સકતે ને તમારી પાસે ચેતવણી આપનાર આવ્યો (તેને માની લેતે) માટે તમે હવે અઝાબ ચાખો."** (કુરાન પ્રકરણ ૬૭ આયતો ૮ થી ૧૧)

હવે ખુદાતઆલાના આવા ખુલ્લા કલામ ઉપરાંત શું દાનેશમંદ વાંચનારને સમજાવવાની હજી બી કાંઈ જરૂર છે?

જેઓને ખુદાના કલામ પર ઈતબાર હોય અને આખેરતના અઝાબનો ડર હોય તે આ સાથે જોડેલા બઈઅતના ફારમો ભરી ખુદાતઆલાના પ્રતીનીધીએ સ્થાપેલી જમાતના વડાને કાદયાન ખાતે મોકલી આપે એક ફારમ તમારા તથા તમારા કુટુંબ સારૂ છે બીજો ફારમ તમારા સગાવાહલા યા દોસ્તોને હક મઝહબ અને હક ફીરકાનો અહેવાલ સમજાવી તેઓ મારફતે ભરાવો કે જેથી તેઓની બી આખેરત સુધરે અને તેનો સવાબ તમને બી મલે.

છેલ્લે દરેક વાંચનારની ખીદમતમાં આ આજીઝ ખાકસારની અદના અરઝ એ છે જે એ કીતાબ એક નહી પણ અનેકવાર ગોરથી વાંચો. દોસ્તોને વંચાવો. અને ખુદાનો હક મઝહબ અને હક ફીરકો હાંસલ કરયા વગર નચીત ન રહો. જે કોઈ ખરાદીલથી હકનો તલબગાર હશે તેને ખુદાતઆલા હક રસ્તો જરૂર દેખાડશે માટે હમેશા આજીઝીથી ખરા અંતકરણથી ખુદાતઆલાથી રડી રડીને દુઆ ચાહો તો ઈનશા અલ્લાહ જરૂર સત્ય ખુલી જશે. હઝારો લોકો એજ રવેસે એ ખુદાઈ સીલસીલામાં દાખલ થયા છે તે મુજબ તમો બી દાખલ થઈ શકસો.

એ સરવે આલમોના પાક પરવરદીગાર એ રહમાનો રહીમ સરવે તારીફ તનેજ લાયક છે તુંજ આખેરતમાં તારી તમામ મખલુકાતનો ઈનસાફ કરનાર પાદશાહ છે એ કીતાબ લખવાની તારા ખાકસાર આજીઝ બંદાને તારાજ ફઝલો કરમથી તવફીક મલી છે અને તારાજ ફઝલથી તે પુરી થઇ છે. જે માટે તે તારા કરોડો શુકર અદા કરે છે અને ખરા અંતકરણથી તારી ખીદમતમાં દુઆ ગુજારે છે જે તારા નાચીઝ બંદાની કોશેશને કબુલ ફરમાવ અને ઈસલામી તથા ગેર ઈસલામી આલમના હકમાં એ તારી રહેમત થઈ પડે એવા એહસાનથી સરફરાઝ ફરમાવ. એ અમારા માલીક અમારા દીલોમાંથી દુન્યાના લોકોનો ડર દુર કર અને ફકત તારાજ એકલાનો ડર અમારા જીગરમાં મકમ રીતે ઠસાવ કે જેથી અમો તારા તથા તારા તમામ દુન્યા માટેના મહાન પેગમ્બર (હઝરત મહમદ મુસતફા (સ. અ. સ) જેઓ પર બેશુમાર દરૂદ હોજો) ના ફરમાનોને અમારી ગરદન નમાવી તાબે થઇએ આમીન સુમ્મ આમીન યા રબ્બીલ આલમીન.

ખાકસાર.

**અબદુલ્લાહ અલાદીનભાઈ આહમદી.**

તા. ક.

(ખુદાતઆલાના આ ઝમાનાના મહાન પ્રતીનીધી હઝરત મીરઝા સાહેબ જેઓ મહેદી અ. તરીકે જાહેર થયાં જેઓના દાવા તથા તાલીમ સંબંધી એઓના પોતાના મુબારક હાથના લખાણો જે Review of Religions માં પ્રગટ થયા હતા તે એક અમુલ્ય ખઝાનો છે. ખુદાના ફઝલો કરમથી આ આજીઝને તે ખઝાનો બી બાહેર પાડવાની તવફીક મલી છે. તેથી જે અંગ્રેજી જાણનારા સાહેબોને તે વાંચવાની ખાહેશ હશે તેઓને એક કારડ લખ્યાથી ખુશી સાથે ભેટ મોકલવામાં આવશે) **અ. અ**

# આહમદી જમાતમાં દાખલ થનારાઓ સારૂ બઈઅતનો ફારમ.

---

આલી જનાબ હજરત ખલીફતુલ મસીહ સાની હઝરત મીરઝા બશીરૂ-દીન મહમુદ આહમદ સાહેબ અસલામો અલયકુમ વ રહમતુલ્લાહ વબરકાતોહ મે / અમોએ આહમદયા જમાતની બઈઅતની શરતો અકીદા ઝરૂરી હીદાયત અને ફરજો વાંચી કબુલ કીધા છે (એના છુટા ફારમો અરબી–ઉરદુ–અંગ્રેજીમાં મળી સકસે જેની ઘણીખરી વીગત આ કીતાબમાં આવી ગઇ છે).

હું / અમે આ બઈઅતનો ફારમ ભરી સહી કરી આપ સાહેબની ખીદમ-તમાં મોકલી અરજ કરૂં છું / કરીયે છીએ કે મારી / અમારી બઈઅત કબુલ રાખશોજી "હું સાક્ષી આપું છું કે અલ્લાહ સીવાય કોઇ પુજ્ય નથી તે એકજ છે અને તેનો કોઈ ભાગીદાર નથી અને હું સાક્ષી આપું છું જે મહમદ (સ) અલ્લાહના બંદા અને રસુલ છે" (આ કલમો બે વાર પઢવો)

હું / અમો ______________ દીકરા / દીકરી ______________ના આજ દીને મહમુદના હાથ પર બઈઅત કરી આહમદયા સીલસીલામાં દાખલ થાઉં છું / થઇએ છીએ અને પોતાના તમામ થઈ ગયલા ગુનાહોની તોબા કરૂં છું / કરીયે છીએ અને ભવીશમાં બી હર કીસમના ગુનાહોથી બચવાની કોશેશ કરતો / કરતી / કરતા રહેવસ / રહીશું શીરક ન કરીશ / કરીશુ દીનને દુનયા પર સર્વોપરી રાખીશ / રાખીશું ઇસલામના તમામ હુકમો પર અમલ કરવાની કોશેશ કરીશ / કરીશુ કોરાને શરીફ તથા અહાદીસ શીખવા–

શીખવવા સાંભળવાની કોશેશ કરીશ/કરીશું ઇસ્લામનો ફેલાવો કરવા પોતાની પહેલી ફરજ સમજીશ/સમજીશું જે નેક કામ આપ મને/અમને બતાવશો તેમાં આપને બરાબર તાબે થઇશ/થઈશું હઝરત મહમદ મુસતફા (સ) ને ખાતમુન નબીઈન સમજીશ/સમજીશું અને હઝરત મસીહ મઉદના સચ્ચે દાવા પર ઇમાન રાખીશ/રાખીશું.

હું મારા તમામ ગુનાહોના મારા પરવરદીગાર અલ્લાહથી માફી માગુ છું અને તોબા કરૂં છું. ઓ મારા રબ મે મારા જાત પર ઝુલમ કીધો અને હું મારા ગુનાહનો એકરાર કરૂં છું. તું મારા ગુનાહો બખશ કેમકે તારા સીવાય કોઇ બખશનારો નથી. આમીન "–(ત્રણ વાર પઢવું.)

ઠેકાણું. (સહી.)

# આહમદી જમાતમાં દાખલ થનારાઓ સારૂ બઈઅતનો ફારમ.

---

આલી જનાબ હજરત ખલીફતુલ મસીહ સાની હઝરત મીરઝા બશીરૂદીન મહમુદ આહમદ સાહેબ અસલામો અલયકુમ વ રહમતુલ્લાહ વબરકાતોહ મે/અમોએ આહમદયા જમાતની બઇઅતની શરતો અકીદા ઝરૂરી હીદાયત અને ફરઝો વાંચી કબુલ કીધા છે (એના છુટા ફારમો અરબી–ઉરદુ–અંગ્રેજીમાં મળી સકસે જેની ઘણીખરી વીગત આ કીતાબમાં આવી ગઇ છે).

હું/અમે આ બઈઅતનો ફારમ ભરી સહી કરી આપ સાહેબની ખીદમતમાં મોકલી અરજ કરૂં છું/કરીયે છીએ કે મારી/અમારી બઇઅત કબુલ રાખશોજી "હું સાક્ષી આપું છું કે અલ્લાહ સીવાય કોઇ પુજ્ય નથી તે એકજ છે અને તેનો કોઈ ભાગીદાર નથી અને હું સાક્ષી આપું છું જે મહમદ (સ) અલ્લાહના બંદા અને રસુલ છે" (આ કલમો બે વાર પઢવો)

હું/અમો ............................ દીકરા/દીકરી ............................ના આજ દીને મહમુદના હાથ પર બઇઅત કરી આહમદયા સીલસીલામાં દાખલ થાઉં છું/થઇએ છીએ અને પોતાના તમામ થઈ ગયલા ગુનાહોની તોબા કરૂં છું/કરીયે છીએ અને ભવીશમાં બી હર કીસમના ગુનાહોથી બચવાની કોશેશ કરતો/કરતી/કરતા રહેવા... રહીશું ... કરીશ/કરીશું દીનને દુનયા પર સર્વોપરી રાખીશ/રાખીશું ઇસલામના તમામ હુકમ... અમલ કરવાની કોશેશ કરીશ/કરીશું કોરાને શરીફ તથા અહાદીસ શીખવા–

શીખવવા સાંભળવાની કોશેશ કરીશ/કરીશું ઇસ્લામનો ફેલાવો કરવા પોતાની પહેલી ફરઝ સમજીશ/સમજીશું જે નેક કામ આપ મને/અમને બતાવશો તેમાં આપને બરાબર તાબે થઇશ/થઈશું હઝરત મહમદ મુસતફા (સ) ને ખાતમુન નબીઈન સમજીશ/સમજીશું અને હઝરત મસીહ મઉદના સરવે દાવા પર ઇમાન રાખીશ/રાખીશું.

હું મારા તમામ ગુનાહોના મારા પરવરદીગાર અલ્લાહથી માફી માગુ છું અને તોબા કરૂં છું. ઓ મારા રબ મે મારા જાન પર ઝુલમ કીધો અને હું મારા ગુનાહનો એકરાર કરૂં છું. તું મારા ગુનાહો બખશ કેમકે તારા સીવાય કોઇ બખશનારો નથી. આમીન "—( ત્રણ વાર પઢવું. )

ઠેકાણું. (સહી.)

# Prophecies that All Men Should Know.



"A warner came into the world, but the world accepted him not; God, however, will accept him, and will show his truth by mighty attacks."

So said the word of God revealed to Ahmed, the Promised Messiah, about a quarter of a century ago, and we have witnessed the truth of these words times without number. Many are the prophecies which he made and which met with a remarkable fulfilment and numerous are the signs which God showed to establish his truth. Before there was any sign of plague in India, he predicted its outbreak in unmistakable language, and the whole world is a witness to the havoc which this pestilence has wrought on the soil of India. Similarly, he foretold that the earth was about to be visited by disastrous earthquakes some of which were to be unparalleled in their magnitude and destructivness, and need not remind the reader how true this prophecy has turned out to be. America has seen a sign of his truth in Dr. Dowie of Chicago who died a wreck in fulfilment of his prophecy. The political world has seen proofs of his truth in the rise of Japan into a power after the Russo-Japanese war, the annexation of Korea by Japan, the overthrow of the Shah and the setting in of an era of anarchy in Persia, the amendment of the Partition of Bengal on the memorable day of Royal Darbar at Delhi, and the defeat of

Turkey in Thrace and her subsequent victory over Bulgaria. The mighty attacks, however, by means of which the Almighty promised to demonstrate to the world the truth of His apostle have not yet come to end. The attacks still continue, and they will not cease until the world is shaken from its lethargy by means of terrible calamities foretold in the word of God revealed to the Promised Messiah. Sin and iniquity reign in the world, but the Holy Quran says: "We do not inflict punishment until We raise a Messenger." (xvii, 17). So in accordance with this law of His, He raised a Messenger who, among other warnings, issued the following warning to the world at large. This warning was published in the *Review of Religions* of October, 1906, under the heading "A Prophecy that all men should know." It runs thus:—

"Bear in mind that Almighty God has informed me of earthquakes in general. Know it for certain, then, that as earthquakes have come in America, Europe and Asia, in accordance with my former prophecies, more will yet occur in diverse places, some of which would be so severe that the destruction wrought by them will be unparalleled in the world's history and will remind men of the destruction of the judgment day. Death will make such havoc that streams of blood will flow. In fact, so great will be the destruction on the earth's surface as the world has not witnessed before. Many places shall be turned upside down and they would present such scenes of devastation that one would

think they had never been inhabited. Other calamities of a terrible nature from earth as well as heaven will come upon men, so that the wise men will be convinced of their extraordinariness. Then will men in great bewilderment begin to ask themselves, What was going to happen. Many shall be saved and many shall be destroyed. The days are near, nay they are at the door, when the world shall be an unparalleled scene of devastation. Not only will great earthquakes come, but other calamities from heaven and earth will also visit the earth. All this will be brought about because men have forsaken God and with all their heart and all their soul they are bent low upon the world. Had I not come, these calamities would also have been put off for a while, but with my appearance the secret designs of the wrath of God have been made manifest, for He says that 'punishment is not sent upon a people until a Messenger is raised.' Those who show fear before the calamity comes shall be shown mercy.

"Do you think that you can be saved by your own plans? That cannot be. Do not think that severe earthquakes have come in distant places in America and your country is safe, for I see that greater distress is in store for you. Thou, O Europe! art not safe, nor thou, O Asia! And ye that dwell in islands! no self-made deity will assist you on that day. I see cities falling down and I find inhabited places in ruin. The Omnipotent God has kept silence for a long time while detestable deeds were done in His sight, but now He will show His face

with great awe. Let him who has ears hear that that time is not distant. I strove hard to gather men under the protection of God, but it is necessary that the writing of Fate should be fulfilled. I say to you truly that the turn of this country is drawing near. The days of Noah will you again witness and the scene of Lot's land you will see with your own eyes. But God is slow in sending His wrath. Repent that mercy may be shown to you. He who forsakes God is a worm, not a man, and he who does not fear Him is dead, not living."

The prophecy was published in Urdu in the *Haqiqat-ul-Wahy*, and in English in *The Review of Religions* for October, 1906, and again in the *Review of Religions* for April, 1907, in an article dealing with the death of Dr. Dowie of Chicago. This article was also published in the form of a pamphlet which was broadly circulated both in Europe and America. It is hardly necessary for us to make any comments on the prophecy. What has occurred in the world since the prophecy was published has made its truth too clear to leave any room for doubt. The prophecy, for instance, predicted terrible earthquakes "some of which," it was said, "would be so severe that the destruction wrought by them will be unparalleled in the world's history." who is there that can deny the truth of the prophetic word? Have not disastrous earthquakes devastated various parts of the earth since the above prophecy was published, as they had done before the publication of the said prophecy in accordance with

his previous predictions and has not the destruction wrought by some of them been unparalleled in the world's history? Think, for instance, of the terrible upheaval of 20th December, 1908, which wiped out of existence the towns of Messina and Reggio de Celebria. Of this earthquake the *Pioneer* rightly remarked: "An unparalleled one, and as it has no precedent in magnitude, neither it is likely to have any sequel."

But Ahmed said: "Not only will great earthquakes come, but other calamities from heaven and earth will also visit the earth." He wrote: "Death will make such havoc that streams of blood will flow. In fact, so great will be the destruction on the earth's surface as the world has not witnessed before." And those terrible calamities were not to be long in coming. He said: "The days are near, nay they are at the door, when the world shall see an unparalleled scene of devastation." Can any person deny that these words have proved only too true. Already much havoc had been wrought during the war in Tripoli, the Balkan war, the Mexican war, the Chinese and the Persian Revolutions, but these horrible disasters have been eclipsed by the war which has now broken out in Europe. This calamity is the greatest one that has ever visited this earth. And God knows what is to come after. In short, the word of the Prophet has met with a terrible fulfilment and the fulfilment of his prophecy is one of the most powerful attacks by means of which God promised to show to the world the

truth of His holy Messenger. His prophecies show that the world is to witness great calamities and we publish this warning once more to call the attention of the world to the Messenger that appeared in this age in accordance with old prophecies, not only found in the Holy Quran and the Bible but also in the sacred scriptures of other religions.

We give below for the information of the public some other prophecies of Ahmed which have already been published in the pages of the *Review of Religions* from time to time.

1. In his work, the *Barahin-i-Ahmadiyya*, Part V, written in 1905, he depicted the coming disasters in an Urdu poem, which, translated into English prose, runs thus:

"Some time later on the world shall witness a sign which will shake towns, villages and meadows to the very foundations. The wrath of God shall change the face of earth and the naked shall not have time to tie his navel string.

"An earthquake shall suddenly bring a terrible shaking over men, trees, stones and seas.

"The earth shall turn upside down in the twinkling of an eye and streams of blood shall flow like the water of a rivulet.

"Those who had at night silver-white garment on will find themselves soaked in blood at dawn.

"Men shall lose their senses and birds their consciousness, and all pigeons and nightingales shall forget their warbling.

"The time and the hour is very hard on every wayfarer who will miss the way in utter helpness ness and total despair.

"With the blood of the dead the streams of the mountains shall become red like red wine.

"All men and spirits shall lose their presence of mind for fear and even the Tsar of Russia shall feel miserable at the moment.

"That heavenly sign will be a specimen of God's wrath, heaven shall direct its charges against the world with its drawn dagger.

"Don't deny this through impatience, O undiscerning youth because on it rests the truth of my claim.

"It proceeds from the revelation of God and shall certainly come to pass, but you must be patient for some time like the God-fearing."

2. On May 11th, 1906, he received the following revelation ;

"Ships sail about so that there may be duels."

3. On the 4th April, 1907, he received a revelation saying :—

In Europe and other Christian countries there will appear a plague which will be very severe."

4. On April 4th 1907, he received another revelation about the state of Afghanistan ;—

"In the state of Kabul there shall die about 85 thousand men."

Let the world wait for the fulfilment of these prophecies They come from the mouth of a prophet who, did not speak of his own accord, but spoke

only what was revealed to him from God and therefore they are sure to be fulfilled.

Persons desiring detailed information about Ahmad, the Promised Messiah or Islam should write to Mirza Bashir-ud-Din Mahmud Ahmad, son of, and second successor to the Promised Messiah at Qadian ( Punjab ).

## THE TEACHINS OF ISLAM.

BY

**MIRZA GHULAM AHMED.**

**The Promised Messiah and Mahdi, and Founder of the Ahmadiyya Movement, Qadian.**

This book deals with the following five fundamental doctrines of religion from the Muslim point of view ;—

(1) The physical, moral and spiritual condition of man. (2) the state of man in the after life, (3) the real object of the existence of man and the means of its attainment, ( 4 ) the effect of actions in the present life and the life to come, ( 5 ) the sources of Divine knowledge.

## OPINIONS.

**Late Count Tolstoy** expressed the following opinion on one of its parts:-"I approved very much two articles.-How to get rid of 'Sin' and 'Life to come.' The Idea is very profound and very true."

**Theosophical Book Notes:-**" The best and most attractive presentation of the faith of Muhamad which we have yet come across."

**The Indian Spectator:—**" An exposition of the teachings of the Koran in a very attractive form......there is nothing disputatious and nothing which is not drawn direct from the Koran."

**The English Mail**:—"A summary of really Islamic ideas."

**The Indian Review**:—"A very entertaining and pleasant reading, lucid, comprehensive and philosophical.........evokes admiration. The book deserves to be in the hands of every Muhammadan student and also in the libraries of those who wish to know something of Muhammadan religion."

**The Spiritual Journal, Boston**:-'Pure Gospel,'

**The Bristol Times and Mirror**.—"Clearly it is no ordinary person who thus addresses himself to the West."

**The Muslim Review**:—"The reader will meet with many true, profound, original and inspiring ideas which would interest the Muslims and non-Muslims alike. Strongly commended."

**The Scotsmen**:—"Sure of a welcome by the students of comparative religion."

**(No English knowing Muslim should be without a copy of this valuable book.)**

**Price 1-4-0. or 1 sh. 8 d. net.**

To be had from THE MANAGER,

"Review of Religions,"

QADIAN, India.

———:o:———

# હદીસોનુ સાંકળ્યું.

# ભાગ બીજો.



તમામ દુન્યા માટેના

મહાન

# પેગમ્બરના મુબારક ફરમાનો.



બીસમીલ્લાહ હીર રહમા નીર રહીમ

નહમદહુ નુસલ્લી અલારસુલહીલ કરીમ

## ઈસલામ

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

" ઈસલામ આ છે કે તું શાક્ષી આપે કે અલ્લાહ સીવાય કોઇ પુજ્ય નથી. અને મોહમદ (સ) અલ્લાહના રસુલ છે, અને નમાઝને કાયમ રાખે અને ઝકાત આપે અને રમઝાનના રોઝા રાખે અને બૈતુલ્લાહની હજ કરે જો તને તેના માર્ગની શકતી હોય તો " આ હઝરતે (સ) જીબરઇલ (અલે)ને ફરમાવ્યું જ્યારે તેવણુ એક ઈનસાનના રૂપમાં આવ્યા ત્યારે ફરી જીબરઇલે જવાબ આપ્યો સાચું કહ્યું. જીબરઇલે પુછયું હવે મને ઈમાન વીસે ખબર કરો હઝરત (સ) ફરમાવ્યું કે તે આ છે કે તું ઈમાન લાવે અલ્લાહપર તથા તેના ફીરેશતાઓ પર તથા તેની કીતાબોપર તથા તેનો પેગમ્બરોપર તથા

પાછલા દીવસ ( કયામત ) પર અને તું ઈમાન લાવે ભલી ને બુરી તકદીર પર જીબરઈલે જવાબ આપ્યો તેં સાચું કહ્યું. જીબરઈલે પુછયું હવે મને એહસાનની ખબર કરો હઝરતે ( સ ) ફરમાવ્યું તે આ છે કે તું તેની બંદગી એવી રીતે કરે જાણે કે તું તેને ( અલ્લાહને ) જુએ છે પણ જો તું તેને એવી રીતે જોઇ નથી સકતો તો એમ જાણ કે તે તને જુએ છે જીબરઇલે પુછયું હવે મને કયામતની ખબર કરો હઝરતે (સ) ફરમાવ્યું કે સવાલ થયલો તેના વીસે સવાલ કરનારથી વધારે જાણકાર નથી. ( પણ કેટલીક નીશાનીઓ જણાવી ).

( બુખારી અને મુસલીમ )

(૨) જે કોઇ સારી રીતે ઈસલામમાં આવ્યો ( એટલે ઝાહેર તથા બાતીનમાં મુસલીમ થયો ) તો જે તેણે કુફરમાં ( ગુનાહ ) કરયા તે ઉપર તે પકડાશે નહી. અને જેણે ઈસલામમાં બુરાઈ કરી તો આગલા પાછલા બંને ગુનાહોની પકડ થશે.

( બુખારી મુસલીમ )

(૩) જ્યારે તમારામાંના કોઇએ પોતાના ઈસલામને સણગારયું તો જે નેકી કરસે તે દસથી તે સાતસો ઘણી લખાશે અને જે બદી કરસે તે તેટલીજ લખાસે તે એટલા સુધી કે ખુદાની મુલાકાત કરે. ( બુખારી મુસલીમ )

## ઈમાન.

### હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—

ત્રણ ચીજો જેનામાં હશે તે ઈમાનનો મીઠાસ મેલવશે. (૧) તે શખસ કે જેની નજદીક અલ્લાહ તથા રસુલ સરવે જહાનથી વધારે પ્યારા હોય ( એટલે તેઓની ફરમાબરદારીમાં ) (૨) આ કે કોઈ શખસની સાથે મોહબત કરે તો તે અલ્લાહનેજ માટે કરે ( એટલે મોહબતમાં દુન્યાનો લગાવ રાખે નહી ) આ કે

અલ્લાહે કુફ્રથી છોડાવ્યા પછી તેમાં પાછુ જવાને જેમ આગમાં પડવું નાપસંદ કરે છે તેવી રીતે નાપસંદ જાણે ( એટલે આગની જેમ કુફ્રથી દુર રહે. ) ( બુખારી મુસલીમ )

(૨) તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે તમારામાંનો કોઈ પુરો ઈમાનદાર થતો નથી જ્યાં સુધી કે હું તેની નજદીક તેના બાપથી અને તેના છોકરાથી વધારે વાહલો ( ફરમાબરદારીમાં ) નહી હોઉં. ( બુખારી )

(૩) જેણે દોસ્તી રાખી કોઈ સાથે વાસ્તે અલ્લાહને અને જેણે દુશમની રાખી કોઈ સાથે વાસ્તે અલ્લાહને અને જેણે આપ્યું અલ્લાહને વાસ્તે અને જેણે ન આપ્યું અલ્લાહને વાસ્તે તો અલબતા તેણે પોતાનો ઈમાન બરાબર સાચવ્યો. ( અબુ દાઉદ )

(૪) એક ઈમાનદાર બીજા ઈમાનદાર માટે ઈમારત સરખો છે કે તેનું એક બીજાને પુસ્ટી આપે છે. ( બુખારી મુસલીમ )

(૫) ઈમાનવાલો ઈમાનવાલાનો ભાઈ છે. ( મુસલીમ )

(૬) તમારામાંથી કોઈનુંબી ઈમાન કામીલ ન થશે જ્યાં સુધી પોતાના મુસલમાન ભાઇ સારૂ તે ચીજને પસંદ ન કરો જે પોતાના સારૂ પસંદ કરો છો. ( મીશકાત )

(૭) જ્યારે નેકી કરવાથી તારૂં દીલ ખુશ થાય અને ગુનાહ કરવાથી નાખુશ થાય ત્યારે તું ( એમ સમજ કે તું ) ઈમાનવાલો છે. ( મીશકાત )

(૮) તમારામાંનો કોઈ બુરી વાત ( શરીઅત વીરૂદ્ધ ) જુએ તો તેને જોઇએ કે તે તેને પોતાના હાથથી બગાડે ફરી જો શકતી ન હોય તો ઝબાનથી ( તેની બુરાઈ લોકોને બ્યાન કરે ) ફરી જો શકતી ન હોય તો તેને દીલથી ( બુરૂ જાણે ) અને આ ( ત્રીજી બાબત ) ઘણો જઈફ ( નબલો ) ઈમાન

છે ( શરીઅત વીરૂદ્ધ કામને દીલથી બુરૂ ન જાણે તો તેનામાં કાંઈ પણ ઈમાન નથી. ) ( મુસલીમ )

(૯) નીરબલ ઈમાનદાર કરતાં મજબુત ઈમાનદાર અલ્લાહની નજદીક ઘણો બહેતર તથા પ્યારો છે અને દરેક ઈમાનદારમાં બહેતરી છે જે વસ્તુ તને લાભ આપે તેમાં લોભ કર અને અલ્લાહની મદદ માંગ અને ન થાક અને જો કંઈ વસ્તુ ( દુખ મુસીબત ) પોંહચે તો એમ ન કહે **જો** હું ફલાણું કરતે તો આવું આવું થાતે પણ એમ કહે કે ખુદાએ એમ ઠેરવ્યું હતું તથા તેણે ચાહ્યું તે થયું કારણ કે **જો** નો શબ્દ શેતાની કામનો દરવાજો ખોલે છે. :( મુસલીમ )

(૧૦) ઈમાનદારને ( ગુનેહગાર ઠડાવવા ) આટલું જુઠું બસ છે કે તે જે સાંભલે તે બ્યાન કરે ( એટલે કોઈ જુઠી વાત વગર તપાસ કરે બ્યાન ન કરવી જોઇએ ) ( બુખારી )

(૧૧) ઈમાનદાર એક સુરાખથી બેવાર દંખ ખાતો નથી. ( એટલે મોઅમીન તે કે જે દીનના કામમાં બીજીવાર ફરેબ ખાતો નથી ) ( બુખારી મુસલીમ )

(૧૨) ઓ ખતાબના દીકરા ! જા લોકોમાં પુકાર કર કે બેશક મોઅમીન સીવાય કોઇ જંનતમાં જશે નહી. ( એટલે પોતાનો ખોટો મઝહબ તથા ખોટો ફીરકો છોડી સાચા ઇસલામ મઝહબના સાચા ફીરકામાં દાખલ થઇ મોઅમીન બનશે નહી ત્યાં સુધી જંનતમાં દાખલ થશે નહી ) મુસલીમ

(૧૩) ખચીત જ્યારે કાફર સારૂ કામ કરે છે તો તેને લીધે દુન્યામાં તેને રોઝી વધે છે પણ ઇમાનદાર માટે ખચીત અલ્લાહ તેની નેકીઓને આખેરતમાં જમા રાખે છે. અને તેની બંદગી ઉપર તેને દુન્યામાં પણ રોઝી આપે છે.

( મુસલીમ )

(૧૪) ઇમાનવાલાનો અજબ મામલો છે તેના તો હરેક કામમાં લાભ છે અને ઇમાનવાલા સીવાય બીજા કોઇને એ નથી જો તેને ખુશી પોંહચે તો શુકર કરે તો તેને માટે બહેતર છે અને જો તેને દુખ પોંહચે તો તે સબર કરે તો તે તેને માટે બહેતર છે. ( મુશલીમ )

## નમાઝ.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ સ. ) ફરમાવ્યું કેઃ—

બંદા અને કુફ્રમાં નમાઝનું છોડવું છે ( નમાઝ છોડવાથી મુસલમાન અને કાફરમાં ફરક રહેતો નથી ). મુસલીમ

(૨) હુકમ કરો પોતાની અવલાદને નમાઝ સારૂ જ્યારે સાત વરસનો થાય અને દસમે વરસે નમાઝ છોડે તો તેઓને મારો. અને તેઓના બીછાના જુદા કરો ( એ ઉમર પછી ભાઈ બેન તથા છોકરા છોકરીને સાથે સુવાડો નહી ).

(૩) કયામતના દીને સૌથી પેહલે બંદા પાસેથી નમાઝનો હીસાબ લેવામાં આવશે. મીશકાત

(૪) વારૂ તમો બતાઓ જો તમારા કોઇના દરવાજા પર નહેર હોય ને તેમાં દરરોજ પાંચ વખત ગુસલ કરે તો શું તેનો મેલ કંઈ રહેવાનો ? અસહાબોએ અરઝ કરી કે નહી ત્યારે હઝરતે ( સ ) ફરમાવ્યું કે નમાઝની એવીજ મીસાલ છે. ( જેવી રીતે દરરોજ પાંચ વખત નહાવાથી બદન ઉપર મેલ રહેતો નથી તેવીજ રીતે પાંચ વખતની નમાઝથી ગુનાહ રહેતા નથી પણ જેમ ફક્ત પાણી નાખી દેવાથી મેલ છુ-ટતો નથી બદનને મસલવું જોઇએ તેવીજ રીતે નમાઝ પણ સમજીને અદબથી આજીજીથી હુઝુર દીલથી પરવરદીગારની

સાંભે હાઝર થઈ અરજ કરતાં હોઇએ તેવી રીતે નમાઝ પઢીએ તોજ દીલમાંથી ગુનાહનો મેલ દુર થાય )

( બુખારી મુસલીમ )

(૫) જ્યારે ઈમામ આમીન કહે તો તમો પણ આમીન કહો કારણ કે જેનું આમીન કહેવું ફીરશતાઓના આમીન કહેવા માફક થશે તો તેના આગલા ગુનાહ બખશાઇ જશે.

( બુખારી મુસલીમ )

(૬) શું તમારામાંનો કાંઈ ડરતો નથી કે જ્યારે ઇમામથી પ્રથમ ( નમાઝમાં ) માથું ઉઠાવે તો અલ્લાહ એના માથાને ગધેડાના માથા સરખું બનાવશે ( નમાઝમાં નમાઝ પઢાવનાર ઇમામથી કોઈબી કામ પહેલે ન કરવું જોઇએ )

( બુખારી મુસલીમ )

(૭) જ્યારે તમો તકબીર સાંભલો તો આસ્તેથી બોજની સાથે નમાઝ માટે ચાલો અને દોડો નહી. ફરી જેટલી રકઅત મલે તે પઢો અને જેટલી ગઇ હોય તે પુરી કરો.

( બુખારી મુસલીમ )

(૮) જ્યારે તમારામાંનો કોઈ મસજીદમાં જાય તો કહે " અલ્લાહુમ્મ ફતહલી અબવાબ રહમતેક " ( ઓ અલ્લાહ તું મારે માટે રહેમતના દરવાઝા ખોલ ) અને જ્યારે નીકલે તો કહે "અલ્લાહુમ્મ ઈન્ની અસઅલોક મીન ફદલેક" (ઓ અલ્લાહ ખચીત હું તારેથી તારો ફઝલ માગું છું. ( મુસલીમ )

(૯) જ્યારે તમારામાંનો કોઈ મસજીદમાં દાખલ થાય તો તે બેસવા પહેલાં બે રકાત નમાઝ (તહીયતુલ મસજીદની) પઢે.

( બુખારી )

(૧૦) જે કોઇ અલ્લાહને માટે મસજીદ બનાવે અલ્લાહની રજામંદી ચાહવાને માટે તો અલ્લાહ તઆલા તેને માટે તેવું ઘર જંનતમાં બનાવશે. ( બુખારી મુસલીમ )

(૧૧) મસજીદમાં થુકવું ગુનાહ છે અને તેને માટીમાં ઢાંકવું તે ગુનાહનો ઉતાર છે. ( બુખારી મુસલીમ )

(૧૨) જે કોઈ સવાર સાંજ મસજીદમાં આવ્યા કરશે તો અલ્લાહ તેને માટે જંનતમાં સવાર સાંજ મહેમાની તૈયાર કરશે.
( બુખારી મુસલીમ )

(૧૩) સરવે ઝમીન મસજીદ છે (દરેક જગાએ નમાઝ પઢી શકાય છે ) સીવાય કબ્રસ્તાન તથા હમામખાનું.
( તીરમઝી અબુ દાઉદ )

(૧૪) અઝાન દેનારા ( ખુદા ખાતર જે લોકો અઝાન આપે છે તે ) કયામતના દીને ( બીજા ) લોકો કરતાં લાંબી ગરદન વાલા ( ઇઝત વાલા ) થશે.
( મુસલીમ )

(૧૫) અઝાનમાં તથા પેહલી સફમા જે સવાબ છે તેને જો લોકો જાણી લે ફરી તે ચીઠી નાખવા વગર નહી મળે તો તેઓ ચીઠી નાખતે. અને ઝોહરના પેહલા વખતમાં નમાઝ પઢવાનો જે સવાબ છે તેને જો જાણતે તો દોડાદોડી કરતે અને ઈશા અને સુબોહની ( જમાઅતની ) નમાઝમાં જે સવાબ છે તેને જો જાણી લે તો ઢગરા ઘસતા પણ આવતે. ( બુખારી મુસલીમ )

(૧૬) જ્યારે તમે અઝાન દેનારનો અવાઝ સાંભલો તો જેમ તે તે કહે છે તેમ કહો ફરી મારી પર દરૂદ પઢો કેમ કે જે શખસ મારાપર એક વાર દરૂદ પઢે છે તેનાપર અલ્લાહ દસવાર રહેમત મોકલે છે ફરી તમો મારે માટે અલ્લાહથી વસીલો માગો ખચીત તે એક ઉમદા ઠેકાણું છે જંનતમાં. અને ખુદાના બંદાઓમાંથી એકજ બંદાને યોગ્ય છે અને હું આશા રાખું છું કે તે હુંજ થઈશ તો જે કોઈ મારે માટે ( અઝાન પછી ) વસીલો માંગસે તેને માટે મારી શફાઅત જરૂર થશે. ( મુસલીમ )

(૧૭) જે કોઇ અઝાન સાંભલીને કહેશે "અલ્લા હુમ્મ રબ્બ હાજી હીદહ આવતી તામ્મતે વસ્સલા તીલ કાએમતે આતે મોહ-મદનીલ વસીલતવલ ફઝીલત વબઅસહો મકામે મહમુદની લલજીવ અદત હુ" તો તેને માટે કયામતમાં મારી શફા અત પોહચશે. (બુખાકી)

(૧૮) નમાઝમાં તમો સફ સીધી રાખો કારણ કે સફ સીધી કરવી નમાઝને સંપુરણ કરે છે. (બુખારી મુસલીમ)

(૧૯) જરૂર તમો તમારી સફો બરાબર કરો (વચમાં જગા ન રાખો) નહી તો ખુદા તમારા દીલોમાં કુટ નાખશે. (બુખારી મુસલીમ)

(૨૦) શું છે મને કે હું તમને જોઉં છું તમોએ ઘણી તાલીઓ વગાડી જે કોઇને કોઈ ચીઝ નમાઝમાં જરૂરત જેવી જાહેર થાય (એટલે ઇમામને નમાઝમાં કાંઈ ચેતવણી આપવાની જરૂર પડે) તો જોઈએ કે તસબીહ (સુબહાન અલ્લાહ) કહે કારણ કે જ્યારે સુબહાન અલ્લાહ કહ્યું તો તેના તરફ ધ્યાન અપાશે. અને તાલીઓ વગાડવી તો ઓરતો માટે છે. (બુખારી મુસલીમ)

(૨૧) જ્યારે તમારામાંનો કોઇ પોતાની જગ્યાથી ઉઠે ને ફરી પાછો આવે તો તે તેનો વધુ હકદાર છે. (મુસલીમ)

(૨૨) જ્યારે કોઈ નમાઝમાં ઉંઘે તો તેનો જોઇએ કે સુઈ જાય ત્યાં સુધી કે તે (શું પઢે છે) તે જાણે. (ઉંઘણસી હાલ-તમાં નમાઝ ન પઢવી જોઈએ. (બુખારી)

(૨૩) જ્યારે ખાનુ તૈયાર હોય અને નમાઝની તકબીર થઇ હોય તો તમો ખાનાની પેહેલ કરો (પેહલે ખાઇ ને ફરાકત થઈ પછી ચેનથી નમાઝ પઢો) (બુખારી મુસલીમ)

(૨૪) ખાનુ હાઝર હોવા છતાં નમાઝ (પેહલે પઢવી) નહી અને જાય ઝરૂર (એટલે પાયખાના પેશાબની) ઝરૂરત છતાં તે (પેહલે નમાઝ પઢવી) નહી. (મુસલીમ)

(૨૫) જો નમાઝ પઢનારની આગલથી ચાલી જનાર જાણી લે કે તેના પર ( કેટલો અઝાબ ) છે તો તેની આગલથી ચાલી જવા કરતાં ત્યાં થોભવું ચાલીસ ( વરસ કે મહીના કે ઘડી ) બહેતર થાત. ( તેની આગલ જો લાકડી વગેરેની આડ હોય તો ગુનાહ નથી ) ( બુખારી મુસલીમ )

(૨૬) જુમાના દીવસે ગોસલ કરવું કરેક બાલેગ શખસ ઉપર વાજીબ છે અને મીસવાક ( દાતણ ) કરવું તથા ખુશબો લગાડવી જો મલી આવે. ( બુખારી મુસલીમ )

(૨૭) જ્યારે જુમાના દીવસે ઇમામ ખુતબો પઢતો હોય અને તું તારા સાથીને કહે " તું ચુપ રહે " તો તેં નકામી વાત કરી. ( બુખારી મુસલીમ )

(૨૮) ખચીત જુમા ( ની નમાઝ ) ને છોડવાથી લોકો બાઝ રહે નહી તો જરૂર અલ્લાહ તેઓના દીલો પર મોહર કરશે ફરી જરૂર તેઓ ગફલત કરનારાઓમાંના થશે. ( મુસલીમ )

(૨૯) જેણે વગર કારણે ત્રણ જુમા (ની નમાઝ) છોડી તે મુનાફેક છે.

(૩૦) જે કોઇ જુમાના દીવસે ગોસલ કર્યું અને તેનાથી બની આવે તેટલી સફાઇ કરી ફરી તેલ લગાડયું અથવા ખુશબો લગાડી ફરી તે સુરજ નમતા ( મસજીદે ) ચાલ્યો અને બે બેઠેલામાં જુદાઇ પાડી નહી ( એટલે સફ ચીરી નહી ) ફરી તેના નસીબમાં હતી તેટલી નમાઝ પઢી ફરી જ્યારે ઇમામ નીકલ્યો ત્યારે ચુપ રહ્યો તો તે જુમાથી બીજી જુમા સુધી તેની બખશીશ થઇ. ( બુખારી )

(૩૧) નમાઝમાં દોઆ વખતે આસમાન તરફ આંખ ઉઠાવ્યાથી લોકો જરૂર અટકે, નહી તો જરૂર તેઓની આંખો છીણવાઇ જશે. ( મુસલીમ )

(૩૨) આ સદકો છે ( સફરમાં અમન હોવા છતાં કસર નમાઝ

પઢવી તે ) અલ્લાહે તમારા પર એનો સદકો કર્યો છે માટે તમે તેના સદકાને કબુલ કરો. ( મુસલીમ )

(૩૩) જ્યારે તું સીજદો કરે તો તારી હથેલીઓને ઝમીન ઉપર રાખ અને કોણીઓને ( ઝમીનથી ) ઉંચે રાખ. ( મુસલીમ )

(૩૪) તમે સીજદામાં ઠીક બરાબર થાઓ ( એટલે ઝડપમાં માથુ મારી ઉચકી ન લેઓ ) અને તમારામાંનો કોઈ પોતાના હાથ ને કુતરાના બીછાવવા પ્રમાણે બીછાવે નહી ( સીજદામાં કોણી જમીનથી અને પેટ ને રાનથી જુદા રાખે ) ( બુખારી મુસલીમ )

(૩૫) ખુના મરકીના વખતમાં ઈબાદત કરવી તે મારા તરફ્ હી-જરત કરવા સરખી છે. ( મુસલીમ )

(૩૬) તું ઉભો રહીને નમાઝ પઢ, ફરી જો શકતી ન હોય તો બેસીને પઢ, ફરી જો બેસવાની શકતી ન હોય તો લેટીને પઢ. ( નમાઝ વીસે કેટલી તાકીદ છે કે ઘરમાં હો યા સફરે હો સાજા હો યા બીમાર હો જંગમાં હો પણ એ ફરજ અદા કરો લોકો ચેતો, ચેતો. ) ( બુખારી )

(૩૭) જ્યારે સુરજની કોર નીકલે તો નમાઝ પઢો નહી સુરજ નીકલી આવે ત્યાં સુધી થોભો અને જ્યારે સુરજની કોર ડુબે તો તમો નમાઝ પઢો નહી અને ડુબવા સુધી થોભો ( સુરજ ઉગતી વેલા તથા અસ્ત પામતી વેલાએ નમાઝ પઢવી હરામ છે ) ( બુખારી મુસલીમ )

(૩૮) જ્યારે તમારામાંનો કોઇ પોતાની નમાઝમાં શક કરે (રકાત વગેરેમાં ભુલની ) તો તે ઠીક વાતની અટકલ કરે ફરી તે પર આધાર રાખી ને બે સીજદા ( સહોના ) કરે. ( બુખારી મુસલીમ )

(૩૯) તમારામાંનો કોઈ લોકોને નમાઝ પઢાવે તો તે હલકી (ટુંકી)

નમાઝ પઢે કારણ કે તેઓમાં નીરબલ માંદા અને જઈફ લોકો હોય છે અને જ્યારે એકલો પોતાને માટે નમાઝ પઢે તો ગમે તેટલી લંબાવે. ( મુસલીમ )

(૪૦) અફઝલ નમાઝ તે છે કે જેમાં લાંબુ કેયામ (ઉભુ રહેવું) હોય. ( મુસલીમ )

(૪૧) કોઈ પણ મુસલમાન બંદો દરરોજ ફરઝ સીવાય બાર રકાત નફલ નમાઝ અલ્લાહને માટે પઢશે તો તેને માટે જંનતમાં ઘર બંધાસે ( એ બાર રકાત સુન્ત નમાઝ છે. બે સુબોહની છ ઝોહરની બે મગરીબની અને બે ઈશાની )

(૪૨) ઓ અબ્દુલ્લાહ ! તું ફલાણા જેવો નહી થા કે તે રાતના ( તહજ્જુદની નમાઝ સારૂ ) ઉઠતો હતો ફરી તેણે રાતનું ઉઠવું તજ્યું ( બુખારી મુસલીમ )

(૪૩) વધારે પસંદ અમલો અલ્લાહ પાસે તે છે જે હમેશા થનાર છે અગર જો તે ( ભલે ) થોડા હોય ( મીશકાત )

(૪૪) અબદુલ્લાહ સારો માણસ છે જો તે તહજ્જુદની નમાઝ પણ પઢતો હોય ( બુખારી મુસલીમ )

(૪૫) શું હું તમને એવી ચીજ નહી બતાવું કે જે તમારેથી આગળ થયા તેઓના મરતબાને મેલવો અને જે તમારેથી પાછલ છે તેઓથી તમો વધી જાઓ અને જે તમે કર્યું તેવું જે કરે તેના સીવાય કોઈ તમારેથી અફઝલ થશે નહી ? સહાબાએ કહ્યું કેમ નહી ? ( એટલે અમને બતાવો ) હઝરતે (સ) ફરમાવ્યું કે દરેક નમાઝ પછી ૩૩–૩૩ વાર સુબહાન અલ્લાહ અલ હમ્દો લીલ્લાહ–અલ્લાહો અકબર કહો. ( બુખારી મુસલીમ )

(૪૬) જ્યારે તમો ફજરની નમાઝ પઢો તો સુરયની ઉપલી કોર નીકલે ત્યાં સુધી તેનો વખત છે. ફરી જ્યારે ઝોહરની નમાઝ પઢો તો અસર આવે ત્યાં સુધી તેનો વખત છે અને

જ્યારે અસરની નમાઝ પઢો તો સુરજ ડુબવા માટે ઝુકે ત્યાં સુધી તેનો વખત છે. અને જ્યારે મગરીબની નમાઝ પઢો તો શફ્ક ડુબવા સુધી તેનો વખત છે. અને જ્યારે ઈશાની નમાઝ પઢો તો અડધી રાત સુધી તેનો વખત છે.
( મુસલીમ )

(૪૭) જે કોઈ અસરની નમાઝ છોડશે તો તેનું કરેલું બરબાદ થશે (આ વખતે ફીરેશતાઓ આમાલનામુ આસમાન પર લઈ જાય છે)
( બુખારી મુસલીમ )

(૪૮) જે કોઈએ ઉભા રહીને નમાઝ પઢી તો એ અફઝલ છે અને જેણે બેસીને નમાઝ પઢી તેને ઉભા રહેનારનો અરધો સવાબ છે અને જેણે સુઈને નમાઝ પઢી તેને બેસનારનો અરધો સવાબ છે. ( બુખારી )

(૪૯) જે કોઇને પાછલી રાતમાં ન ઉઠવાનો ડર હોય તો તેને જોઈએ કે પ્રથમ રાતના વીત્ર પઢે અને પાછલી રાતમાં ઉઠવાની આશા હોય તો તેને જોઇએ કે તે પાછલી રાતના વીત્ર પઢે. કેમકે પાછલી રાતની નમાઝમાં ફીરેશતા હાજર હોય છે. ( વીત્રની નમાઝ ૩ રકાતની છે ) (મુસલીમ )

(૫૦) જે કોઇએ ઈશાની નમાઝ જમાઅતથી પઢી અને જે કોઇએ સુબોહની નમાઝ જમાઅતથી પઢી તેણે જાણે પુરી રાતની તહજ્જુદ પઢી. ( મુસલીમ )

(૫૧) જે કોઇએ એવી નમાઝ પઢી કે તેમાં અલહમ્દો પઢી નહી તો તે ( નમાઝ ) અધુરી છે અધુરી છે અધુરી છે.
( મુસલીમ )

(૫૨) જે કોઈ ( નમાઝમાં ) અલહમ્દોની સુરા ન પઢે તેની નમાઝ ( કબુલ ) નથી. ( બુખારી મુસલીમ )

(૫૩) ખચીત સુરજ તથા ચાંદ બંને અલ્લાહની નીશાનીઓમાંની નીશાનીઓ છે તે કોઇના મરયાથી કે જીવ્યાથી ગ્રહણ થતા

નથી ફરી જ્યારે તમે ગ્રહણ જુઓ તો તે છુટે ત્યાં સુધી અલ્લાહથી દુઆ કરો અને નમાઝ પઢો.

( બુખારી મુસલીમ )

(૫૪) જે માણુસ કવખતે નમાઝ પઢે અને વઝુ સારી પેઠે ન કરે અને મન લગાડી ન પઢે અને રૂકુ સીજદો સારી રીતે ન કરે તો તે નમાઝ કાલી નુર વગરની થઈ જાય છે. અને એમ કહે છે કે ખુદા તને બરબાદ કરે જેવી રીતે તેં મને બરબાદ કરી એટલે સુધી કે જ્યારે તે ખાસ જગાએ પોંહચે છે જ્યાં અલ્લાહને મંજુર હોય તો જુના લુગડાની પેઠે લપટાઈને તે નમાઝીના મોંપર મારવામાં આવે છે.

( મીશકાત )

(૫૫) જે માણુસ નમાઝમાં ઉભો રહી આમ તેમ જુએ અલ્લાહ તેની નમાનેઝ તેની ઉપર ઉલટી ફેંકે છે. ( મીશકાત )

(૫૬) તમારામાં રાતના ફીરેશતા અને દીવસના ફીરેશતા આગળ પાછલ આવજા કરે છે. અને અસરની નમાઝમાં તથા ફજર ની નમાઝમાં ભેગા થાય છે. ફરી જે (ફીરેશતા) તમારામાં રાત કાઢી છે તે ઉપર ચઢે છે તો અલ્લાહ તેઓને પુછે છે અને જો કે તે તમને સારી રીતે જાણે છે, કેવી રીતે તમે મારા બંદાઓને છોડયા છે ? તો તેઓ કહે છે અમે તેઓને છોડયા અને તેઓ નમાઝ પઢતા હતા અને અમો તેઓની પાસે આવ્યા અને તેઓ નમાઝ પઢતા હતા.

( બુખારી મુસલીમ )

(૫૭) અલ્લાહ તઆલા ફરમાવે છે હમેશા મારો બંદો નફલ ઈબાદતોના લીધે મારાથી નજદીક થાય છે. તે એટલા સુધી કે હું તેને મારો માહબુબ કરૂ છું ફરી હું તેનો કાન થાઉં છું જેનાથી તે સાંભલે છે અને આંખ થાઉ છું તેનાથી તે જુએ છે. અને હાથ થાઉ છું જેનાથી તે પકડે છે અને

પગ થાઉં છું જેનાથી તે ચાલે છે અને જો તે મારાથી માગે તો જરૂર તેને હું આપું અને જો મારી પનાહમાં આવે તો જરૂર હું તેનો પોતાની પનાહમાં લઉં.

( બુખારી )

(૫૮) જે ઘરમાં અલ્લાહની યાદ થાય છે અને જે ઘરમાં અલ્લાહની યાદ થતી નથી તેનો દાખલો જીવતા તથા મુરદા સરખો છે. ( મુસલીમ )

(૫૯) દરેક રાત્રે પેહલા આસમાન તરફ અમારો પરવરદીગાર ઉતરે છે જ્યારે ત્રીજો ભાગ પાછલી રાતનો રહે છે તે કહે છે કોઈ મને પુકારે છે કે હું તેની દોઆ કબુલ કરૂં ( પાછલી રાતના ખુદાને પુકારવું એટલે તાહજ્જુદની નમાઝ પઢવી ને તેમાં દોઆ માંગવી તેમાં ખાસ ઘણી બરકત છે પણ અફસોસ તે ટાંકણું ઘણાખરા ઉંઘણસી લોકો ગફલતમાં પસાર કરી નાંખે છે ) કોઈ મારેથી માંગનાર છે કે હું તેને આપું કોઈ મારેથી બખશીશ માંગે છે કે હું તેની બખશીશ કરૂં.

( બુખારી મુસલીમ )

(૬૦) હું મારા બંદાના ગુમાનની નજદીક છું અને જ્યારે તે મને યાદ કરે છે તો હું તેની સાથે છું.

(૬૧) નમાઝનુ મગઝ દુઆ છે. ( મીશકાત )

(૬૨) ખબરદાર રહો કે રૂકુ અને સીજદામાં કુરાન ( ની આયતો ) પઢવું મના કરવામાં આવ્યું છે. રૂકુમાં ખુદાની બુઝરગી બ્યાન કરો અને સીજદામા દુઆ કરવાની કોશેશ કરો અને એ લાયક અમર છે કે જેથી તમારી દુઆ કબુલ થાય.

( બુખારી મુસલીમ )

(૬૩) સીજદાની હાલતમાં બંદો પોતાના પરવરદીગારથી ઘણોજ નજદીક થાય છે માટે સીજદામાં ઘણી દોઆ કરયા કરો.

( મુસલીમ )

(૬૪) નમાઝ મોમીનની મેઅરાજ છે ( ખુદાતઆલા પાસે પોહચવું છે ).

(૬૫) બેશક મોમીન જ્યારે નમાઝમાં હોય છે તો તે પોતાના પરવરદીગારથી વાતચીત કરે છે. ( બુખારી મુસલીમ ) ( નમાઝમાં ખુદાતઆલાથી દુઆ માંગવી ઘણી ફઝીલત છે જેમ કે રૂકુમાં ' સુબહાન રબીઅલ અઝીમ ' ત્રણવાર કહીને આપણને જે દુઆ માગવી હોય તે અરબી ન જાણતા હો ઇએ તો જે ભાષા આવડતી હોય તેમાં દુઆ માંગવી તે વીજ રીતે સીજદામાં ' સુબહાન રબીઅલ આલા ' ત્રણવાર કહીને પછી જે દુઆ માંગવી હોય તે માંગી લઇએ. ) હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) નમાઝ શરૂ કરતી વખતે તથા રૂકુમાં તથા સીજદામાં ઘણી દુઆઓ કરતા હતા જે માંના થોડાક નમુના નીચે મુજબ છે.

(૬૬) (૧) " ખુદાવંદા તુ મારામાં અને મારા ગુનાહોમાં આટલી દુરી નાખી દે જેટલી પુરવ અને પશચીમમાં નાખી છે. ખુદાવંદા મને ગુનાહોથી એવી રીતે પાક કરી દે જેવી રીતે સફેદ કપડો મેલથી પાક સાફ કરવામાં આવે છે. ખુદાવંદા મને ગુનાહોથી પાણી, બરફ, ઓલા સાથે ધોઈ નાખ. " ( બુખારી–મુસલીમ )

(૨) ખુદાવંદા મારા સરવે ગુનાહ નાહના અથવા મોટા શરૂના તથા આખરના ખાનગી તથા જાહેર તમામ બખશી આપ. ( મુસલીમ )

(૩) ખુદાવંદા મેં તારા સારૂ રૂકુ કરયો અને તારાપર ઇમાન લાવ્યો અને તારી આગલ ગરદન જુકાવી અને તારા પર ભરોસો કરયો તુજ મારો પરવર દીગાર છે. મારા કાન મારી આખો મારો ગોશત મારો લોહી મારા હાડકા સરવે પરવરદીગારે આલમની આગલ જુકેલા છે. ( મુસલીમ )

(૪) ઓ અલ્લાહ તારે માટે મેં સીજદો કરયો અને તારા પર ઈમાન લાવ્યો અને તારો તાબેદાર થયો. મારા મોએ તેને સીજદો કરયો જેણે તેને પેદા કર્યું અને રૂપ આપ્યું અને તેના કાન તથા આંખ ચીરીને બનાવ્યા તો અલ્લાહ બરકત વાલો છે સારો પેદા કરનાર છે. ( મુસલીમ )

(૬૭) નમાઝ પઢાવનાર પેશ ઈમામ કેવો હોવો જોઇએ તે વીસે હઝરત ( સ ) ફરમાવે છે કે તે

" અલ્લાહની કીતાબને વધુ પઢનાર તમારામાનો ઈમામત કરાવે ફરી જો તેઓ કીરાઅત ( પઢવામાં ) સરખા હોય તો સુનતને વધારે જાણનાર ( ઈમામત કરે ) ફરી જો તેઓ સુનતમાં સરખા હોય તો હીજરતમાં પ્રથમ જનાર ( એટલે બદીથી પહેલે પરહેઝ કરનાર ) ( ઈમામત કરે ) ફરી જો તેઓ હીજરતમાં બરાબર હોય તો વધારે ઉમર વાલો ( ઈમામત કરે ) અને કોઈ શખસની હકુમતની જગ્યામાં કોઇ શખસ તેના હુકમ વગર ઈમામત કરે નહી. અને તેના ઘરમાં તેની માનની જગ્યામાં વગર હુકમે બેસે નહી. ( મુસલીમ )

(૬૮) એકલા નમાઝ પઢવાથી જમાઅતની નમાઝ સતાવીસ દરજે અફઝલ છે. ( બુખારી મુસલીમ )

(૬૯) જ્યારે નમાઝનો વખત આવે તો અઝાન આપતા રહો ફરી તકબીર ( ઈકામત ) કહ્યા કરો અને તમો બેમાંનો વડો ઇમામ થયા કરે. ( બુખારી મુસલીમ )

(૭૦) જ્યારે ત્રણ માણુસો હોય તો એક તેઓનો ઇમામ બને અને તેઓમાં ઈમામ બનવાને લાયક કોરાન વધારે જાણનાર છે. ( મુસલીમ )

(૭૧) અગર તમો ચાહો છો કે તમારી નમાઝ કબુલ કરવામાં આવે તો એ જરૂર છે કે તમોને ઈમામ કરાવે તમારામાંથી

બહેતર કેમકે બેશક તે વચમાં કાસીદ છે દરમ્યાન તે ચીઝ કે જે તમારી અને તમારા રબની વચે છે. ( હાકમ )

(૭૨) તે શખસની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવવાની ઉજરત માંગે ( કુલેની )

નમાઝ જમાઅત સાથે પઢવામાં ઘણું સવાબ છે. અને જમાઅત આસાનીથી બની શકે તેટલા માટે ઓછામાં ઓછી બે માણસોની હદ ઠરાવી છે કે જેથી જમાઅતનો લાભ લઇ શકાય. અને નમાઝ પઢવા આવનારા મોઅમીનોમાં જે લાયક હોય તે ઇમામ બને. આટલી સગવડ હઝરત (સ) એ કરી આપ્યા છતાં ઘણાખરા લોકો જમાઅત સાથે નમાઝ પઢતા નથી. એ અફસોસ કારક છે. અને વલી જેઓ જમાઅત સાથે નમાઝ પઢે છે તેઓ પોતાનો ઇમામ પગાર ખાનારને બનાવે છે. કેમકે ઇસલામીઓની લગભગ બધી મસજીદોમાં પગારદાર પેશઇમામો મુકરર થયલા છે. એ બીદઅત છે. કેમકે હઝરત રસુલુલ્લાહ (સ) તથા સહાબાના ઝમાનામાં કોઇ ઉજરત લઇ નમાઝ પઢાવતો ન હતો. તેઓના ઝમાનામાં એ સુંનત ન હતી ત્યારે આ ઝમાનાના આલીમો પોતાની કમાઇ સારૂ આ બીદઅત ઇસલામમાં દાખલ કરી છે. જ્યારે નમાઝ તો ખુદાતઆલાની હુઝુરમાં આપણી મુલાકાત છે. તેથી જે શખસ નમાઝ પઢાવે છે તે તમામ નમાઝીઓ તરફથી ખુદાની હુઝુરમાં તેઓનો પ્રતીનીધી બને છે. માટે તે શખસ એવો હોવો જોઇએ કે જે ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ ( સ ) ના ફરમાનો મુજબ અમલ કરનારો હોય એવાજ શખસને પેશઇમામ બનાવવો જોઇએ કે જેથી આપણી નમાઝ તથા દુઆઓ કબુલ થાય. જેવી રીતે પ્રજાને સરકારમાં કાંઇ કામ હોય તો તે પોતા માંહેલા કોઇ એવા લાયક શખસને ચુંટશે કે જેથી પ્રજાનુ કામ થઇ જાય ન કે કોઇ એવા શખસને પોતાનો પ્રતીનીધી બનાવી મોકલશે કે જે સરકારનો નાફરમાન હોય. તે મુજબ નમાઝીઓએ ખુદાતઆલાની હુઝુરમાં લાયક શખસને ઇમામ બનાવવો જોઇએ. જ્યારે પગારદાર

પેશઈમામ તો એક બીદઅતી શખસ થયો તેથીજ હઝરત રસુલુલ્લાહ (સ) એ સાફ ફરમાવ્યું છે કે એવા ઉજરત લેનાર શખસ પાછલ નમાઝ ન પઢવી જોઇએ. ઇસલામીઓ હજી બી ચેતો. અને સુધારો. અગર આગલ અંજાણપણામાં ભુલ થઇ હશે તો ખુદા ગફુરૂર રહીમ છે પણ હવે જાણી બુજીને એવા શખસ પાછલ નમાઝ પઢસો તો ખુદાના ગુનેહગાર ઠડશો. અહલે સુંનત જમાતવાલાઓને ત્યાં મસજીદમાંજ પગારદાર પેશઇમામ છે બાકી બીજે ઠેકાણે કોઈ બી લાયક શખસને પેશઈમામ બનાવી લે છે પણ શીઆઓમાં તો કોઈ બી ઠેકાણે બે શખસો તો શું પણ બે હઝાર શખસો બી હાજર હોય છતાં જયાં સુધી તેઓમાં સરટીફીકેટ ધરાવનારો પેશઇમામ ન હોય તેઓથી જમાઅતની નમાઝ ન પઢાવાય. બે હઝાર શખસોનો ભલે નમાઝનો વખત જતો હોય તો જુદી જુદી પઢી લે પણ જમાઅત ન બનાવવી ! અફસોસ એ લોકોના આલીમોએ પોતાની કમાઇ સારૂ કેવો સખત કાયદો કાઢયો છે ! શું રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં એવીજ સુંનત હતી ? તેઓએ જમાઅતની નમાઝનો સરવેને લાભ મલે માટે ઓછામાં ઓછા બે માણુસો હોય તો બી જમાઅત બનાવી નમાઝ પઢવાનો હુકમ ફરમાવ્યો જ્યારે શીઆ આલીમોના એ કાયદાથી બે હજાર માણુસો ભેગા હોય છતાં જમાઅતની નમાઝ ન પઢી શકે જયાં સુધી તેઓનો સરટીફીકેટ ધરાવનારો શખસ ઇમામ ન બને જેથી જેઓને જમાઅતની નમાઝ પઢવી હોય તેઓએ એવા એક શખસને પગાર આપી રાખે તોજ તેઓથી જમાઅતની નમાઝ પઢાઇ શકાય ! પણ તેઓનીજ મશહુર હદીસ એ છે જે હઝરત બાકર અ. થી રીવાયત છે જે “ તે શખસની પાછલ નમાઝ ન પઢવી જોઇએ જે અઝાન કહેવા તથા નમાઝ પઢાવવાની ઉજરત માંગે ( કુલેની ) હવે શીઆઓ શું કરે હઝરત રસુલુલ્લાહ ( સ ) તથા હઝરત ઇમામે બાકર (અ) ના ફરમાનોને માન આપે કે તેઓના મુજતેહદોના ફતવાઓને માન આપે ? એટલુંજ નહી પણ એ મુજતેહદોને પાંચ વખતની નમાઝ જુદી જુદી પઢાવવી ભારી પડે છે તેથી ઝોહર અને

અસર તથા મગરીબ અને ઇશાની ભેગી કરવાનો ધારો કાઢ્યો. જેથી એક નમાઝ કઝા થાય યા એક નમાઝ વખતની અગાઉ પઢવી પડે. જ્યારે કોરાને શરીફ તથા હદીસ શરીફ મુજબ કવખતે નમાઝ પઢનાર સખત ગુનેહગાર છે. એટલુંજ નહી પણ શીઆઓની ઘણી ખરી મસજીદોમાં અઝાન બી ત્રણજ વખત દેવાય છે. એ કેટલું ખોટું! નમાઝ જેવી ઇસલામની મુખ્ય બાબતનો કેવો ખરાબો કરી દેવામાં આવ્યો છે. જ્યારે હઝરત ઇમામે હુસેન (અ) એ ખુનખાર જંગના મેદાનમાં બી કોઇ નમાઝ કજા ન કરી જ્યારે શીઆઓ તેઓની મોહબતનો દાવો કરે છે અને અમલ તેઓથી સદંતર ઉંધા! કે એવા અમનના વખતમાં નમાઝના ત્રણ હીસા કરી દીધા. મસજીદમાં અઝાનતો પાંચ વખત આપો પછી જેને ન બને તે ન આવે પણ તમો સુંનતને શું કામ તોડી બીદઅતી થાઓછો. પણ નમાઝ પઢાવનારા તેઓ પોતેજ એટલે પોતાને જેમ આસાન થાય તેમ કાયદા ઘડયા છે પછી લોકોનો ગમે તે થાય. અફસોસ એ કેવી જહાલત! ખુદા એઓને નેક તવફીક બક્ષે. આમીન.

## રોઝા.

હઝરત રસુલુલ્લાહ (સ. અ સ.) ફરમાવ્યું કેઃ—

(૧) જ્યારે તમો રમઝાનનો ચાંદ જુઓ તો રોઝા રાખો અને જ્યારે તમો તેને (ઇદના ચાંદને) જુઓ તો રોઝા છોડો અને વાદલાં હોય તો ૩૦ રોઝા રાખો. (મુસલીમ)
(કોરાને શરીફમાં બી ખુલ્લો ફરમાન એ છે જે રમઝાન માસનો ચાંદ જોવા પછી રોઝા રાખો છતાં હોરા ભાઇઓ ખુલ્લી નાફરમાની કરે છે તેઓએ ચેતવું જોઇએ)

(૨) જે કોઇ રમઝાનના રોઝા રાખે ફરી (ઇદ પછી) છ રોઝા શવવાલના રાખે તો જાણે આખા વરસના રોઝા રાખ્યા. (મુસલીમ)

(૩) રમઝાન પછી અફ્ઝલ રોઝા અલ્લાહના મોહરમના મહીનાના છે. અને ફરજ પછી અફ્ઝલ નમાઝ તે રાતની નમાઝ ( તહજ્જુદની ) છે. ( મુસલીમ )

(૪) દરેક મહીનાના ત્રણ રોઝા અને રમઝાનના રોઝા બીજી રમઝાન સુધી આ આખા વરસના રોઝા છે. અને અરફાના દીવસનો રોઝો હું ધારૂ છું અલ્લાહથી કે એ એક વરસ આગલનો તથા એક વરસ પાછલાનો કફારો છે. અને આશુરા ( દસમી મોહરમ )નો રોઝો હું ધારૂ છું અલ્લાહથી કે તે એક વરસ આગલાનો કફારો છે. ( મુસલીમ )

(૫) આ દીવસ આશુરો છે. અલ્લાહે એનો રોઝો તમને ફરજ કરયો નથી. પણ હું રોઝદાર છું. માટે જેને રોઝો રાખવો પસંદ હોય તો તે રોઝો રાખે અને જેને રોઝો રાખવો નહી પસંદ હોય તે રોઝો ન રાખે. ( બુખારી મુસલીમ )

(૬) રોઝાઓમાં વધારે પસંદ અલ્લાહની નજદીક દાઉદ (અ) ના રોઝા છે. તેવણ એક દીવસ રોઝો રાખતા હતા અને એક દીવસ રોઝો તોડતા હતા. અને નમાઝમાં વધારે પ્યારી નમાઝ દાઉદ (અ) ની નમાઝ છે. તેવણ અરધી રાત સુતા હતા અને તેહાઇ રાત નમાઝ પઢતા હતા અને છઠો ભાગ સુતા હતા. ( બુખારી )

(૭) જેણે ફક્ત અલ્લાહ તઆલાનાજ વાસ્તે રમઝાનના રોઝા સવાબ સમજીને રાખ્યા તો તેના આગલા તમામ ગુનાહો બક્ષી દેવામાં આવશે.

(૮) રોઝદાર માણસના મોની વાસ અલ્લાહતઆલા આગલ કસ્તુરીની સુગંધી કરતાં પણ પ્યારી છે.

(૯) ખચીત રોઝદાર માટે બે ખુશી છે. જ્યારે તે રોઝો ખોલસે ખુશી થશે અને જ્યારે તે અલ્લાહની મુલાકાત કરશે ખુશી થશે. ( મુસલીમ )

(૧૦) ખચીત જ'નતમાં એક દરવાજો છે જેને રૈયાન કહે છે તેઓ ( રોઝદારો ) સીવાય કોઇ તેમાંથી દાખલ થશે નહી. (તેઓ માટે) કહેવાશે કયાં છે રોઝદારો ? ફરી તેઓ ઉભા થશે. તેઓ સીવાય કોઇ તેમાં દાખલ થશે નહી.

( બુખારી મુસલીમ )

(૧૧) તમે સહેરી ખાઓ કે સહેરી ખાવામાં બરકત છે ( એટલે રોઝાનો સવાબ તથા સહેરીની સકતી ) (બુખારી મુસલીમ)

(૧૨) જ્યાં સુધી લોકો રોઝાને જલદી ખોલ્યા ( કરસે ત્યાં સુધી ખેરમાં રહેસે. ( બુખારી )

(૧૩) જે કોઇ રોઝદાર હોય અને ભુલથી ખાય અથવા પીએ તો તેને જોઇએ કે તે પોતાનો રોઝો પુરો કરે ( એટલે તેનો રોઝો તુટયો નહી ) કેમકે તેને તો ખુદાએજ ખવાડયુ' અને પીવાડયું છે. ( બુખારી મુસલીમ )

(૧૪) જે કોઇ ( રોઝામાં) બોહતાન આપવાને જુઠી વાહી તબાહી વાતોને તથા તે પર અમલ કરવાને નહી છોડે તો તેના ખાણાપીણાના છોડવાની અલ્લાહને કશી પરવા નથી ( એટલે રોઝો કબુલ નથી ) ( બુખારી )

(૧૫) બે દીવસો બકરી ઈદના દીવસે તથા રમઝાન ઇદના દીવસે રોઝો દુરૂસ્ત નથી. ( મુસલીમ )

(૧૬) જુમાના દીવસથી એક દીવસ આગલ અથવા પાછલ રોઝો રાખવા સીવાય જુમાને દીવસે તમારામાંનો કોઈ રોઝો રાખે નહી. ( બુખારી )

(૧૭) સફરમાં રોઝો રાખવો ક'ઇ નેક કામ નથી.

( બુખારી મુસલીમ )

(૧૮) એક પછી એક વગર ખોલે ( વચમાં વગર ખાધે ) રોઝા રાખવાથી તમે બચતા રહો. ( બુખારી મુસલીમ )

(૧૯) શું મને ખબર થઈ નથી કે તું રોઝો રાખ્યા કરે છે અને ઇફ્તાર કરતો નથી અને આખી રાત નમાઝમાં રહે છે? તેમ તું ન કર. કારણ કે તારી બંને આંખોનો પણ હીસ્સો છે. અને તારા જાનનો પણ હીસ્સો છે માટે રોઝો રાખ અને ન પણ રાખ. રાતના નમાઝ પઢ અને સૂ પણ. અને દર દસ દીવસમાં એક રોઝો રાખ. અને તને તે દીન સીવાય બાકી નવ દીનનો સવાબ મળસે. ( બુખારી મુસલીમ )

(૨૦) જે વખતે તમારામાંનો એક ( સવારની નમાઝની ) અઝાન સાંભલે ને તેના હાથમાં વાસણ હોય ( ખાવા પીવાનો ) ન મુકી દે વાસણને જ્યાં સુધી કે પોતાની હાજત બર લાવે ( સહેરી છોડી ન દે ) ( અબુ દાઉદ )

(૨૧) મોમીનની સારી સહેરી ખજુર છે. ( અબુ દાઉદ )

(૨૨) જ્યારે તમારામાંનો એક ઇફ્તાર કરે તો તેણે ખજુરથી ઇફ્તાર કરવું જોઇએ ખચીત ખજુર બસબબ બરકત છે. અગર ખજુર ન મલે તો પછી પાણીથી ઇફ્તાર કરે અને ખચીત તે પાણી પાક કરનારૂં છે. (તીરમઝી અબુ દાઉદ)

(૨૩) હમેશા દીન ગાલીબ રેહસે જ્યાં સુધી કે લોકો ઇફ્તાર કરવામાં જલદી કરસે એ સારૂ કે યાહુદી અને નસારા ઇફ્તાર કરવામાં મોડુ કરતા હતા.

( અબુ દાઉદ–ઇબને માજા )

(૨૪) જ્યારે રસુલુલ્લાહ ( સ. અ. સ ) ઇફ્તાર કરતા ત્યારે ફરમાવતા 'યા ઇલાહી તારાજ સારૂ મેં' રોઝો રાખ્યો અને તારાજ રીઝખ પર મેં ઇફ્તાર કરયો ( અબુ દાઉદ )

(૨૫) જે શખસ રોઝાની નીયત ન કરે ફજરની પેહલે, તો તેના સારૂ રોઝો નથી ( એટલે રોઝો લેખાશે નહી )

( તીરમઝી અબુદાઉદ ઇબને માજા )

(૨૬) ખચીત તમારામાંના કેટલાકની ધારણા એ છે કે લૈલેતુલ કદર ( શબે કદર ) પેહલી સાત રાતોમાં છે ( ૨૦ મા રોઝા પછી ) અને કેટલાકનો ગુમાન પાછલી સાત રાતોમાં છે ( ૨૦ મા રોઝા પછી ) તો તમો તેને પાછલી દસ રાતોમાં (૨૧ થી ૩૦ સુધીમાં ) સોધો ( બુખારી મુસલીમ )

(૨૭) બે શખસો જેઓ રોઝદાર હતા એક વખત નમાઝ પઢી ચુકયા પછી તેઓને રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કે તમો પાછો વઝુ કરો ને પાછી નમાઝ પઢો અને એ રોઝો તો કાયમ રાખો પણ એની બદલે બીજો રોઝો રાખી લેજો. બેઉએ સબબ પુછયું તો ફરમાવ્યું કે તમોએ ફલાનાની ગીબત કરી ( એ હદીસથી જણાયું જે ગીબત કરવાથી વઝુ નમાઝ ને રોઝો તુટી જાય છે )

(૨૮) જેણે માહે રમઝાનમાં રોઝા રાખ્યા ઇમાનથી સવાબની ગરજ સારૂ ( ન કે લોકોના ડરથી યા ન લોકોને દેખાડવા સારૂ ) તો તેના આગલા કીધેલા ગુનાહોથી બખશાઇ જશે અને જે કોઇ ( તરાવીહ વગેરે ઇબાદત સારૂ ) ઉભો રહ્યો રમઝાનમાં ઇમાનથી સવાબની ગરજ સારૂ તો તે આગલા ગુનાહોથી માફી પામશે અને જે કોઇ ઉભો રહ્યો ઇમાનથી શબે કદરે સવાબની ગરજ સારૂ તો તે આગલા કીધેલા ગુનાહોથી બખશાઇ જશે. ( બુખારી મુસલીમ )

---

## ઝકાત

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કે:—

કોઈ પણ સોના ચાંદી વાલો જે તેની ઝકાત ન આપતો હશે તો તેને માટે કયામતના દીવસે તે આગમાં ગાલીને પતરૂ બનવાસે

ફરી તે જહન્નમની આગમાં તાતવાસે ને તેનો દામ તેની પાંસલીપર કપાલપર અને પીઠપર દેવાસે. જ્યારે તે પતરાં ઠંડા થશે તો ફરી તાતવાસે. આ અઝાબ તે દીવસમાં થશે જેનો અંદાજો પચાસ હજાર વરસનો છે. તે એટલા સુધી કે બંદાઓમાં ફેસલો થશે. ફરી તેને તેનો માર્ગ દેખાડાશે કાંતો જન્નત તરફ કાંતો દોઝખ તરફ (પોતાના બીજા અમલોના બદલે) ( મુસલીમ )

(૨) તમારો ખઝાનો ( જે પર ઝકાત ન અપાતી હતી તે ) કયામતના દીને ગંજો અઝદાહ થશે. ( મુસલીમ )

## હજ.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કેઃ—

(૧) ઓ લોકો ખચીત અલ્લાહે તમારાપર હજ ફરઝ કરી છે માટે તમો હજ કરો. ( મુસલીમ )

(૨) જે શખસે ( સકતી હોવા છતાં અને મારગમાં કોઇ બી નડતલ ન હોવા છતાં ) હજ ન કરી અને મરી ગયો તો તેની મોત યાહુદ અને નસારા જેવી છે.

(૩) જ્યારે તમો ઝીલહજનો ચંદ્ર જુઓ અને તમારામાંનો કોઈ કુરબાની કરવાનો વીચાર રાખતો હોય તો પોતાના વાલ અને નખ ( કુરબાનીના દીવસ સુધી ) ન ઉતારે. ( મુસલીમ )

(૪) આ દીવસોમાં ( એટલે ઝીલહજના દસ દીવસોમાં ) નેકી કરવા કરતાં બીજા કોઈ દીવસોમાં નેકી ઉતમ નથી. ( બુખારી )

(૫) અરફાના ( ઝીલહજ તા. ૯ મીના ) દીવસ સીવાય કોઇ દીવસ એવો નથી કે જેમાં અલ્લાહ ઘણા બંદાઓને આગથી

છુટકારા આપે. ખચીત તે દીવસે અલ્લાહ ( ની રેહમત ) નજદીક થાય છે અને તે ફીરેશતાઓ આગલ હજ કરનારાથી ફખર કરે છે ફરી તે ફરમાવે છે આ લોકો શું ઇચ્છે છે ( એટલે જે ઇચ્છે તે આપવા તૈયાર છે )

( મુસલીમ )

(૬) જે હજ ગુનાહો અને બુરાઇઓથી પાક ( રહીને અદા કરી ) હોય તેનો બદલો જંનત વગર બીજુ કંઇજ નથી હજ અને ઉમરો બંને ગુનાહોને એવા દુર કરે છે કે જેવી રીતે ભઠી લોઢાના મેલને દુર કરે છે.

---

## વ્યાજ.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કેઃ—

લાઅનત છે વ્યાજ લેનારને અને દેનારને તથા લખનારને અને શાક્ષી થનારને અને ફરમાવ્યું ( ગુનાહમાં ) બરાબર છે ( સબબ સરવે એક બીજાને એ કામમાં મદદ કરી )

( મુસલીમ )

(૨) શબે મેઅરાજમાં એક કોમ પાસેથી હું પસાર થયો જેઓના પેટ ઘડા જેવા હતા તેમાં સાંપ હતા જે તેઓના પેટની બાહેરથી દેખાતા હતા ત્યારે મેં કહ્યું એ લોક કોણ છે, અએ જીબરઇલ ? (તો) કહ્યું એ વ્યાજ ખાનારાઓ છે.

( ઇબને માજા. આહમદ )

( ખુદા કોરાને શરીફમાં વ્યાજ ખાનારાઓ વીસે ફરમાવે છે જે તેઓ ખુદા તથા તેના રસુલ સાથે જંગ કરનારા છે )

---

# કોરાન.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કેઃ—

આ કોરાનને હમેશા પઢયા કરો કારણ કે તેની કસમ કે જેના હાથમાં મહમદનો જાન છે. રસીમાં બંધાયલા ઉંટ કરતાં ખચીત એ ઘણું નાસનારૂં છે. ( ચાલુ ન પઢયાથી ભુલી જવાસે )
( બુખારી મુસલીમ )

(૨) તમારામાં બહેતર તે છે કે જે કોરાનને સીખે અને તેને ( લોકોને ) શીખવે. ( બુખારી )

(૩) કોરાન સમજ્યા પછી દુન્યાથી તથા શેઅર સખુનથી બે પરવાહ નહી થાય તે અમારામાંથી નથી. ( બુખારી )

(૪) જે લોકો કોરાનની આયતોને એક બીજાથી ઉલટી સાબેત કરવા જગડો કરતા હતા તેઓને રસુલુલ્લાહ ( સ. અ સ ) ફરમાવ્યું કે તેઓ સીવાય કોઇ લોકો હલાક નહી થયા જેઓ તમારી પેહલે ખુદાની કીતાબને એક બીજા પર મારતા હતા ( એટલે ઉલટી ઠરાવતા હતા ) જ્યારે ખુદાની કીતાબ એ સીવાય નાઝીલ થઇ નથી કે સાચી ઠેડવે એક ને બીજા પર માટે તમે એક ( આયતને ) બીજાથી જુઠલાવો નહી અગર તમો જાણુતા હો તો, અગર ન જાણુતા હો તો સોંપો તે જાણનારા પર. ( મુસલીમ ઇબને માજા )

(૫) ખચીત આ કોરાનના લીધે કેટલાક લોકોને વધારે છે ( ઉંચો દરજો આપે છે ) અને એના લીધે કેટલાંકને ગટાડે છે ( નીચા કરે છે ) ( મુસલીમ )

(૬) કોરાનનો માહીતગાર પવીત્ર લખનાર ફીરેશતાઓની સાથે છે. અને જે કોરાન પઢે છે અને તેમાં ઝબાન અટકે છે અને તેના પર ઘણુ કઠણુ છે તો તેને બેવડો સવાબ છે

( એટલે એક તો પઢવાનો સવાબ અને બીજો તકલીફ ઉઠાવવાનો સવાબ ) ( બુખારી મુસલીમ )

(૭) જે શખસ કોરાન પઢે અને જે તેમાં છે તે સાથે અમલ કરે તો કયામતના દીને તેના માબાપને તાજ પેહરાવવામાં આવશે જેની રોશની ઘણી સરસ હશે જેવી કે આફતાબની રોશની દુન્યાના તમારા ઘરોની અંદર હોય ત્યારે તમો શું ધારો છો તે શખસ ( નો પોતાનો શું દરજ્જો હશે ) જેણે કોરાન સાથે અમલ કીધો. ( અબુ દાઉદ )

---

## શીરક ( કદી ન માફ થનારો ગુનાહ ).

( ખુદાની ઝાતમાં યા ઇબાદતમા યા સીફાતમાં બીજા કોઇને જોડવો એ કદી ન માફ થનારો ગુનાહ છે. )

હઝરત રસુલુલ્લાહ સ. અ. સ ફરમાવ્યું કે:—

તું કોઇ પણ વસ્તુને ખુદાનો ભાગ્યો ન બનાવ અગર જો તું મરાયો જાય અને બાલ્યો જાય.

(૨) એક શખસે કહ્યું ઓ રસુલુલ્લાહ (સ) કયો ગુનાહ અલ્લાહની નજદીક ઘણો મોટો છે. હઝરતે (સ) ફરમાવ્યું કે તું કોઇને અલ્લાહના જેવો (સકતી ધરાવનારો હાઝર નાઝર) ઠેરવીને પુકારે અને જુઓ તો અલ્લાહેજ તેને પેદા કરયો છે. ( મુસીબતની વખતે પેગમ્બર યા ઇમામ યા પીર યા બુઝરગને હાઝર નાઝર ખુદાના જેવી જોવા તથા સાંભળવા વાળી સકતી ધરાવતા સમજવું તેને શીરક કહે છે ) શીરક એટલે ભાગ ( ખુદાની સકતીમાં કોઇને ભાગ્યો સમજવો એ ન માફ થાય એવો ગુનાહ છે ) બુખારી મુસલીમ.

(૩) અલ્લાહની કસમ હું અલ્લાહનો રસુલ હોવા છતાં જાણતો નથી કે મારી સાથે અને તમારી સાથે શો મામલો બનવાનો (જ્યારે એવા મહાન પેગમ્બરનો એ હાલ છે તો બીજો કોણ છે જે ગૈબ જાણી સકે) બુખારી.

(૪) ઇબને અબાસ (રદી)થી રીવાયત છે તેવણે કહ્યું કે "હું એક દીવસ રસુલુલ્લાહ (સ) ની પાછલ હતો તો તેવણે ફરમાવ્યું એ છોકરા અલ્લાહને યાદ રાખ તે તને યાદ રાખસે. તું અલ્લાહને યાદ રાખ તે તને તારી સામે મલસે. અને જ્યારે તું માગણી કરે તો અલ્લાહથી માંગ અને જ્યારે તું મદદ ચાહે તો અલ્લાહથી મદદ ચાહ અને તું જાણ બેશક જો સઘલા લોકો તને કોઈ વસ્તુનો લાભ આપવા ભેગા થાય તો અલ્લાહે તારે માટે લખ્યું છે તેટલોજ લાભ આપશે અને જો તેઓ તને નુકશાની પુગાડવા ભેગા થાય તો અલ્લાહે જે લખ્યું છે તેટલીજ નુકશાની પોંહચવશે.

( તીરમઝી )

(૫) આદમીના દીલનો દરેક મેદાન માટે એક માર્ગ છે. તો જે શખસ પોતાના દીલને દરેક માર્ગ ઉપર નાખશે તો અલ્લાહ ને પરવા નથી કે કયા મેદાનમાં તેને હલાક કરે. અને જે શખસ અલ્લાહ ઉપર ભરોસો કરે તો તે સઘલા માર્ગોથી તેને બસ થશે. ( ઇબને માજા )

(૬) જ્યારે "વ અનઝેર અશીરતકલ અકરબીન" (તારા સગા ઓને ડરાવ)ની આયત ઉતરી તો નબી સાહેબ (સ) આવી રીતે ખાસ ખાસ ટોલાનુ નામ લઇને પુકારયા. "એ બની કઅબ બીન લોવે તમો પોતાના જાનોને આગથી બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને એ બની મુરે બીન કઅબ તમો તમારા જાનોને બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી અને એ બની અબદે મનાફ તમો

તમારા જાનોને આગથી બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની અબદે શમસ તમો તમારા જાનોને આગથી બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની હાશમ તમો તમારા જાનોને આગથી બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી. અને ઓ બની અબદુલ મુત્તલીબ, તમો તમારા જાનોને આગથી બચાવો કારણ કે હું અલ્લાહને ત્યાં તમને જરાએ કામ આવીશ નહી, અને ઓ ફાતેમા તું તારા જાનને આગથી બચાવ તું મારા માલમાંથી ( અત્રે આ દુન્યામાં ) જે જોઇએ તે માંગ કારણ કે હું અલ્લાહને ત્યાં તને જરાએ કામ આવીશ નહી." ( બુખારી મુસલીમ )

(૭) જે શખસને સારૂં લાગે કે લોકો તેની આગળ તસવીરની તરેહ ( હાથ બાંધીને વગર હીલચાલે ને વગર અહીં તહીં જુએ અદાબથી ઉભા રહે જેવી રીતે નમાઝમાં અલ્લાહની સાંમે ઉભું રહેવાય છે ) તો તેને જોઇએ કે પોતાનું ઠેકાણું આગમાં ઠેડવે. ( તીરમઝી )

(૮) જે ( શખસ ) અલ્લાહ સીવાય બીજા કોઇ માટે ( કુરબાની ) ઝબાહ કરે તો તેને ખુદાએ લઅનત કરી છે. ( મુસલીમ )

(૯) જયાં સુધી મારી ઉમતના કેટલાક કબીલા મુશરીકોની સાથે મલસે નહી તથા મારી ઉમતના કેટલાક કબીલા સ્થાનો પુ જશે નહી ત્યાં સુધી કયામત થશે નહી. ( તીરમઝી )

(૧૦) જે કોઇ ( શખસ ) ખબર બતાવનાર ( એટલે નજુમી-રમલવાળો-ફાલ જોનારા વગેરે ગૈબ જાણવાનો દાવો કરનારા લોકો ) પાસે જાય તો તેની ચાલીસ દીવસની નમાઝ કબુલ થશે નહી. ( મુસલીમ )

(૧૧) તમો નહી કહો "જે અલ્લાહ ચાહે ને મોહમદ ચાહે" પણ તમે ફકત કહો "જે અલ્લાહ ચાહે."

(૧૨) ખચીત રસુલુલ્લાહ (સ) મોહાજેર તથા અનસારના કેટલાક લોકોમાં બેઠા હતા એવામાં એક ઉંટ આવ્યું ને તેણે પેગમ્બર (સ) ને સીજદો કરયો. તો સહાબાએ કહ્યું એ રસુલુલ્લાહ (સ) તમને મુગા પ્રાણીઓ તથા ઝાડ સીજદો કરે છે તો અમને જરૂર છે કે તમને સીજદો કરયે તો હઝરત (સ) ફરમાવ્યું કે તમારા પરવરદીગારની તમો બંદગી કરો ને તમારા ભાઇની ( મારી ) તાઝીમ કરો.

(૧૩) કેસ બીન સઅદ ( રદી ) થી રીવાયત છે કે હું "હીરા" માં આવ્યો તો તેઓને ( લોકોને ) જોયા કે પોતાના મરઝબાનને સીજદો કરે છે તો મેં કહ્યું બેશક રસુલુલ્લાહ (સ) સીજદો કરવાને વધુ લાયક છે ફરી હું રસુલુલ્લાહ ( સ ) પાસે આવ્યો ને મેં કહ્યું કે મેં 'હીરા' જોયું છે ફરી તેઓને જોયા જેઓ પોતાના મરઝબાનને સીજદો કરે છે તો આપને હું સીજદો કરૂં એ વધુ લાયક છે. ત્યારે હઝરતે ( સ ) ફરમાવ્યું કે વારૂ વીચાર કર જો તું મારી કબર ઉપર ગુજરે તો તું શું તેને સીજદો કરસે? મેં કહ્યું નહી. હઝરતે ફરમાવ્યું તો ( હમણા બી સીજદો ) નહી કરો.

( અબુદાઉદ )

(૧૪) અલ્લાહે ફરમાવ્યું કે તમારામાંનો કોઇ કહે નહી "મારો બંદો" અને "મારી બંદી" તમો સઘલા અલ્લાહના બંદા છો અને તમારી ઓરતો સઘલી અલ્લાહની બંદી છે. અને ગુલામ પોતાના શેઠને મૌલા કહે નહી કારણ કે તમારો મૌલા અલ્લાહ છે. ( મુસલીમ )

(૧૫) મોતરેફ બીન અબદુલ્લાહ બી શખ્ખીર ( રદી ) થી રીવાયત છે તેવણે કહ્યું કે હું બની અમીરના વફદ ( ડેપ્યુટેશન) માં રસુલુલ્લાહ (સ) તરફ ચાલ્યો ફરી અમે કહ્યું "તમો અમારા સરદાર છો" ત્યારે રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું સર

દાર અલ્લાહ છે ફરી અમે કહ્યું બુઝરગીમાં અમારા મોટા છો. અને ઘણા સખી છો. તો તેવણે કહ્યું એવી વાત કહો અથવા એથી થોડી ઓછી કહો જેથી તમને શેતાન બેઅ દબ ન કરે. ( અબુદાઉદ )

(૧૬) જેવી રીતે ખ્રીસ્તીઓએ ઇસા ( અલે ) ને હદથી વધારયા તેવી રીતે તમો મને હદથી વધારો નહી કારણ કે હું બંદોજ છું. તમો મને અલ્લાહનો બંદો તથા તેનો રસુલ કહો. ( બુખારી મુસલીમ )

(૧૭) ખચીત હું ઇચ્છુ છું કે જે મરતબો અલ્લાહ તઆલાએ મને ઇનાયત કરયો છે તેથી વધુ મને વધારો નહી. હું મોહમદ બીન અબદુલ્લા તેનો બંદો છું તથા તેનો રસુલ છું.

(૧૮) ગેબના ખઝાના પાંચ છે જેને અલ્લાહ સીવાય કોઇ જાણતું નથી. અલ્લાહ સીવાય કોઇ જાણતું નથી કે કાલે શું થશે અને કોઇ જાણતું નથી કે ગર્ભસ્તાનમાં શું છે અને કોઇ જીવ જાણતો નથી કે કાલે શું કરસે અને કોઇ જીવ જાણતો નથી કે કઇ ઝમીનમાં મરસે અને કોઇ જાણતું નથી કે કયારે વરસાદ વરસશે. ( બુખારી )

(૧૯) જે કોઇ પોતાના બાપને મુકીને બીજાને બાપ બનાવે અને તે જાણતો પણ હોય કે તે તેનો બાપ નથી તો તેના ઉપર જંનત હરામ છે. ( બુખારી મુસલીમ )

(૨૦) એકની બીમારી બીજાને લાગતી નથી અને અપસુકન લેવું નથી. અને દેવ ભુત નુકશાન કરવાના માલક નથી. ( બુખારી મુસલીમ )

(૨૧) અપસુકન શીર્ક છે.

(૨૨) નઝર ( માનતા ) કરો નહી. કારણ કે નઝર તકદીરને કંઇ

ટાલતી નથી અને નઝરના લીધે તો ફક્ત બખીલનો માલ ખરચ થાય છે. ( મુસલીમ )

(૨૩) અલ્લાહ અઝઝ વજલ્લ ફરમાવે છે કે જે કોઇ એક નેકી લાવશે તેને માટે દસ ઘણું છે. અથવા ( એથી પણ ) હું વધારસ. અને જે કોઇ બદી લાવશે તો બદલો બદીનો એકજ છે, અથવા હું તેને માફ કરસ. અને જે કોઇ મારેથી વેંત પાસે થાય છે તો હું તેને એક હાથ પાસે થાઉં છું અને જે કોઈ મારેથી એક હાથ પાસે થાય છે તો હું તેને એક વામ પાસે થાઉં છું અને જે કોઇ મારી પાસે ચાલતો આવે છે તો હું તેની પાસે દોડતો આવું છું. અને જે કોઇ જમીન ભરીને ગુનાહોની સાથે મારી મુલાકાત લેસે અને તેણે કોઈ ચીજ ને મારી શરીક કરી નહી હશે ( મારી ઝાતમાં યા ઈબાદતમાં યા સીફતમાં કોઇને જોડયો ન હશે ) તો હું તેટલીજ મગફેરત ( બખશીશ ) ની સાથે મુલાકાત કરીશ. ( મુસલીમ )

(૨૪) જે કોઇએ અલ્લાહની મુલાકાત એવી હાલતમાં કરી કે તેની (અલ્લાહની) સાથે કોઇને શરીક કરયો નહી તો તે જંનતમાં દાખલ થશે. અને જે કોઇ તેની મુલાકાત એવી હાલતમાં કરશે કે તેની સાથે કોઇને શરીક કરયો છે તો તે દોઝખમાં જશે એટલે જે (મરતાં દમ સુધી) ખોદાનેજ ( નફા નુકસાનનો ) માલીક જાણશે તો તે જંનતી છે અને જે ખુદા સીવાય બીજા કોઈને નફા નુકસાનનો માલીક જાણશે તો તે મુશરીક દોઝખી છે. ( મુસલીમ )

(૨૫) (લોકોના) દેખાવ માટે (તેઓથી ડરીને યા તેઓની તારીફ માટે ) થોડું પણ કામ કરવું શીરક છે.

---

## ૩૩

# બીદઅત.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—**

હમ્દ તથા સલાત પછી વાત તો આ છે કે ખચીત બહેતર વાત ખુદાની કીતાબ છે. અને સારો માર્ગ મોહમદનો માર્ગ છે. અને બુરાં કામો તે નવા નીકળેલા (બીદઅત) છે અને દરેક બીદઅત ગુમરાહી છે. ( મુસલીમ )

(૨) દરેક બીદઅત ગુમરાહી છે ને દરેક ગુમરાહી ( નો ઠેકાણો ) આગ છે.

(૩) બીસમીલ્લા પઢીને "ઇનના આ તૈના" ની પુરી સુરા પઢીને ફરમાવ્યું (કે) તમો જાણો છો કૌસર શું છે? અમે કહ્યું અલ્લાહ તથા તેનો રસુલ સારી રીતે જાણે છે. હઝરતે (સ) ફરમાવ્યું કે તે એક નેહર છે. મારા પરવરદીગારે મને તેનો વાયદો આપ્યો છે. તેનાપર ઘણી ખૈર છે તે હોઝ પર કયામતના દીને મારી ઉમત આવશે તેના વાસણ તારાઓની ગણત્રી એ છે. ફરી એક બંદો તેઓમાંનો અટકાવાસે. હું કહીશ ઓ મારા પરવરદીગાર ખચીત તે મારી ઉમતમાંથી છે ત્યારે (મને) કહેવામાં આવશે કે તું જાણતો નથી તારી પછી તેણે કેવો નવો માર્ગ કાઢયો. ( એટલે બીદઅતી થયો. ) ( મુસલીમ )

(૪) હું તમને વસયત કરૂં છું જે ખુદાથી ડરો અને હાકેમોને કબુલ કરો અને તેઓની ફરમાબરદારી કરો અગર તે હાકમ હબશી ગુલામ હોય તે છતાં, તે પછી મારી બાદ તમારામાંથી જે કોઇ જીવતા રહેશે તેઓ આખેરીમાં ઘણો એખતેલાફ (ગેર સમજુતી) જોશે તો તમો લાઝમ જાણો પોતા ઉપર મારો રવઇઓ તથા મારા ખલીફાઓનો રવઇઓ કે જેઓ ખુબીઓવાલા તથા નેક રાહ પામેલા છે. એ રવઇ-

આને મજબુત પકડો ને જોરથી તેને દાંતોથી પકડો. અને નવા કામોથી બચો એટલા સારૂ જે હરનવી ચીઝ (રસમ) બીદઅત છે અને બીદઅત ગુમરાહી છે. (અબુ દાઉદ)

(૫) મારાથી આગળ કોઈ પણ પેગમ્બરને અલ્લાહે કોઈ ઉમતમાં મોકલ્યા છે તો તેમને માટે તેમની ઉમતમાંથી હવારીયો (ચોખા જાન ફીદા કરનાર) તથા સહાબીઓ થયા કરે છે જે તેઓની સુંન્ત પકડે છે. અને તેમના હુકમની તાબેદારી કરે છે ફરી તેઓ પછી એવા નાલાએક નીકળે છે કે જે કહેલું છે તે કરતા નથી અને જેનો હુકમ નથી તે કરે છે ( એટલે સુંન્ત છોડી નવી રસમો બીદઅત પકડે છે ) તો જે કોઇ તેઓથી હાથથી જેહાદ કરે છે તે મોમીન છે. અને જે કોઇ તેઓની સાથે જીબથી જેહાદ કરે તે મોમીન છે. અને જે કોઇ તેઓ સાથે પોતાના દીલથી જેહાદ કરે તે મોમીન છે. આ ત્રણ કામો સીવાય ફરી તો રાઈના દાણા બરાબર ઇમાન નથી. ( મુસલીમ )

(૬) જે શખસ મારી સુન્તોમાંની કોઇ સુંન્ત જે ભુલાઇ ગઈ હશે તે જારી કરશે તો તે શખસને બરાબર તેના પ્રમાણમાં સવાબ મલસે કે જેપર અમલ થશે. અને અમલ કરનારાઓનું સવાબ ઓછું થશે નહી. અને જેણે ગુમરાહીની નવી બીદઅત કાઢી તેનાથી અલ્લાહ અને રસુલ રાઝી નહી અને તેનાપર ગુનાહ બરાબર તે પ્રમાણે થશે કે જે પર (લોકો) અમલ કરસે ને અમલ કરનારાઓના ગુનાહ જરાબી ઓછો થશે નહી. (તીરમઝી)

(૭) જેઓ મારી સુંનત પર અમલ કરશે ફસાદના વખતે ( જે વખતે બીદઅતી રીવાજ ફેલાયલો હશે ) તો તેને સો શહીદોનો સવાબ મલસે.

(૮) જે કોઇ અમારા આ કામમાં એટલે દીનમા અને શરીઅતમાં

નવી વાત કાઢે કે જે તેમાં ન હોય તો તે નવી વાત (રસમ) અથવા તેનો કાઢનાર મરદુદ છે. (બુખારી મુસલીમ)

(૯) જે કોઇ એવું કામ કરે કે જેના વીસે અમારો હુકમ નથી તો તે કામ મરદુદ છે. ( મોહરમાં તાજ્યા તથા અ-લમ બેસાડનારાઓ તથા માતમની મજલીસ કરનારાઓ ચેતો.) (મુસલીમ)

(૧૦) અલ્લાહની નાફરમાનીમાં કોઇની તાબેદારી નથી તાબેદારી તો સારા કામમાંજ છે (ઇમામ અથવા ઉસ્તાદ અથવા મા બા-પની તાબેદારી સારા કામમાં કરે અને શરીઅત વીરૂધ કામમાં કોઇની તાબેદારી કરવી તે ગોયા તેને ખુદા તથા તેના રસુલ કરતાં મોટો સમજનાર લેખાશે ) ( બુખારી મુસલીમ )

(૧૧) અલ્લાહ લાનત કરે તેના પર કે જે પોતાના મા બાપ પર લાનત કરે અને અલ્લાહ લાનત કરે તેના પર કે જે ખુદા સીવાય બીજા કોઇના માનમાં ઝબાહ કરે અને અલ્લાહ લાનત કરે તેનાપર કે જે બીદઅતી ને આશરો આપે અને અલ્લાહ લાનત કરે તેનાપર કે જે ઝમીનની હદો મટાડે. ( મુસલીમ )

(૧૨) ઇનસાનની પરીક્ષા તેના ઘરવાળાઓમાં તેના માલમાં તેના જાનમાં તેની અવલાદમાં તથા તેના પાડોસીમાં થાય છે તેનો કફારો નમાઝ—રોઝા—સદકો—સારા કામોનો હુકમ કરવો અને બુરા કામોથી મના કરવામાં છે. ( બુખારી મુસલીમ )

(૧૩) આદમીઓનો દાખલો જાણે સો ઉંટ છે કે તેમાં સવારીને લાયક એક પણ તમને મળશે નહી (તેવીજ રીતે સો આ-દમીઓમાં એક બી કામીલ મોમીન સંગતને લાયક મળતું નથી મતલબ કે સુંનતપર અમલ કરનારા ને બીદઅતને છોડનારા જુજ હોય છે ) ( બુખારી મુસલીમ )

(૧૪) જે કોઇ ( બીજી ) કોઇ કોમ જેવી પોતે નકલ કરશે (તો) તે તેમાંથી છે ( એટલે મુસલમાન થઇને કાફરો જેવી

રીતભાત એખત્યાર કરશે તો તેનો હશર કાફરો સાથે થશે.

(૧૫) મુશરીકોથી વીરૂધતા કરો. દાહડી મોટી મોટી કરો અને મુછો ઓછી કરો.

(૧૬) મરદોએ ઝઅફરાન ( કેસર ) લગાડવી હરામ છે ( ઇસલામીઓ હીંદુઓને પગલે ચાલી લગન ક્રીયામાં ખાસ કરીને લગાડે છે. તેમજ ચોપડા પુજવાની ક્રીયામાં પોતાના હાથે છાંટે છે. ( બુખારી મુસલીમ )

(૧૭) શો હાલ છે તે લોકોનો કે જે કામ હું કરૂં છું તેથી દુર રહેવામાં તેઓ સફાઈ જાણે છે. ખુદાની કસમ હું તેઓ કરતાં અલ્લાહને વધારે જાણું છું અને તેઓ કરતાં હું તેનાથી વધારે ડરનાર છું. ( બુખારી મુસલીમ )

(૧૮) હું જે જાણું છું તેને જો તમો જાણો તો તમો ઘણા રડો ને થોડા હસો. ( બુખારી મુસલીમ )

## થોડીક બીદઅતોના નમુના.

નીચલી સરવે શરીઅત વીરૂધની રસમો બીદઅત છે. અને હઝરત (સ) એ ફરમાવ્યું છે કે દરેક બીદઅત ગુમરાહી છે અને ગુમરાહીનો ઠેકાણો દોઝખ છે.

(૧) બુઝરગોની કબરોપર ઉરૂસ વગેરેનો ધામધુમથી મેળો ભરવો, રોશની કરવી, સંદલ કાઢવો કબરને ચુમવું ચાટવું તવાફ કરવો સીજદો કરવો ચાદરો ચહડાવવી. વાજા વગડાવવા કવાલી વગેરે ગાનતાનનો જલસો કરવો કબરો પાસે નમાઝ પઢવી કોરાન પઢાવવું વગેરે.

(૨) મરણ પછી મોલુદ, ઝયારત, દસમુ વીસમુ ત્રીસમુ ચહેલમ છમસી વરસી એ સરવે ખોટી રસમો છે. મરણ પામેલાઓના હકમાં સવાબ પોહચાડવા ગરીબોને અવારનવાર

ખાનુ ખવરાવવું યા કપડા આપવા યા જે કાંઇ બી જ્યારે બી બની શકે તે ખેરાત સદકો કરવું મના નથી બલકે તાકીદ છે પણ ચોકસ તારીખેજ કરવું એ બુરૂ છે. જેથી એક ફરઝ થઇ પડે છે કોઇ પાસે જોગવાઇ હોય યા ન હોય, પણ એ રસમ ફરઝ થઇ જવાથી વ્યાજે કરજ લાવીને બી એ રસમ બજાવવી પડે છે જેથી મુરદાંની ખાતર જીવતાને મરવું પડે છે કે રખે ન કરવાથી સગાવાહલા યા દોસ્તો ટીકા કરશે, યા ખુબ ધામધુમથી કરવાથી નામના થશે. જેથી એવી રસમો બજાવવી મરહુમના સારૂ નહી પણ પોતાની વાહવાહ ગવાડવા યા લાગતાવલગતાઓના ડરના લીધે બજાવવું થાય છે. ઇસલામમાં એવી ફરઝ છેજ નહી. પોતાથી જે કાંઇ બને અને જ્યારે બી બને ત્યારે ભલે મરહુમ સારૂ ખરચો. યા કાંઈ બી ન બને તો ફકત દુઆ કરો કે જેના જેવી સરસ રીત કોઇ બી નથી. મરહુમ સારૂ હમેશા દુઆ કરતા રહો જેથી તેને તથા દુઆ કરનારને હમેશા સવાબ થશે. ઇસલામ એવો આસાન મઝહબ છે પણ અફસોસ લોકોએ એવી એવી બીદઅતોથી સખત બનાવી દીધો છે. અને ઉરૂસ વગેરે કામો સારૂ લાઅનત ફરમાવી છે તેને સવાબે દારેન સમજે છે!

(૩) શાદી વગેરે ટાંકણે નાચ વાજા ગાજા આતશબાઝી વગેરે ફુઝુલ ખરચ.

(૪) સલામની બદલે આદાબ–બંદગી વગેરે કહેવું.

(૫) મરદોએ રેશમ–સોનુ–પેહરવું મુછો વધારવી દાહડી બોડાવવી મીસી યા મહેંદી લગાડવી વગેરે.

(૬) વીધવાના નીકાહને હીંદુઓ મુજબ એબ સમજવું જ્યારે હઝરત (સ) ની એક સીવાય સરવે બીબીઓ વીધવા હતી.

(૭) ઓરતોએ બારીક લીબાસ પેહરવો, અવાજ કરતું ઘરેણું

પેહેરવું દેરજેઠ વગેરે નામહરમની સાંમે વગર પરદે આવવું મરદોના જલસામાં જવું.

(૮) મરણુ ટાંકણે પુકારી રડવું–મોપર છાતીપર પીટવું મુરદાંના વખાણુ કરીને રડવું માતમ કરવી.

(૯) ખાસ ખાસ તારીખોએ મરહુમોનો ગમ તાજો કરવો જેવી રીતે કે મોહરમમાં કરવામાં આવે છે. તાબુતો કાહડવામાં આવે છે પંજા બેસાડવામાં આવે છે માનતાઓ ચડાવવામાં આવે છે. એહલેબેત (અ) પર નવી નવી તરેહની વાતો જોડી નવા મરસીઆ વરસો વરસ બનાવી ખુબ માતમ કરવી પછી તરતજ સરસ સરસ પકવાનો ખાવા ખવડાવવા શરબતો પીવા પીવડાવવા ( આપણા ઘરમાં કોઈનુ મરણુ થાય તો માતમ પછી તરતજ સરસ પકવાન ખાવા ખવ-ડાવવા તથા શરબત પીવા, પીવડાવવા ગમે કે ? )

(૧૦) શેતરંજ પાના પાસા વગેરે રમવા.

(૧૧) સણુગાર સાફ દીવાલો પર ફેન્સી પરદા લગાડવા તસવીરો લગાડવી તથા ફુઝુલ ખરચો કરવા.

(૧૨) સફરે જતાં આવતાં વડાઓને પગે લાગવું.

(૧૩) સોના ચાંદીના વાસણો વાપરવા વગેરે.

---

## શાદી.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કે:—**

ખચીત ઘણી બરકતવાળી નીકાહ તે છે કે જે તકલીફમાં સહેલ હો.

(૨) બુરૂ ખાનું તે વલીમા (શાદી) નું ખાનું છે. જેમાં તવંગરો નોતરાય અને ફકીરો તજાય. અને જે દાવત (સુંનત તરીકાની હોય ને એ) કબુલ નહી કરે તો તેણે અલ્લાહની તથા તેના રસુલની નાફરમાની કરી. ( બુખારી મુસલીમ )

(૩) ખાનુ આપવું પેહલે દીનનો હક છે. અને બીજા દીવસનો દસ્તુર છે અને ત્રીજા દીવસનો મશહુર થવા સારૂ છે અને જેણે પોતાને મશહુર થવા ચાહું તેને અલ્લાહ રૂસ્વા કરશે. ( તીરમઝી )

(૪) જે લોક બદલા સારૂ તથા નામ સારૂં ખાનું કરે તો તેઓનું ખાનું કબુલ કરો નહી અને ખાઓ નહી.

---

## રાગ-વાજું.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—

(૧) મને મારા પરવરદીગારે વાજા ગાજા મટાડવાનો હુકમ કીધો છે.

(૨) હરામ થઇ છે શરાબ, જુગાર અને કુબા (વાજા) અને જે ચીજ નીશા લાવે તે હરામ છે. (મીશકાત)

(૩) ઘુંઘરો કે ઘાટરડી શૈતાનનુ વાગુ છે. (મુસલીમ)

(૪) રાગ દીલમાં નીફાક ઉગાડે છે જેવી રીતે પાણી ઉગાડે છે ખેતી. ( મીશકાત)

(૫) તમારામાનાં કોઇના પેટનું પરૂથી ભરાવું તે એટલે સુધી કે તેના ફેફસાને લાગે એ બહેતર છે આથી કે તેનુ પેટ **શેઅરથી ભરાય.** (મુસલીમ)

(૬) નાફે (રદી) થી રીવાયત છે કે હું ઇબને ઉમર (રદી) સાથે હતો. રસ્તામાં તેઓએ એક વાજુ સાંભલ્યું તો તેઓએ પોતાની બેઉ આંગલીઓ પોતાના બેઉ કાનોમાં નાંખીને તે રસ્તાપરથી બીજે તરફ ચાલ્યા ગયા જ્યારે દુર નીકળી ગયા ત્યારે કહ્યું એ નાફે ભલા તું કાંઈ સાંભળે છે મેં જવાબ દીધો કે નહી. ત્યારે તેઓએ બેઉ કાનોમાંથી આંગલીઓ કાહડી અને કહ્યુ કે હું રસુલુલ્લાહ (સ. અ. સ.) સાથે હતો ને તેઓએ એક વાંસલીનો અવાઝ સાંભલ્યો તો એમજ કરયું જેવું મેં કરયું. ( અબુ દાઉદ )

---

# સોનું.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

" તમારામાંનો જે કોઇ આગનો અંગારો લેવા ધારે છે અને ફરી તેને પોતાના હાથમાં મુકે છે." હઝરતે (સલ) એક શખસના હાથમાં સોનાની વીંટી જોઇ ત્યારે તેઓએ ઉપર મુજબ ફરમાવ્યું ફરી તે વીંટી (તે શખસના હાથમાંથી) કાઢીને ફેંકી ફરી રસુલુલ્લાહ ( સ ) ના ગયા પછી તે શખસને કહેવાયું કે તારી વીંટી લે અને તેથી લાભ લે. તો તેણે કહ્યુ કે નહી. ખુદાની કસમ રસુલુલ્લાહે જે (ચીજ) ને ફેંકી તેને કદી લઇશ નહી. (બુખારી મુસલીમ)

(૨) જે કોઇએ સોના ચાંદીના વાસણમાં પીધું તેણે પોતાના પેટમાં જહનમની આગ ઉતારી. ( મુસલીમ )

(૩) બેશક એ બે ચીઝો ( હઝરત (સ) એ પોતાના જમના હાથમાં રેશમ તથા ડાબા હાથમાં સોનુ લઇ ફરમાવ્યું કે) મારી ઉમતના મરદો માટે હરામ છે.

( ઇમામ આહમદ હંબલ નીસાઇ અબુદાઉદ )

# રેશમી લીબાસ.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

જે કોઈ (મરદ) દુન્યામાં રેશમી કપડુ પેહરસે તો તે કયા મતમાં (રેશમ) પેહરશે નહી. (બુખારી મુસલીમ)

(૨) આ રેશમને તો તેજ શખસ પહેરે જેનો (આખેરતમાં) હીસ્સો નથી. (મુસલીમ)

(૩) એક શખસના બદન પર બે લાલ રંગના કપડા હતા અને તેણે હઝરત (સ) ને સલામ કરી તો તેઓએ જવાબ ન આપ્યો. (અબુ દાઉદ—તીરમઝી)

---

# શરાબ વગેરે નીશો.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

દરેક પીવાની વસ્તુ જે નીશા લાવે તે હરામ છે. (બુખારી મુસલીમ)

(૩) જે ચીઝ નીશો લાવનારી હોય તે થોડી યા ઘણી હરામ છે. ખુદાતઆલાએ શરાબ પીનારા વેચનારા ને ખરીદનારા પર લઅનત કરી છે.

(૪) દરેક નીશો લાવનાર વસ્તુ હરામ છે. ખચીત ખુદાએ પોતાપર ઠેરવ્યું છે કે જે નીશાવાલી વસ્તુ પીએ તેને તે "તીનતુલ ખબાલ" પીવડાવશે. સહાબાએ કહ્યું "તીનતુલ ખબાલ" શી ચીજ છે ઓ રસુલુલ્લાહ ? હઝરતે (સ) ફરમાવ્યું કે જે દોઝખીઓનો નીચોડ (પરૂ) છે. (મુસલીમ)

---

# આપઘાત.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કે—

જે ફાંસો ખાઈને મરે છે તે જંહનમમાં ફાંસો ખાયા કરસે અને જે ભોંકીને મરે છે તે પોતાના જીવને આગમાં ભોંકયા કરશે.
( બુખારી )

( ૨ ) જેણે પાહાડપરથી પોતાને ફેંકીને મારી નાખ્યો તો તે જંહનમમાં હમેશા ઊંચેથી પડયા કરશે ત્યાં હમેશા રહ્યા કરશે અને જે કોઈ ઝહેર પીને પોતાને મારશે તો તેનું ઝહેર તેના હાથમાં રહેસે તેને તે દોઝખમાં પીતો રહેસે અને જે કોઈ પોતાના જાનને લોઢાથી એટલે હથીઆરથી મારશે તો તે હથીઆર તેના હાથમાં હશે તેને દોઝખમાં પોતાના પેટમાં હમેશા ભોકયા કરશે. ( બુખારી મુસલીમ )

---

# કોઈની તારીફ ન કરવા વીસે.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કે—

જ્યારે તમો ઘણી તારીફ કરવાવાલાઓને જુઓ તો તેઓના મોઢામાં ખાક ભરી દેઓ. ( મુસલીમ )

( ૨ ) જ્યારે કોઈ બદકારની તારીફ કરવામાં આવે છે તો તે ખુદાના ગઝબમાં આવે છે ને તેથી અરશ કાંપે છે.

( ૩ ) ખચીત તમે તે શખસને હલાક કરયો અથવા તે શખસની પીઠ તોડી નાંખી. ( હઝરત રસુલુલ્લાહ ( સ ) તે શખસને

ફરમાવ્યું કે જેણે બીજાની ઘણી વખાણ કરી. )

( બુખારી મુસલીમ )

( ૪ ) તને અફસોસ છે કે તેં તારા સાથીની ગરદન કાપી છે. હાય તેં તારાવાલાની ગરદન ઉડાવી છે. ( એક શખસે બીજાની તારીફ કરી ત્યારે હઝરત (સ) એ કેટલીકવાર એ હદીસ તેને ફરમાવી કેમકે તારીફ કરવી તે માણસ માટે ઝેર છે. કારણ તે મગરૂરીમાં પડે છે કે હું ખરેજ આવો તારીફ લાયક છું જેના દીલમાં એવી મગરૂરી પેઠી તે હલાક થયો ) ( બુખારી મુસલીમ )

( ૫ ) તમારામાંનો જે કોઈ પોતાના મુસલમાન ભાઈની તારીફ કરવા ચાહતોજ હોય તો તે કહે કે હું ફલાણાને ( આવો સારો ધારૂં છું અને અલ્લાહ તેને સારી રીતે જાણે છે. અને હું કોઈને અલ્લાહ આગલ નીરદોષ ઠેડવતો નથી. હું ધારૂં છું કે ફલાણો શખસ આવો આવો છે. જો તે વીસે તેને ખાત્રી હોય.) ( બુખારી મુસલીમ )

---

## તસવીર.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—**

તારો નકશવાલો પરદો મારી આગળથી દુર કર કારણ કે તેની તસવીરો હમેશ મારી આગલ નમાઝમાં આવ્યા કરે છે.

( બુખારી )

( ૨ ) અલ્લાહ ફરમાવે છે મારી બનાવેલી તસવીરોની જેમ જે બનાવવા લાગે તેથી વધુ કોણ ઝાલીમ છે? તેઓને જોઈએ કે એક રજને કે એક દાણાને કે એક જવને પેદા કરે.

( મુસલીમ )

(૩) દરેક તસવીર બનાવનાર કે ચીતરનાર દોઝખમાં છે.
(બુખારી મુસલીમ)

(૪) કયામતના દીને ઘણો સખત અઝાબ તેને છે જેણે નબીને કતલ કરયો અથવા નબીએ જેને કતલ કરયો અથવા જેણે પોતાના મા બાપને કતલ કરયો અને તસવીરો બનાવનારને અને તે આલીમને કે જેના ઈલમથી કંઈ લાભ નહી આપે.

(૫) જે કોઈ ખેતી તથા ગાય બકરીની રખવાલ સીવાય કુતરાને રાખશે તો દરરોજ તેની નેકીમાંથી એક કીરાત (પાંચ પાંચ જવ) ગટસે. (બુખારી મુસલીમ)

---

# મોત.

**હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કે—**

તમે મરવા પડેલાને લાઈલાહા ઇલ્લલ્લાહની તલકીન કરો. (મરવાની વખતે લા ઇલાહા ઈલ્લલ્લાહ પુકારીને કહો કે જેથી મરનાર પણ તે સાંભલીને બોલે. પણ તેને મોડેથી બોલવાની ફરજ પાડો નહી કદાચ તે ના પાડી બેસે.) (મુસલીમ)

(૨) જ્યારે તમો મૈયતની પાસે ભેગા થાઓ તો સારી વાત કહો. કારણ કે જે તમે કહો છો તે પર ફીરેશતા આમીન કહે છે. (મુસલીમ)

(૩) મૈયતની પાછલ ત્રણ ચીજ જાય છે તેની અહલ (ઘર વાલા) માલ અને અમલ. ફરી તેમાંના બે (ઘરવાલા અને માલ) પાછા ફરે છે. અને એક (અમલ તેની સાથે) રહી જાય છે. (બુખારી મુસલીમ)

(૪) જનાઝાને જલદી લઈ જાઓ. જો તે નેકબખત છે તો તમે તેને ભલાઈની તરફ નજદીક કરયો (એટલે કબરમાં જઇને સવાબ મેળવશે) અને જો તે બીજો કંઇ છે (બુરો છે) તો તમે તે (બુરા) ને પોતાની ગરદનપરથી ઉતારયો.

(બુખારી મુસલીમ)

(૫) જ્યારે માણુસ મરયો તો તેના અમલ કપાઈ ગયા (એટલે અમલ હાંસલ કરવાનું બંધ થયું) પણ ત્રણ તરેહના અમલ મોત પછી બી કપાતા નથી. (૧) સદકો ખેરાત જેનો લાભ હમેશા જારી હોય. (૨) તે ઇલમ કે જેથી લોકો લાભ લે. (૩) નેક અવલાદ જે બાપને માટે દોઆ કરે.

(મુસલીમ)

(૬) તમે મુરદાને ગાલો ન ભાંડો (બુરૂ ન કહો) કેમકે તેઓ પોતાનાં કરતુકે પોંહચી ગયાં છે.

(બુખારી)

(૭) તમારામાંનો દરેક અલ્લાહની સાથે સારી ધારણા રાખતો હોય એવી હાલતમાં મરે (મરતી વેળા અલ્લાહને રહીમ, કરીમ, ગફાર વગેરે જાણીને બખશીશની આશા દીલમાં રાખે કે જેથી ખુશી અને શોખની સાથે અલ્લાહની તરફ જાય. અને હાઝર રહેનારાબી અલ્લાહની રહીમી કરીમીની સીફત બ્યાન કરયા કરે.)

(મુસલીમ)

(૮) જ્યારે કોઈ (મોમીન) બંદાનો ફરઝંદ મરે છે અલ્લાહ તઆલા ફીરેશતાઓને ફરમાવે છે (શું) તમોએ મારા બંદાના ફરઝંદની રૂહ કબઝ કરી ? કહે છે હા. પાછું અલ્લાહ તઆલા ફરમાવે છે શું તમોએ તેના દીલના મેવાને કબઝ કરયો ? ફરી કહે છે હા. પાછું અલ્લાહ તઆલા ફરમાવે છે મારા બંદાએ શું કહ્યું ? કહે છે તારી તારીફ કરી અને "ઈન્ના લીલ્લાહે વઈન્ના ઇલે હે રાજેઉન" કહ્યું. પછી અલ્લાહ તઆલા ફરમાવે છે મારા બંદા સારૂ બહેશતમાં એક મોટું મકાન બનાવો અને તેનું નામ રાખો બએતુલ હમ્દ.

(તીરમઝી આહમદ)

(૯) જે મુડદો મરે ને પછી કોઇ રડનારા ઉભા થાય ને કહે હાય મારા પાહાડ અને ઓ મારા સરદાર વગેરે વાતો કહે તો અલ્લાહ તઆલા બે ફીરેશતા મુકરર કરે છે તેના સારૂ જેઓ મુડદાને છાતીપર ઠોંસા મારે છે અને કહે છે શું તું એવોજ છે? (કે જેવી તારી તારીફ રડીને ગવાય છે. પોતાને એવા અઝાબથી બચાવવા દરેક શખસ પર ફરઝ છે કે પોતાના ઘરવાલાઓને આગલથી વસ્યત કરી રાખે કે તેના મરણ ટાંકણે માતમ ન કરે છતાં કોઈ માતમ કરશે તો તેની સઝા તે ભોગવશે) (તીરમઝી)

(૧૦) જે જનાઝા સાથે નોહો કરનારી ઓરત હોય તે સાથે જવાની મના છે. (ઈબ્ને માજા)

(૧૧) પુકારીને રડનારીઓની દોઝખમાં બે સફ બનાવવામાં આવશે. એક સીધી બાજુ બીજી ડાબી બાજુ. ત્યારે (તેઓ ત્યાં) દોઝખીઓપર નોહા કરસે જેવી રીતે કુતરા રડે છે. (તીબરાની)

(૧૨) હું તેનાથી બેઝાર છું જે માથું બોડાવે અને પુકારીને રડે અને ગીરેબાન ફાડે. (બુખારી મુસલીમ)

(૧૩) ચાર બાબત મારી ઉમતમાં કુફરના લોકોની છે જેને તેઓ છોડશે નહી. તેમાંની એક (મુડદા પર) પુકારીને રડવાની છે અને ફરમાવ્યું જે પુકારીને રડનારી ઓરત પોતાના મરણની આગમજ તોબા ન કરી હશે તો કયામતના દીને તેણીને તેલનો પેહરન અને ખારશની (ખુજલીની) ઓઢણી પેહરાવવામાં આવશે. (મુસલીમ)

(૧૪) લઅનત છે ચીલ્લાઇને રડનારી ઓરતપર અને સાંભલ-નારી પર. (અબુ દાઉદ)

(૧૫) તું જા અને તે ઓરતોના (એટલે જાફર બીન અબુ તા-લીબ (રદી) ની ઓરતોના) મોંમાં ધુલ નાખ. (જાફર તૈયાર

( રદી ) જેઓ હઝરતના કાકા હતા જેઓને હઝરતે ( સ ) લડાઈ ઉપર મોકલ્યા હતા જ્યારે તેમની શહાદતની ખબર આવી તો હઝરત (સ) ને ઘણો ગમ થયો અને જાફરના ઘરની ઓરતો વીલાપ કરવા લાગી. એક શખસે એ બાબતની હઝરત (સ) ને ખબર કરી. હઝરતે ફરમાવ્યું જઈને તેઓને રોકો. તેણે જઈને મનાઈ કરી. ઓરતોએ માન્યું નહી ફરી હઝરત (સ) ને અરઝ કરી કે તેઓ માનતી નથી. હઝરતે કહ્યું ફરી જા અને મનાઈ કર એવી રીતે ત્રણવાર તે શખસને મોકલ્યો તેણે કહ્યું ઓ હઝરત ઓરતો માનતી નથી અને અમારેથી ચઢી ગઈ છે. ત્યારે હસુરતે ગુસ્સો કરી ઉપલી હકીકત ફરમાવી. )

( બુખારી મુસલીમ )

(૧૬) શું તમે સાંભલ્યું નથી કે અલ્લાહ અઝાબ નથી કરતો આંખમાંથી આંસુ નીકલવાથી અને દીલમાં ગમ થવાથી પણ અઝાબ કરે છે આ કારણસર એમ કહીને જીભને દેખાડી ઈશારો કરયો (એટલે એનાપર જરૂર અઝાબ થાય છે ઘરવાળાઓના રડવાથી પણ જો ઝબાનથી ઈન્ના લીલ્લાહે વઈન્ના ઈલેહે રાજેઉન” કહેવાથી અને સબર કરવાથી રહેમ થાય છે. ) ( બુખારી મુસલીમ )

(૧૭) આંખ વહે છે અને દીલ ગમ કરે છે અને અમારો પરવર દીગાર રાજી થાય તેજ અમે કહીએ છીએ ( ઈન્ના લીલ્લાહે વઈન્ના ઈલેહે રાજેઉન) ખુદાની કસમ ઓ ઈબ્રાહીમ (હઝરત (સ) ના ફરઝંદને તેના આખરી વખતે હઝરતે કહ્યું ) અમે તારે લીધે ગમગીન છૈએ. ( મુસલીમ )

(૧૮) મૈયતને તેનાપર વીલાપ (નોહા) કરવાને લીધે તેની કબરમાં અઝાબ થાય છે. ( બુખારી મુસલીમ )

(૧૯) જો મને એવો ડર ન હતે કે તમે મુડદાને દફન નહી કરો

તો હું અલ્લાહથી દોઆ કરતે કે તમને કબરનો અઝાબ સંભલાવે ( એટલે કબરનો અઝાબ એવો સખત છે કે તે તમે સાંભલો તો બેભાન થઇ જાઓ અને મુડદાઓને દફન ન કરો. ) ( મુસલીમ )

(૨૦) મુસલમાન જ્યારે કબરમાં પુછાય છે તો તે આ શાક્ષી આપે છે કે "લા ઈલાહા ઈલ્લલ્લા મોહમદન રસુલુલ્લાહ" તો ખુદાનુ કોરાનમા છે "જે લોકો ઇમાન લાવ્યા તેઓને અલ્લાહ સીધ વાતપર ઠરાવે છે" તે આ એજ લોકો છે. ( બુખારી મુસલીમ )

(૨૧) જ્યારે તમે જનાઝાની પાછળ જાઓ તો જ્યાં સુધી તે ઝમીનપર મુકાય નહી (ત્યાં સુધી) તમારે બેસવું નહી. ( મુસલીમ )

(૨૨) એક યાહુદી ઓરત મરી ગઈ હતી તેના સગાં રડતા હતા ત્યારે હઝરત (સ) ફરમાવ્યું કે ખચીત વાત તો આ છે કે તેના ઉપર રડાય છે અને તેને કબરમાં અઝાબ થાય છે. ( બુખારી મુસલીમ )

(૨૩) ઝીંદાની ( જીવતા લોકોની ) દુઆથી મરણ પામેલાઓનો અઝાબ રફા થાય છે ( ઉપાડી લેવામાં આવે છે ) ( હઝરતે (સ) એક ઠેકાણે ફરમાવ્યું કે મરણ પામેલાઓ છે તે જીવતાઓના મોહતાજ છે અને એ આશા રાખે છે કે એઓના પ્યારાઓ એઓના હકમાં મગફેરતની દુઆ કરશે પણ અફસોસ દુન્યાના લોકોની એવી ઉલટી સમજ છે કે એઓના હકમાં દુઆ કરવાનું છોડી ઉલટું એઓની પાસેથી પોતાની બહેતરીની આશા રાખે છે (યા તેની પછવાડે માતમ કરીને અઝાબનો તોહફો મોકલે છે. )

(૨૪) જે વખત ઇનસાન ખેરાત કરે છે મુરદાની નીયતથી તો અલ્લાહ તઆલા જીબરઈલ (અલે) ને હુકમ કરે છે કે મારી રહેમત લઇને મુરદાની કબર પર જાઓ.

---

# કબર.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—**

અલ્લાહ યાહુદીપર લાનત કરે તેઓએ પોતાના પેગમ્બરોની કબરોને મસજીદ ( સીજદાની જગયા ) બનાવી. (મુસલીમ)

( ૨ ) રસુલુલ્લાહ ( સ ) એ લાનત કરી તે ઓરતો પર કે જેઓએ કબરોને મસજીદ બનાવી ( એટલે કબરોને સીજદો કરયો યા ત્યાં નમાઝ પઢી ) તથા જેઓએ કબરો પર બતીઓ રોશન કરી ( આ હદીસથી ઉરૂસ ભરનારાઓએ ચેતવું જોઇએ કે જે કામ માટે હઝરત ( સ ) એ લાઅનત કરી તેને તેઓ સવાબે દારેન સમજે છે ! )

અબુદાઉદ તીરમઝી

( ૩ ) તમો જાણો કે ખચીત તમારાથી આગળ જે હતા તેઓ પોતાના પેગમ્બરો તથા સારા લોકો ( બુઝરગો વલીઓ ) ની કબરોને મસજીદ ઠેરવતા હતા તમો સાંભલો કે તમારે કબરોને મસજીદ બનાવવી નહી. ખચીત હું તમોને એથી મનાઈ કરૂં છું. મુસલીમ

( ૪ ) ન બનાવો મારી કબરને ઈદગા (એટલે જેમ દર વરસે ઈદ થાય છે ને બધા લોકો જમા થઇ ઉરૂસ વગેરેની ધામધુમથી મેળો કરે છે તેમ મારી કબર કરશો નહી ) અને દરૂદ મોકલો મારાપર એટલા માટે કે તમારી દરૂદ મને પોંહચાડવામાં આવે છે તમો કયાંબી હોવો.

( ૫ ) કબર પર બેસો નહી અને તેઓ તરફ નમાઝ પઢો નહી ( જ્યારે તેથી ઉલટુજ લોકો મુજાવરો બની કબર પાસે બેસે છે ને ત્યાં નમાઝ સીજદા બજાવે છે ) મુસલીમ.

(૬) ખચીત જ્યારે તેઓમાંનો કોઈ સારો માણુસ મરી જતો તો તેઓની કબર ઉપર મસજીદ બનાવતા અને ત્યાં તેવી સુરતો ચીતરતા તે લોકો ખુદાને ત્યાં બુરી મખલુક છે.

બુખારી મુસલીમ

(૭) અલબતા તમારામાંનું કોઈનું અંગાર પર બેસવું ફરી તેના કપડા બલવા કે તેની ચામડીને લાગવું એ કબર ઉપર બેસવા કરતાં બહેતર છે. (મુસલીમ)

(૮) (કબરોની ઝયારત એ કારણુસર કરી શકાય છે કે નીયત હોય ઈબરત લેવાની ને દીલ નરમ કરવાની જે વીસે રસુલુલ્લાહ (સ) ફરમાવે છે) કબરોની ઝયારત કરવાની મેં તમોને મના કરી હતી પણ કબરોની ઝયારત કરતા રહો ખચીત ઝયારત કરવી દુન્યાથી બેદીલ કરે છે ને આખેરત યાદ દેવાડે છે. (ઈબ્ને માજા)

(૯) મના થઈ છે કબરને ગચી કરવાની તથા કબર પર ઈમારત બનાવવાની તથા તેપર બેસવાની. મુસલીમ

(૧૦) ખચીત અલ્લાહે અમને હુકમ નથી કરયો કે અમો પથર અને માટીને કપડું ઓઢાડયે. (કબરો પર ચાદર તથા કીમતી ગીલાફ ઓઢાડવામાં આવે છે તેમજ દીવાલો ફેનસી પરદાથી સણુગારવામાં આવે છે. એ બીદઅત છે. ગરીબોને ઓઢવાને સાદું કપડુ નથી મલતું ત્યારે એવો ફુઝુલ ખરચ કરવો તે ખુદાની બક્ષેલી દોલતનો ગેરઉપયોગ કરવાનો ગુનેહગાર ઠડે છે. ખુદા આપણુને દોલત આપે તો તે આપણો માલ ન થયો. તે તો તેનોજ માલ છે. અને કયામતના દીને તેનો હરેક પૈસો જે અત્રે ફુઝુલ ખરચ્યો હશે તેનો હીસાબ દેવો પડશે. (બુખારી મુસલીમ)

---

# ૫૧

# વગર ઝરૂરતે મુસાફરી ન કરવી જોઈએ.

**હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કે—:**

સફર અઝાબનો એક ટુકડો છે તે તમને ઉંઘવાથી ખાવાથી પીવાથી રોકે છે. માટે જ્યારે કોઈ કેથે ગયો હોય (તો) તે કામ પુરૂ થયે જલદી ઘરવાલા પાસે આવે (વગર ઝરૂરતે સફર કરવી મકરૂહ છે કેમકે એમાં તકલીફ છે ઉપરાંત જમાતની નમાઝ જુમાની નમાઝ જતી રહે છે) (બુખારી મુસલીમ)

(૨) ત્રણ મસજીદો મસજીદે હરામ (એટલે અદબવાલી મસજીદ મક્કાની) મસજીદે રસુલ (મદીનાની) અને મસજીદે અકસા (બૈતુલ મુકદસ જેરૂસલમની) સીવાય કજાવા બંધાય નહી. (એટલે સફર કરવી નહી) જે લોકો ઝયારત કરવા દુરના મુલકોમાં જાય છે તેઓએ ચેતવું જોઈએ સબબ સવાબ પોહચાડવા રસુલુલ્લાહ (સ) ફરમાવી ચુકા છે જે "દરૂદ મોકલો મારા પર એટલા માટે કે તમારી દરૂદ મને પોંહ ચાડવામાં આવે છે તમો કયાં બી હોવો" તેવીજ રીતે બીજા મરહુમો સારૂ દુઆ કરો કે જેથી અરસપરસ બેઉને સવાબ પોહચે. ખુદાએ ઇનસાનને દુઆનો એવો હથ્યાર આપ્યો છે કે જેથી ગરીબ તથા તવંગર સરખો લાભ લઇ શકે. નહીકા જેની પાસે દોલત હોય તેજ ઝયારત કરી શકે ને તેજ સવાબ હાંસલ કરતો રહે અને ગરીબો બેનસીબ રહે. પણ ખુદા આદીલ હોવાથી સરવેને આસાન થાય એવા હુકમો આપ્યા છે. છતાં લોકો ખોટી રસમો પકડી બીદઅતી થાય છે ને ખુદાના ગુનેહગાર ઠડે છે.

---

# દુન્યા.

**હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—**

ખચીત દુન્યા મીઠી તથા હરીભરી છે અને ખચીત અલ્લાહે એક ટોલાં પછી તમને તેમાં માલેક બનાવે છે. ફરી તે જુએ છે કે તમો કેવી રીતે અમલ કરો છો (દુન્યામાં ઇનસાનની અજમાયશ લેવાય છે.) (મુસલીમ)

(૨) તું દુન્યામાં એક મુસાફર સરખો થા. અથવા જાણે એક રસ્તાના ચાલનાર સમાન થા. અને તું પોતાને એક કબરવાળાઓમાં ગણી રાખ. (બુખારી મુસલીમ)

(૩) દુન્યા મુરદાર છે. તેને તલબ કરનાર કુત્રા છે.

(૪) દુન્યા મોમીનનો કેદખાનો છે અને કાફરોનો બગીચો છે. (મુસલીમ)

(૫) કોઈ શખસ પોતાની કલેમાની આંગલી દરયામાં નાખે ફરી તે જુએ કે તેને કેટલું પાણી લાગું તે પ્રમાણે દુન્યા આખેરતનો મુકાબેલામાં છે. (મુસલીમ)

(૬) આદમી કહે છે મારો માલ મારો માલ પણ તારો માલ તો તેજ કે જે તેં ખાધો અને ફના કરયો અથવા પેહરયો અને તેને પુરાનો કરયો અથવા સદકો કરયો અને તેને ચાલુ કરયો (ખાધું અને પેહરયું તે અત્રે ફના થયું સખાવતમાં ખરચેલું આખેરતનો ખઝાનો બની સાથે ચાલ્યું). (મુસલીમ)

(૭) જો ઘણી એક બકરીઓમાં બે ખુની વરૂ છોડવામાં આવે કે જે ખુબ ચીરી ફાડીને ખાય પણ તેમનાથી એ એટલી બરબાદી નથી પોંહચતી કે જે માણુસના દીનને પૈસાના લોભે અને નામના ઇચ્છાના લીધે થાય છે.

(૮) દુન્યામાં જેણે મશહુર થવાને કપડો પેહરયો ( જેવી રીતે શીઆ આલીમો જાહેરમાં લોકોને દેખાડવા શોકનો કાલો લીબાસ પહેરી ફરે છે સૈયદો લીલી પાઘડી બાંધે છે તથા હાજીઓ-અમીરો-મશાએખો-દરવેશો પોતે તેવા છે એમ ઓળખાવા સારૂ ખાસ લેબાસો પહેરે છે ) તો તેને ખુદા કયામતના દીને રૂસ્વાઈનો કપડો પેહરાવશે.

( અબુ દાઉદ ઈબ્નેમાજા )

(૯) જે શખસ દીની ઈલ્મ તથા અહાદીસ દુન્યા હાંસલ કરવા શીખે અને યાદ કરે છે તેનો આખેરતમાં કસો હીસ્સો નથી. ( આ હદીસ શરીફ શીઆઓની મશહુર હદીસોની કીતાબ કાફીમાંની છે. જ્યારે ખુદ શીઆ આલીમો દુન્યા કમાવા શરીઅત વીરૂધ કયામત સુધી માતમની મજલીસો ફરઝ કરી વાએઝ કરવા મોટી મોટી રકમો ફી તરીકે લે છે )

(૧૦) જે શખસ પોતાને દુન્યાથી દોસ્ત રાખે છે ( જેથી તે ) પોતાની આખરેતને નુકશાન પોંહચાડે છે અને જે શખસ પોતાને આખરેતથી દોસ્ત રાખે છે ( જેથી તે ) પોતાની દુન્યાને નુકશાન પોંહચાડે છે તો એખત્યાર કરો તે ચીજ કે જે કાયમ રહેનાર છે ( એટલે આખેરતને એખત્યાર કરો ) ઉપર તે ચીજની કે જે ફાની છે ( એટલે દુન્યા ફાની છે તેને છોડો. )

(૧૧) લાનત કરવામાં આવી છે યા લાનત કરવામાં આવે ( જે ) બંદો દીનારનો યા બંદો દીરહમનો ( હોય ) દુન્યાના પૈસા ટકા પર મશગુલ રહેનારા ઈનસાનો પર લાનત કરવામાં આવી છે ) ( તીરમઝી )

(૧૨) એક શખસ આવ્યો અને કહ્યું યા રસુલુલ્લાહ મને એવા કામની ખબર આપો કે જે વખતે હું તે કરૂં અલ્લાહ મને દોસ્ત રાખે અને લોકો ( બી ) મને દોસ્ત રાખે ફરમાવ્યું

નફરત કર અને દુન્યામાં ખાહેશ ન રાખ તને ખુદા દોસ્ત રાખશે અને જે ચીજ લોકોની પાસે છે માલ મોટાઇ તે તરફ ખાહેશ ન રાખ્યાથી લોકો તને દોસ્ત રાખસે ( લોકો સાથે પૈસા ટકા તેમજ માન ઇઝત મેલવવામાં હરીફાઈ ન કરવામાં આવે તો લોકો બી દોસ્ત રાખશે )

( તીરમઝી ઇબનેમાજા )

(૧૩) શું કોઇ એવો છે જે ચાલે પાણી પર પોતાના પગો ભીજવ્યા વગર ? સહાબાએ જવાબ આપ્યો એવો કોઈ નથી જે પોતાના પગોને ભીજવ્યા વગર પાણીપર ચાલે. હઝરતે (સ) ફરમાવ્યું કે એવીજ રીતે ( દુન્યાની મોહબત રાખનાર ) દુન્યાદાર ગુનાહોથી સલામત નથી. ( મીશકાત )

(૧૪) દુન્યા તે શખસનું મકાન છે જેના સારૂ (આખરતમાં) મકાન નથી અને ( દુન્યામાં ) તે શખસના સારૂ માલ છે જેના સારૂ ( આખેરતમાં ) માલ નથી. અને જે શખસ તેને જમા કરે છે તેના સારૂ અકલ નથી. ( મીશકાત )

(૧૫) જ્યારે ઇનસાન મરે છે ફીરેશતા પુછે છે (શું નેક અમલો) આગળ મોકલ્યા છે ઇનસાન કહે છે જે ( માલ ) પાછલ છોડયું ( ફીરેશતા નેક અમલ સારૂ પુછે છે તો ઇનસાન જે માલ છોડયુ તે બતાવે છે ) ( મીશકાત )

(૧૬) જે દુન્યામાં વગર લાલચ અપાયલો છે ( દુન્યાની મોહબત રાખનાર નથી ) ને ફુઝુલ વાતો ઓછી કરનારો છે તો તેની નજદીકી સોધો ખચીત તેને ( ખુદા તરફથી ) હીકમત સીખવવામાં આવે છે અને અપાય છે. ( મીશકાત )

(૧૭) ખચીત તમારી જીંદગી તો તમારાથી પ્રથમની ઉમતોને જોતાં એવી છે કે જેવી અસરની નમાઝથી મગરીબ સુધી ( એટલે આગલી ઉમતોની ઉમર કરતાં તમારી ઉમર બહુ

ટુંકી છે. માટે આ ટુંક જીંદગી દુન્યાદારી કામોમાંજ ન ખતમ કરો બલકે દરેક દુખ ખમીને બી ખુદા તથા તેના રસુલના ફરમાનો મુજબ અમલ કરો અને તે રીતે તમારી ટુંક જીંદગી ખતમ કરો (બુખારી)

---

# હઝરત અલી અ દુન્યા વીસે શું ફરમાવે છે.

(૧) દુન્યાથી ખુશ થવું બેવકુફી છે.

(૨) દુન્યા ઝેર છે તેને એ ખાય જે ઓળખે નહી.

(૩) દુન્યા એવી છે કે જે તેને ચાહે તેને અને ન ચાહે તેને પણ ખુદા આપે છે પણ **દીન** એવું છે કે તે નથી આપતો પણ તેને કે જે તેને ચાહે.

(૪) ઝમાનો ગુજરી જાય છે તે અજબ છે પણ લોકોની ગફલત એ કરતાં પણ વધારે અજબ છે.

(૫) દુન્યાની સફાઇમાં મેલ મલેલો છે. અને તેમાં આરામ છે તે બીમારી સાથે મલેલો છે.

(૬) અએ દુન્યાના બંદાઓ દીવસના લેવા વેચવા મશગુલ થાઓ છો અને રાતના પોતાના બીછાના પર આરામ કરોછો. અને પડખા ફેરવો છો અને સુવોછો. અને આખેરતના કામથી ગાફીલ થાઓછો અને ઇબાદતના કામોથી સુસ્તી કરોછો તો આખેરતના કામ કયારે કરશો ? અને મુસાફરીની તૈયારી કયારે કરશો ?

(૭) દુન્યાના લોકો સાથે વધારે મોહબત ન કર. કેમકે તેઓની સોબતથી તું આજીઝ રહીશ. અને તેઓ તારા દુશમન થશે.

કેમકે એ લોકો આગ જેવા છે તેઓથી ફાયદો થોડો થાય છે અને બાળે વધારે છે.

(૮) દુન્યાને બદલે આખરેતને વેચ નહી. અને અમ્મરને બદલે ફાનીને લે નહી.

(૯) લોકો સાથે સોહબત ઓછી રાખ કેમકે તું ગરીબ થઈ જશે તો તારા ઉપર ફખર કરશે અને અગર તવંગર થઈશ તો તો હસદ કરશે.

(૧૦) અએ લોકો માહીતગાર થાઓ કે દુન્યા એક ફાની થનાર મુસાફરખાના સમાન છે અને હમેશાં બાકી રહેનાર આખેરત છે. તમોને લાઝીમ છે કે આ મુસાફરખાનાથી કાંઇ હાસીલ કરો. એટલે નેક અમલ કરો કે તમોને આખેરતનું ભાતુ થાય. અને જેની સામે તમારા તમામ કામ જાહેર અને ખુલ્લા છે તેની સામે શા માટે પરદો કરોછો ? માટે પરહેઝ કરો.

(૧૧) અએ લોકો મરવાની પહેલે પોતાના દીલ દુન્યાથી જુદા કરો. અને દુન્યામા તમોને ફક્ત અજમાઇશ માટે મોકલ્યા છે. અને તમો આખેરત માટે પેદા થયા છો.

(૧૨) ઇનસાન જ્યાં સુધી દુન્યાને તુચ્છ નહી સમજે ત્યાં સુધી બુઝરગ નહી થાય.

(૧૩) દુન્યામાં ખુશ હશે તે આખેરતમાં હલાક થશે અને દુન્યામાં ગમગીન હશે તે આખેરતમાં ખુશી થશે.

(૧૪) મને એ શખસથી અજબ લાગે છે કે દુન્યાથી જવાવાળો છે અને મુસાફરીનો સામાન તઇયાર કરતો નથી.

(૧૫) જેના માટે દુન્યામાં મુસીબતો અને સખતીઓ નથી તેના માટે આખેરતમાં નેઅમતો નથી.

(૧૬) અફસોસ છે જીંદગાની તમામ થઈ અને ગુનાહ સીવાય આખેરત માટે બીજુ કાંઇ ભાતું ભેગુ કરયું નહીં અને હજી પણ તારી ગફલતનો એવો હાલ છે કે નફસની લીઝતો કે જે ફાની છે અને હવા તથા હવસમાં ગીરફતાર છો અને હીસાબના દીવસ અને પોતાના ખાલીકના મતલબથી બીલકુલ ગાફીલ છો.

(૧૭) અએ ઉંચી ઉંચી મેડી અને મહેલના રહેનારાઓ હુશયાર થઈ જાઓ કે નજીક છે કે તમો માટીમાં મલી જશો અને જમીનમાં દફન થશો અને અએ લોકો હુશીઆર થઈ જાઓ કે એક ફીરેશતો હમેશા ખુદા તરફથી જમીનવાળાઓ અને દુન્યાવાળાઓને અવાજ આપીને કહે છે કે અએ ગાફેલો ગફલતમાં કેમ પડયા છો ? અને શા માટે સારી ઇમારતો બનાવવામાં મશગુલ થાઓછો ? કેમકે એ તો ફક્ત પોતાના વખતને બરબાદ કરવાનુ છે અને તમો પેદા નથી થયા પણ મરવા માટે અને આજે ઉમદા ઉમદા ઇમારતો બનાવો છો તે ટુક મુદતમાં ખરાબ વીરાન અને બરબાદ થઈ જશે.

(૧૮) અએ લોકો તમે જાણુતા નથી કે દુન્યામાં ખુશી કરવી તે ફરેબ ખાવાનુ છે છેવટે શરમીંદગી વીના બીજું કંઈ નથી અને અએ આરામ ચાહવાવાળાઓ તમારૂ હમેશા દુન્યામાં રહેવાનુ બનવાજોગ નથી. અને એવો ખ્યાલ ખોટો છે અએ ગાફેલો ગફલતની ઉંઘથી જાગો અને આખેરતનો તોશો હાસીલ કરો કેમકે એક દીવસ જરૂર દુન્યાથી જવું છે માટે આખેરતનો ભાતો મેળવા જલદી કરો કેમકે મોત તમારી તાકમાં છે અને એક દીવસ જરૂર નાઝીલ થશે. અએ લોકો દુન્યા મુસાફરખાના સમાન છે કે મુસાફર ત્યાં રાતના થોભે છે અને સવારના ચાલતો થાય છે.

(૧૯) અએ દુન્યા ચાહવાવાળાઓ હુશયાર થઈ જાઓ કે દુન્યા બેઇઝતીનુ મકાન છે અને દુન્યાની મીઠાશ ઈંદ્રા રાવન કરતાં પણ વધારે કડવી અને ખરાબ સ્વાદવાલી છે પણ દોલતમં-દોને દોલત ખુબ ફરેબ આપી રહી છે અને ખુબ તકબુર અને અંહકારવાળા બનાવે છે. માટે અએ લોકો તેનાથી પરહેઝ કરો કે તે ફાની છે અને આખેરત જે બાકી રહેનાર છે તેના માટે કોશીશ અને મહેનત કરો કે તેથી હમેશા ફાયદો થશે.

(૨૦) જેણે દુન્યાપર ભરોસો રાખ્યો તે બદબખત અને કમનસીબ છે.

(૨૧) જે શખસ ખુદાના દીનને રમત સમજશે તેને ખુદા જહનમમાં દાખલ કરશે.

(૨૨) જે શખસની જીંદગીથી કોઇને ફાયદો ન પોહચે તે શખસની ગણુત્રી ઓરતોમાં છે.

(૨૩) જે શખસ ખુદાથી ડરસે તેને ખુદા હરેક ચીજથી બેડર રાખશે.

(૨૪) જે શખસ લોકોથી ડરશે તેને ખુદા દરેક ચીજથી ડરાવશે.

(૨૫) જેણે ખુદાનો ખોફ કરયો તેને કોઇનો ખોફ નથી.

(૨૬) દુન્યાની મોહબતથી ડરો કે તે શેતાનની જાળ અને ઈમાનની ખરાબી છે.

(૨૭) પોતાના નફસ સાથે જેહાદ કરવો તે બેહીશત ખરીદવા જેવું છે. તે જેણે પોતાના નફસ સાથે જેહાદ કરી :તેણે બેહીશત ખરીદયું અને આતો બહુજ બહેતર સવાબ છે.

(૨૮) અએ લોકો જાણો કે દુન્યા અને આખેરત બે ઓરતો સમાન છે કે એક મરદના ઘરમાં હોય તો એકને રાજી રાખે તો બીજી નારાજ થઈ જાય છે.

(૨૯) અએ લોકો જાણો કે એક ફીરેશતો હમેશા નીદા કરે છે કે અએ લોકો જણો મરી જવા માટે ઈમારતો બનાવો ખરાબ થવા માટે ભેગું કરો મુકી જવા માટે.

(૩૦) અએ લોકો જાણો કે દુન્યા ખરાબ છે કેમકે તેમાં નેકી થોડી છે અને બદી વધારે છે. લીઝત ઘણી ઓછી છે અને પસ્તાવો બહુજ છે અને તેની રાહત છે તે સખતી અને ઈજા સાથે મલેલી છે અને તેની ઉમદગી નહસ સાથે મલેલી છે અને તેનો ફાયદો નુકસાન સાથે મલેલો છે અને તેની મીઠાસ કડવાસ સાથે મલેલી છે. માટે તેણીથી બચો.

(૩૧) માલ ભેગો ન કર. કેમકે તને ખબર નથી કે કેના માટે ભેગો કરે છે.

(૩૨) જે જીવતાથી કોઇને ફાયદો પહોંચે નહી તે મુરદા સમાન છે.

(૩૩) અએ મોમેનો જાણો કે તમારો માલ અને તમારી અવલાદ ફીતનો છે જેમકે તે વીસે ખુદાએ કોરાનમાં ફરમાવ્યું છે. તો કયામતના દીવસે માલ અને અવલાદ કાંઈ પણ કામ નહી આવે પણ જે શખસ સાફ દીલથી રાહે ખુદામાં વાપરશે તેનુ ફળ ત્યા પામશે.

(૩૪) અએ લોકો તમારી પાસે માલ ઓછો હોય તો ખુદાનો શુકર કરો કેમકે માલ જેટલો વધારે હશે તેટલો હીસાબ દેવો પડશે.

(૩૫) ઈનસાન જે દમ લે છે તે મોત તરફ ઉતાવલેથી જવા દગલા ભરતો હોય તે સમાન છે.

---

# વાએઝ કરનારા અને કોરાન પઢનારા પણ તે મુજબ અમલ ન કરનારાઓનો હાલ.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

શબે મઅરાજમાં કેટલાએક શખસોને મેં જોયા કે તેઓના હોઠ આગની કાતરથી કપાતી હતી મેં કહ્યું અએ જીબરઈલ એઓ કોણ છે (જીબરઈલે) કહ્યું કે એ લોકો તારી ઉમતના વાએઝ કરનારાઓ છે જે ચીજ (અમલ) કે તેઓ (લોકોને કરવા) કહેતા હતા પણ તેઓ પોતે તેમ કરતા નહતા. ખુદાની કીતાબ (કોરાન) પઢતા હતા અને અમલ નહી કરતા હતા. (મીશકાત)

(૨) કયામતના દીવસે એક શખસને લાવવામાં આવશે ફરી તે આગમાં નખાશે તો તેના પેટની આંતરડીઓ નીકળશે ફરી જેવી રીતે ગધેડુ ઘંટીમાં ફરે છે તેવી રીતે તે તે આંતરડીઓ સાથે ફરસે. ફરી તેની પાસે દોઝખ વાળા ભેગા થશે અને કહેશે કે ઓ ફલાના તને શું થયું ? શું તું અમને ભલી વાતની નસીહત કરતો નહતો અને બુરી વાતથી રોકતો નહતો ? તો તે કહેશે હા હું તમને ભલી વાતની નહસીત કરતો હતો પણ હું તે કામ કરતો નહતો તથા બુરી વાતની મનાઈ કરતો હતો પણ હું પોતે તે કામ કરતો હતો.

(બુખારી મુસલીમ)

---

# બીમારી

**હઝરત રસુલુલ્લાહ સ. અ. સ. ફરમાવ્યું કેઃ—**

અલ્લાહે કોઈબી બીમારી મોકલી છે તો તેના માટે દવા પણ મોકલી છે. ( બુખારી )

(૨) કોઈ પણ મુસલમાન ( મોમીન )ને બીમારીથી કે તે સીવાય બીજા કંઈથી દુખ અને મુસીબત પોંહચે તો જેવી રીતે ઝાડ પાંદડાંને ખેરવે છે તેમ તેને લીધે અલ્લાહ તેના ગુનાહોને ખેરવે છે ( એટલે દરેક રંજ અને તકલીફથી ઈમાનદાર મુસલમાનના ગુનાહ દુર થાય છે તે એવી શરતથી કે તે તેપર સબર કરે ને ઈનના લીલ્લાહે વ ઈનના ઈલેહે રાજેઉન કહેતો રહે ) ( બુખારી મુસલીમ )

(૩) રસુલુલ્લાહ (સ) ની આગળ એક ઓરતે તાપને બુરૂ કહ્યું તો હઝરતે (સ) ફરમાવ્યું કે તાપને બુરૂ ન કહો એનાથી ગુનાહ માફ થાય છે.

(૪) જે કોઈ (મોમીન) માંદાની બીમાર પુરસી કરસે તે હમેશા જંનતના બગીચાઓમાં મેવો ચુંટશે. ( મુસલીમ )

(૫) જો તું ચાહે તો સબર કર અને તારે માટે જંનત છે અને જો ચાહે તો તારે માટે અલ્લાહથી દુઆ કરૂં કે તે તને સાજી કરે ( એક બીમાર ઓરતને હઝરતે (સ) ફરમાવ્યું ( બુખારી મુસલીમ )

(૬) જ્યારે બંદો બીમાર થાય છે અથવા સફર કરે છે તો તંદરૂસ્તી અને ઘરમાં બેસવાની હાલતમાં જે કામ કરતો હતો તે ( સવાબ ) તેને માટે લખાય છે. ( બુખારી )

(૭) તાઉન ( પલેગ ) અઝાબ હતી અલ્લાહ પોતાના બંદાઓમાંથી જે પર ચાહે તે પર મોકલે છે ફરી અલ્લાહે તેને ઈમાન વાલાંઓ માટે રહેમત કરી છે. કોઈ પણ બંદો જે ગામમાં પલેગ હોય ત્યાં (તે) હોય અને તેમાં સબર કરીને થોભી રહે સવાબની આશા કરીને નીકલે નહી તે જાણે છે કે અલ્લાહે જે લખ્યું છે તે સીવાય કંઈ તેને થનાર નથી તો તેને માટે શહીદનો સવાબ છે. ( મુસલીમ )

(૮) જ્યારે અલ્લાહ કોઇ કોમ ઉપર અઝાબ નાખે છે તો જેટલાં તે કોમમાં હોય તે સરવેને લાગે છે. ફરી કયામતના પોતાના આમાલ પ્રમાણે ઉઠાવાસે. ( બુખારી મુસલીમ )

(૯) જ્યારે તમે કોઇ ઝમીનમાં પલેગનું સાંભલો તો ત્યાં ન જાઓ અને જે ઝમીનમાં તમો હોવો અને ત્યાં પલેગ આવે તો ત્યાંથી ન નીકલો ( કોઈ ઘરમાં યા મોહલ્લામાં પલેગના કેસો થયા હોય તો સાવચેતી દાખલ તે ઘર બદલવું યા ખુલ્લી જગામાં જવું મના નથી. કેમકે ખુદાતઆલા કોરાને શરીફમાં ફરમાવે છે જે જાણીબુજીને તમારી જાનને હલાકતમાં ન નાખો ) ( બુખારી મુસલીમ )

(૧૦) ખચીત રસુલુલ્લાલ (સ) એક જુઝામવાલાનો હાથ પકડયો અને પોતાની સાથે એક ( ખાનાના ) વાસણમાં મુકયો ફરી કહ્યું ખા અલ્લાહ પર ભરોસો રાખીને અને તેના પર આધાર રાખીને અમને અલહ ઉપર ભરોસો છે અને તેની ઉપરજ આધાર છે. જેને ચાહે બીમાર કરે જેને ચાહે તંદરૂસ્ત કરે કોઈ બીમાર સાથે ખાવામાં અમો પરહેઝ કરતા નથી અને બીમારી લાગી જવાની ( વાત ) માનતા નથી.

( ઈબ્ને માજા )

# કસમ

**હઝરત રસુલુલ્લાહ (સ) ફરમાવ્યું કેઃ—**

તમે જાણો કે જે શખસ કસમ ખાય તો ખુદા સીવાય કોઈની ન ખાય.

(૨) વેપારમાં ઘણા કસમ ખાવાથી બચતા રહો કારણ કે તે સોદાનુ ચલણ કરે છે પણ બરકતને મટાડે છે. (મુસલીમ)

(૩) જે શખસ અલ્લાહ સીવાય બીજાની કસમ ખાધી તેણે શીરક કરયું (ખુદાની કસમ ખાવી એટલે ખુદાને સાક્ષી રાખવું થયું ને ખુદાજ બધે ઠેકાણે હાઝર નાઝર છે ને બધુ જોઈ તથા સાંભલી શકે છે. પેગમબર યા ઈમામ યા પીર હાઝર નાઝર નથી તેમ અલ્લાહની જેમ કશુ જોતા યા સાંભલી શકતા નથી જે કોઇએ પેગમ્બર યા ઈમામ યા પીરની કસમ ખાધી તો અલ્લાહની જેવી શકતીમાં તેને જોડયો એટલે તે કસમ ખાનારે શીરક કરયું ( (તીરમઝી )

(૪) તમો ખોટા માબુદો (ખુદા સીવાય સરવે ખોટા માબુદો છે ) તથા તમારા બાપદાદાઓની કસમ ખાઓ નહી.

(૫) અલ્લાહે તમારા બાપદાદાની કસમ ખાવાની મનાઈ કરી છે. જે કોઇ કસમ ખાનાર હોય તેને જોઇએ કે અલ્લાહની કસમ ખાય. અથવા ચુપ રહે. ( બુખારી મુસલીમ )

(૬) ખોટા કસમોથી મકાનો વેરાન થઈ જાય છે.

(૭) જે કોઇ કસમ ખાઈ બેસે ફરી તેને તે વાત સીવાય બીજી વાત ( શરીઅત મુજબની ) સારી લાગે તો તેને જોઇએ કે પોતાના કસમનો કફ્ફારો આપી ફરી જે કામ બહેતર હોય તે કરે ( દસ માણસોને સારૂ ખાનુ ખવરાવવું યા કપડા

પેહરાવવા તે કસમનો કફ્ફારો છે )

( બુખારી મુસલીમ )

(૮) જે કોઈ મુસલમાનના માલને કસમ ખાઇ નાહક લેશે તો અલ્લાહની એવી હાલતમાં મુલાકાત કરશે કે તે તેના ઉપર ગુસ્સો કરનાર હશે. ફરી રસુલુલ્લાહ (સ) તેને લગતી કોરાનની ( આયત ) અમારી આગળ પઢી "બેશક જે લોકો અલ્લાહને દરમ્યાનમાં ( સાક્ષી ) રાખીને તથા જુઠી કસમ ખાઈને થોડો દુન્યાનો માલ લઈ લે છે તે લોકો માટે આ ખરેતમાં કંઈ હીસ્સો નથી અને ન તેઓથી કયામતના દીવસે અલ્લાહ વાત કરશે અને ન તેઓને (ગુનાહોથી) પાક કરસે અને તેઓને માટે દુખની માર છે."

( બુખારી મુસલીમ )

---

# સ્વપનુ

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ ) ફરમાવ્યું કેઃ—**

જ્યારે તમારામાંના કોઇને ખરાબ સ્વપનુ દેખાય તો શેતાનના ખેલની કોઇને ખબર કરે નહી. ( મુસલીમ )

(૨) જ્યારે તમારામાંનો કોઈ અણગમતુ સ્વપનુ જુએ તો તે ડાબી બાજુએ ત્રણવાર થુકે અને શેતાનથી ખુદા પાસે ત્રણ વાર પનાહ માગે ( અઉઝો બીલ્લાહે મીશન શેતાનની રજીમ કહે ).

(૩) જ્યારે તમારામાંનો કોઈ નાપસંદ સ્વપનુ જુએ તો ઉભો થાય અને નમાઝ પઢે અને તે સ્વપનાની વાત કોઇને કહે નહી. ( બુખારી મુસલીમ )

(૪) જ્યારે ઝમાનો કરીબ થશે તો ઈમાનવાલાઓના સ્વપના જુઠા થવા લાગશે નહી. ( બુખારી મુસલીમ )

(૫) તમારામાં ઘણું સાચું બોલનાર ઘણા સાચા સ્વપનાવાલો છે. ( મુસલીમ )

(૬) સારો સ્વપનો અલ્લાહ તરફથી છે ને પરેશાન સ્વપનો શેતાન તરફથી છે. ( બુખારી )

(૭) જે કોઈ વગર જુએ બનાવટ કરીને સ્વપનુ બ્યાન કરે તેને એવો હુકમ થશે કે તે બે જવને ગાંઠ મારે અને એ કદી થઈ સકસે નહી ( તેવી રીતે તેનાપર અઝાબ પણ બંધ થશે નહી ) ( મુસલીમ )

(૮) નેક આદમીનો સારો સ્વપનો તે નબુવતના ભાગોમાં છેતાલીસમો ભાગ છે. ( બુખારી )

(૯) જેણે મને સ્વપનામાં જોયો તે મને જાગતામાં જોશે અથવા તો તેણે મને જાગતામાં જોયો શેતાન મારી સુરત ધારણ કરી સકતો નથી. ( બુખારી મુસલીમ )

(૧૦) જે શખસ સાચા સ્વપના પર ઇમાન ન લાવ્યો તે ખુદા અને તેના રસુલ પર બી ઈમાન ન લાવ્યો.

(૧૧) તમારાથી આગલી ઉમતોમાં મોહદસો ( એટલે ખુદા જેઓ સાથે વહી ઈલહામ મારફતે વાતો કરે તે ) થતા રહ્યા છે અને જરૂર મારી ઉમતમાં બી ( એવા શખસો ) થશે જેમાંથી એક ઉમર બીન ખતાબ છે.

( મુસલીમ તીરમઝી નીસાઈ )

---

# યતીમ

**હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ) ફરમાવ્યું કેઃ—**

જે માણુસ યતીમને માથે હાથ ફેરવશે અને ફકત અલ્લાહને જ માટે ફેરવશે તો તેનો હાથ જેટલા વાલો ઉપર ફરયો હશે તેટલી નેકીઓ તેને મલસે અને જે માણુસ કે તેની પાસે રહેલા યતીમ છોકરો કે છોકરી પર ઉપકાર કરયો તો તે અને હું જંનતમાં એવી રીતે રહીશું જેવી રીતે શહાદતની આંગલી અને વચલી આંગલી છે.

(૨) કયામતમાં કેટલાક માણુસ કબરમાંથી એવી રીતે ઉઠશે કે તેમના મોઢામાંથી આગના ભડકે ભડકા નીકળતા હશે. કોઇએ આપને પુછયું ઓ રસુલુલ્લાહ (સ) તે કોણુ હશે? આપે ફરમાવ્યું તમને ખબર નથી? અલ્લાહ તઆલાએ કોરાનમાં ફરમાવ્યું છે કે જે લોકો યતીમનો માલ નાહક ખાય છે તે લોકો પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે.

(૩) હું અને યતીમને પાળનાર જંનતમાં આ બંનેની જેમ છીએ અને હઝરત (સ) કલેમાની આંગલી તથા વચલી આ આગલીના તરફ ઇશારો કરયો (મુસલીમ)

---

# સલામ

**હઝરત રસુલુલ્લાહ (સ અ. સ) ફરમાવ્યું કેઃ—**

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે જ્યાં સુધી તમો ઈમાન લાવશો નહી જંનતમાં જશો નહી અને જ્યાં સુધી આપસમાં મોહબત પેદા કરશો નહી ત્યાં સુધી પુરા ઈમાનદાર થશો નહી

શુ હુ તમને એક એવી ચીજ નહી બતાવું કે જ્યારે તમો કરશો તો આપસમાં દોસ્ત થશો. તમો સલામ કરવાનો આપસમાં રીવાજ આપો. ( મુસલીમ )

(૨) એક શખસે પુછયું કે ઈસલામની કઈ ખસલત સારી છે ? તેને હઝરતે ( સ ) ફરમાવ્યું કે "ખાનુ ખવરાવે અને જેને તું ઓળખે અને જેને તું નહી ઓળખે તેને તું સલામ કરે" ( બુખારી મુસલીમ )

(૩) ( જે શખસ ) સવાર ( હોય તે ) ચાલનાર પર સલામ કરે અને ( જે શખસ ) ચાલનાર ( હોય તે ) બેસનાર પર સલામ કરે અને થોડા ( શખસો હોય તે ) ઘણા પર સલામ કરે. ( બુખારી મુસલીમ )

(૪) જ્યારે તમને અહેલે કીતાબ ( ખ્રીસ્તી યાહુદી વગેરે ) સલામ કરે તો તમો અલૈકુમ ( એટલે તમારાપર ) કહો. ( બુખારી મુસલીમ )

---

# જે ચીઝ પોતા સારૂ પસંદ કરે તેજ બીજાઓ સારૂ બી પસંદ કરવી જોઈએ.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કે:—**

તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કોઇ બંદો જ્યાં સુધી પોતા માટે જે ચીજ પસંદ કરે છે તે પોતાના પાડોસી માટે અથવા પોતાના ભાઇ માટે પસંદ નહી કરસે ત્યાં સુધી પુરો મો-અમીન થતો નથી. ( મુસલીમ )

(૨) અફ્ઝલ ઇમાન તે છે કે તું દોસ્તી રાખે અલ્લાહને વાસ્તે ને દુશમનની રાખે અલ્લાહના વાસ્તે ને જારી રાખે ઝબાનને અલ્લાહની ઝીકરમાં. અને તું લોકો સારૂ ભલુ તે જાણે કે જે તું તારા પોતાના જાન સારૂ ભલુ જાણે અને બુરૂ જાણે તું લોકો સારૂ જે તું તારા પોતાના સારૂ બુરૂ જાણે.

( મીશકાત )

---

# અલ્લાહની ઝીકર અને પસંદગી.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—

અલ્લાહના ઝીકર શીવાય બીજી વાતો વધારે કરયા કરો નહી. કેમકે અલ્લાહતઆલાની ઝીકર સીવાયની બહુ વાતો દીલને સખત કરી નાંખે છે અને લોકોમાંથી તે માણસ અલ્લાહથી વધારે દુર છે કે જેનું દીલ સખત છે.

(૨) જે માણસ અલ્લાહને વાસ્તે તવાઝો ( નમનતાઈ ) કરે છે અલ્લાહતઆલા તેનો મરતબો વધારી દે છે અને જે માણસ અભીમાન કરે છે અલ્લાહતઆલા તેની ગરદન ભાગે છે.

(૩) સાત શખસોને અલ્લાહ પોતાના સાયામાં રાખશે કે તે દીવસે કે જ્યારે તેના સાયા વગર કોઇનો સાયો હશે નહી. ( કયામતના દીને ) (૧) ઇમામ અદલ કરનાર (૨) જુવાન જે ઉગતી જવાનીથી અલ્લાહની બંદગીમાં રહ્યો. (૩) તે શખસ કે જેનું દીલ મસજીદો તરફ લાગેલું છે. (૪) તે બે શખસો કે જેઓએ અલ્લાહને માટે દોસ્તી કરી હોય, ભેગા થયા હોય તો એ પર, અને જુદા પડે તો એ પર (૫) તે શખસ કે જેને માલવાલી ઇજતવાલી અને ખુબસુરતીવાલી ઓરત

( બદકારી માટે ) બોલાવે અને તે કહે કે ( હું ) ખુદાથી ડરૂં છું. (૬) તે શખસ કે જે કંઇ સદકો કરે ફરી તેને એવી રીતે છુપાવે કે તેનો ડાબો હાથ નહી જાણે કે તેના જમણા હાથે શો સદકો કર્યો છે. (૭) તે શખસ કે જે ખાલી ઘરમાં અલ્લાહની યાદ કરે ફરી તેની બંન્ને આંખો વહે ( એટલે એકાંતમાં ખુદાના ખોફથી રડે )

( બુખારી મુસલીમ )

---

# ઉમદા કલામ.

હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—

બે શબ્દો ( ઇનસાનની ) જીભ ઉપર ઘણા હલકા છે ( પણ તે ખુદાની ) તરાજુમાં ભારી છે ( અને ) ખુદાને પ્યારા છે.

(૧) સુબહાનલ્લાહે વ બે હમ્દેહી (૨) સુબહાનલ્લાહીલ અઝીમ.

( બુખારી મુસલીમ )

(૨) તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે ખચીત "કુલ હોવલ્લાહ" નો સુરો કુરાનના ત્રીજા હીસા બરાબર છે.

(૩) ઓ અબદુલ્લાહ શું જંનતના ખઝાનાઓમાંના એક ખઝાનો તને હું નહી બતાવું ? તે "લા હવલવલા કુવ વત ઇલ્લા બીલ્લાહીલ અલીઇલ અઝીમ" છે ( એટલે બંદો ખુદાતઆલા પાસે આજીજી જાહેર કરે છે જે તારી સકતી વગર મારામાં તાકત નથી કે હું કોઇ નેકી અખત્યાર કરી શકુ યા કોઈ બદીથી બચી સકુ. )

(૪) ઘણી પસંદ વાત અલ્લાહની નજદીક ચાર છે " સુબહાન અલ્લાહ " " અલહમ્દો લીલ્લાહ " "લાઈલાહા ઇલ્લલ્લાહ" ને " અલ્લાહો અકબર " આ ચારમાંથી જેથી તું શરૂ કરે કંઈ હરકત નથી. ( મુસલીમ )

---

# દુન્યામાં એક બીજાપર જે ઝુલમ થયો હોય તે અત્રેજ માફ કરાવી લેવું જોઇએ.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

જે કોઇની પાસે પોતાના (કોઇ બી મુસલમાન) ભાઇની આબરૂ અથવા ચીઝનો ઝુલમ (થયો) હોય તો તેને જરૂર છે કે દીનાર દીરહમ ન હશે તે પેહલા (એટલે કયામત પેહલાં) આજના દીવસે તેનાથી માફ કરાવી લે (નહી તો) તે દીવસે જે સારા કામો તેના હશે તે ઝુલમના પ્રમાણમાં લેવાશે (ઝુલમ કરનાર ઝાલીમની નેકી લઇ ઝુલમ ખમનાર મઝલુમને અપાશે) અને જો (ઝાલીમની પાસે) નેકી નહી હશે તો ઝુલમ ખમનારના ગુનાહ એના પર (ઝાલીમ પર) લદાશે એટલે તે પછી તે લદાએલા ગુનાહ સાથે દોઝખમાં જશે. (બુખારી)

---

## તોબાહ.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

તમો અલ્લાહ આગલ તોબા કરયા કરો કારણ કે હું દર રોજ અલ્લાહ આગલ સો વાર તોબાહ કરૂં છું. (મુસલીમ)

(૨) ખુદાની કસમ હું દીવસમાં શીતેરવારથી વધુ ખુદા પાસે બખશીશ માંગું છું (ઇસ્તીગફાર કરૂં છું) અને તેની તરફ તોબાહ કરૂં છું. (નબી સાહેબ જ્યારે દીવસમાં ૭૦ બળકે ૧૦૦ વાર તોબાહ કરતા હતા ત્યારે આપણા જેવા ગુનેહગારોએ કેટલીકવાર તોબાહ કરવી જોઇએ તેનો ખ્યાલ દરેકે કરવો જોઇએ.) (બુખારી)

---

# દુઆ.

હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવ્યું કેઃ—

નથી ફેરવાતી તકદીર પણ દુઆથી અને નથી ઉમર વધારે થતી પણ નેકીઓથી. (તીરમઝી)

(૨) તમારામાંથી જે શખસના સારૂ દુઆનો દરવાઝો ખોલવામાં આવ્યો (એટલે જેને દુઆ માંગતા રહેવાની સમજ મલી) તેના સારૂં રહેમતનો દરવાઝો ખોલવામાં આવ્યો અને નથી સવાલ કરવામાં આવતી અલ્લાહથી કોઈ ચીજ પણ સવાલ કરવામાં આવે આફીઅત (એટલે આફતોથી સલામતી માગવામાં આવે તે અલ્લાહને રાજી કરે છે.) (તીરમઝી)

(૩) ત્રણ (શખસોની) દુઆઓ કબુલ થઈ જાય છે તેમાં શક નથી. દુઆ બાપની દુઆ મુસાફરની દુઆ મઝલુમની. (તીરમઝી અબુદાઉદ)

(૪) (મોડે વેહલે) દુઆ દરેકની કબુલ થાય છે જ્યાં સુધી તે આવી રીતે જલદી કરે નહી કે મે મારા પરવર દીગારથી દુઆ કરી પણ તેણે કબુલ કરી નહી.

(૫) તમો અલ્લાહ પાસે પનાહ માગો. બલાની મશકકતથી બદબખતી મલવાથી, તકદીરની બુરાઈથી અને દુશમનોના ખુશ થવાથી. (બુખારી મુસલીમ)

(૬) દુઆ કરવાથી બલા રદ થાય છે. અને સદકો (ખેરાત) કરવાથી ખુદાઇ ગઝબનો આતશ થંડુ થઈ જાએ છે. (મીશકાત)

(૭) જે શખસ અલ્લાહથી ન માંગે (દુઆનો ઈનકાર કરે)

અલ્લાહનો ગઝબ તેના ઉપર છે. ( અલ્લાહથી દુઆ ન માંગવી તકોબરી દેખાડે છે ) ( તીરમઝી )

(૮) મુસલમાન શખસની દુઆ પોતાના ( ગેરહાજર ) ભાઈ માટે પીઠ પાછલ મકબુલ છે. તેના માથાની પાસે એક ફીરશતો નેમાયો છે. જ્યારે તે પોતાના ભાઇ માટે ભલી દોઆ કરે છે તો તેની સાથે નેમાયલો ફીરેશતો આમીન કહે છે અને તારે માટે પણ તે દોઆ જેટલો લાભ છે. ( મુસલીમ )

(૯) જ્યારે તમારામાંનો કોઇ છીકે અને અલહમ્દો લીલ્લાહ કહે તો તેને માટે સારી દોઆ કરો ( યા રહમોક અલ્લાહ કહો ) પણ જો તે અલહમ્દો લીલ્લાહ ન કહે તો તમો દોઆ ન કરો. ( મુસલીમ )

(૧૦) જો મુસલમાનોમાંનો કોઈ પોતાની અહલ ( ઘરવાલી ) પાસે આવવાનો ઈરાદો કરે અને કહે “ બીસમીલ્લાહે અલ્લાહુમ્મ જંને બનશશૈતાન વ જંને બીશ શૈતાન મારજકતના ( એટલે ઓ અલ્લાહ તું અમને શેતાનથી બચાવ અને જે તું અમને આપે તેથી શૈતાનને દુર રાખ ) તો જો ધણી ધણીઆણી વચે એ મીલાપમાં કાંઈ બચ્ચુ કીસમતમાં હશે તો શૈતાન કદી નુકશાન પોહચાવશે નહી. ( બુખારી મુસલીમ )

ખુદાતઆલા કોરાનમાં ફરમાવે છે કે મેં ઈનસાનને મારી ઈબાદત માટે પેદા કરયો છે તેની મતલબ એ કે ઇનસાન દરેક કામમાં ખુદાની યાદ કરે ને હરેક કામ માટે તેનાથી દુઆથી મદદ ચાહતો રહે )

---

# વઝુ.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—**

કયામતના દીને વઝુની અસરથી મારી ઉમતના મોં તથા હાથ ચમકતા થશે. ( બુખારી મુસલીમ )

(૨) એક શખસે વઝુ કરયુ અને પોતાના પગપર તેણે નખ જેટલું કોરૂ રાખ્યું તેને હઝરત ( સ ) ફરમાવ્યું "પાછો ફર અને સારી રીતે વઝુ કર" ( મુસલીમ )

(૩) હઝરતે ( સ ) કેટલાક શખસોને જોયું કે તેઓએ વઝુ કરયું પણ તેઓની એડી સુધી રહેલી છે ત્યાં પાણી લાગ્યું નથી ત્યારે ફરમાવ્યું કે ( તમારી ) એડીઓની આગથી ખરાબી છે." ( બુખારી મુસલીમ )

(૪) તમારામાંનો કોઈ શખસ વઝુના પાણીને પાસે રાખશે ફરી કોગલા કરસે નાકમાં પાણી લેસે અને નાક છણકસે તો તેના ચેહરાના મોના અને નાકના ગુનાહ ખરે છે. ફરી જ્યારે તે પોતાના મોંને ધોએછે ખુદાના હુકમ કરયા પ્રમાણે તો તેના મોંના ગુનાહ દાઢીના કીનારાથી પાણીની સાથે ખરે છે ફરી તે પોતાના હાથને કોણી સુધી ધોએ છે તો તેના હાથોના ગુનાહ પાણીની સાથે તેરવાથી નીકલે છે. ફરીને પોતાના માથાનો મસહ કરે છે તો તેના માથાના ગુનાહ પાણીની સાથે વાલના કીનારાથી નીકલે છે. ફરી તે બંને પગને ઘુંટી સુધી ધોએ છે તો તેના પગના ગુનાહ તેના તેરવાથી પાણીની સાથે ખરે છે ફરી જો તે ઉભો રહયો ને નમાઝ પઢી અલ્લાહનીહમ્દ કરી તેની ખુબીઓ બ્યાન કરી અને તેની બુઝરગી બ્યાન કરી જેવી તેને લા-યક હતી અને પોતાના દીલને અલ્લાહને માટે ખાલી કરયુ

( એટલે હુઝુર દીલથી નમાઝ પઢી ) તો તેની માએ જણ્યો હોય તેવી હાલતમાં તે ગુનાહોથી ફરસે.

( બુખારી મુસલીમ )

(૫) તમારામાંથી કોઇ વઝુ કરે ફરી તે પુરી તોરથી વઝુ કરે અથવા વઝુને પુરૂ કરે ફરી કહે "અશહદોઅન લાએ-લાહા ઈલ્લલ્લાહો વહદહુલા શરીકલ હુ વ અશહદોઅનન મોહમદન અબદોહુ વ રસુલોહુ" તો તેના માટે જંનતના આઠે દરવાજા ખુલી જશે જેમાંથી ચાહે દાખલ થાય.

(૬) જે શખસનું વઝુ તુટે તે જ્યાં સુધી ( પાછુ ) કરે નહી ત્યાં સુધી તેની નમાઝ કબુલ થતી નથી.

( બુખારી મુસલીમ )

(૭) હમેશા વઝુથી રહેવાની તાકાત હોય તો હમેશા વઝુથી રહો કેમકે મલકલમોત જે વખતે બંદાની રૂહ કબઝ કરે છે તે વખતે તે વઝુથી હશે તો શહીદનો મરતબો મેળવશે.

---

# સબર અને સંતોષ.

**હઝરત રસુલુલ્લાહ ( સ. અ સ. ) ફરમાવ્યું કેઃ—**

જે મુસલમાન થયો અને જરૂરત જોગુ રીઝક મલ્યું અને અલ્લાહે જે તેને આપ્યું તે પર સંતોશ કરયો તે મતલબે પોંહચ્યો ( ઈનસાનપર પેહલી ફરજ ખુદાનો ખરો ઈસલામીક ફીરકો એખત્યાર કરી મુસલમાન થવું છે. ( મુસલીમ )

(૨) ગનીપાણું ( તવંગરી ) દુન્યાના અસબાબના વધારાથી નથી પણ ગનીપાણું તો નફસની બેપરવાઈથીજ છે ( જ્યારે

દીલથી દુન્યાના અસબાબનો વધારો કરવાની વગેરે મોહબત ગઈ તેજ તવંગરી છે જેમકે 'તવંગરી બ દીલ અસ્ત ન બમાલ') ( બુખારી મુસલીમ )

(૩) બંધાયલી મુદત માટે તથા ગણાયલા દીવસો માટે તથા ઠેડવાયલી રોઝી માટે તેં અલ્લાહથી માંગણી કરી. ( તે ) કદી કોઇ ચીજને તેની ઠેડવેલી મુદતથી જલદી કરશે નહી અને કોઇ ચીજને તેની ઠેડવેલી મુદતથી પાછલ નાખશે નહી. જો તું અલ્લાહથી માંગણી કરતે કે તે તને આગના અઝાબથી અથવા કબરના અઝાબથી પનાહ આપે તો તે બહેતર હતું અથવા સરસ હતું. ( મુસલીમ )

(૪) આદમી સબરથી વધારે બોહલી રોઝી અપાયલો નથી ( સબર ને સંતોશ ન હોય તો ગમે તેટલી દોલતથી લોભ્યો ધરાસે નહી. ) ( બુખારી મુસલીમ )

(૫) જ્યારે ( તું ) કોઈને માલમાં અને ખુબસુરતીમાં પોતાથી વધેલાને જુએ તો તને જોઇએ કે પોતાથી ઘટેલા તરફ નઝર કરે. ( બુખારી )

(૬) જે તમારાથી નીચો હોય તેને જુઓ અને જે તમારાથી ઊંચો હોય તેને ન જુઓ. કારણ કે આ તારે લીધે બહેતર છે કે તું અલ્લાહની નેઅમતોને હલકી ન ગણે. ( બુખારી મુસલીમ )

(૭) અલ્લાહ જેના વીસે બહેતરી ધારે છે તેના ઉપર મુસીબત નાખે છે. બહેતરી માટે. ( તેથી એવા વખતમાં ખુશીથી સબર કરવી જોઇએ. ) ( બુખારી )

(૮) પેહલા સદમાની નજદીક સબરનો સવાબ છે ( દુ:ખની શરૂઆતમાં સબર કરવું તેનુંજ નામ સબર છે ને તેનાજ

સારૂ સવાબ છે. રફતે રફતે તો આદત થઈ જાય છે તેનું નામ સબર નથી. ) ( બુખારી મુસલીમ )

(૯) અલ્લાહુતઆલા ફરમાવે છે જ્યારે હું મારા ( મોમીન ) બંદાને તેની બે પ્યારી ( આંખો ) માં સપડાઉં ( એટલે તેની બંને આંખો જતી રહે ) અને તે સબર કરે તો હું તેને તેના બદલામાં જંનત આપીશ. ( મુસલીમ )

(૧૦) અલ્લાહુતઆલા ફરમાવે છે મારાં મોમીન બંદાની તેની પ્યારી ચીજ જ્યારે હું કબજે કરૂં છું અને ફરી તે તેપર સબર કરે છે તો તેને માટે જંનત સીવાય કંઈ બદલો નથી. ( બુખારી )

(૧૧) તમારામાંનો કોઈ તેના ઉપર તકલીફ આવી પડવાને લીધે મોતની આશા ન કરે. ( સબર કરવું જોઈએ. એ ખુદાની અઝમાઈશ છે. અસલથી દરેક મોઅમીન પર એવી અઝમાઈશ થતી રહી છે ) ( બુખારી મુસલીમ )

(૧૨) ઈજા ( બુરૂં ) સાંભલવા પછી ખુદાથી વધારે સબર કરનાર ( ગુસ્સાને રોકનાર ) કોઈ નથી. તેની ( ખુદાની ) સાથે શીરક થાય છે અને તેને માટે અવલાદ ઠેડવાય છે પણ તે તેઓને આરામ આપે છે. અને રોઝી આપે છે. ( આ દુન્યામાં ઈનસાન ઘણા ગુનાહના કામો કરતો રહે છે છતાં ખુદા સબર કરે છે. કેમકે દુન્યામાં એ બધાઓની અઝમાઈશ લે છે આખેરતમાં સરવેને લાયક બદલો મલસે. ( બુખારી મુસલીમ )

---

# દીન બાબેનો ઈલમ.

**હઝરત રસુલુલ્લાહ (સ. અ. સ.) ફરમાવે છે કેઃ—**

ઈલમ હાંસલ કરવો દરેક મુસલમીન મરદ ઓરતપર ફરઝ છે.

(૨) જેના વીસે અલ્લાહ બહેતરી ધારે છે તેને દીનમાં સમજ આપે છે (શરીઅતના ભેદ તેના ઉપર ખુલે છે.)

(બુખારી મુસલીમ)

(૩) અય અબુઝર જો તમો દરરોઝ સવારમાં કુરાનનું એક પ્રકરણ વાંચો તો તે તમારા માટે સો રકાત (નફલ) નમાઝ પડવા કરતાં બહેતર છે અને જો દરરોઝ સવારમાં ઇલમનું એક પ્રકરણ શીખવાડો તો તે હઝાર રકાત નમાઝથી બહેતર છે.

(૪) જેણે કોઈને ઇલમનું એક પ્રકરણ શીખવાડયું કે તે બીજાઓને શીખવાડશે તો ખુદાતઆલા તેને સીતેર નબીઓનો સવાબ બખશશે.

(૫) તેઓ (આલીમો) મારી ઉમતના દુન્યા તથા આખેરતના ચેરાગ છે. તે લોકો ઘણાજ સારા છે કે જેણે આલીમનો દરજ્જો જાણી લીધો છે અને જેઓએ આલીમના દરજ્જાનો અનાદર કીધો અથવા તેમની બેઅદબી કીધી તેમના માટે અઝાબ છે.

(૬) મારી ઉમતના આલીમો બની ઈસરાઈલનાં નબીઓ જેવા છે.

(૭) ખુદાતઆલાએ ઉંચા આસમાન તળે એક શહેર વસાવ્યું તેના દરવાજાપર એમ લખ્યું કે જેણે આલીમોની ઝયારત (મુલાકાત) કીધી તેણે જાણે નબીઓની ઝયારત કીધી.

(૮) આલીમની ફઝીલત આબીદપર એટલી છે કે જેટલી મારી ફઝીલત તમારા એક અદના ઉપર.

(૯) જે માણુસ ઇલમને સંભાળી રાખવાનો ઇરાદો કરે તેણે પાંચ ખસલતો અખત્યાર કરવી જોઇએ. (૧) રાત્રીની ( તહજ્જુદની ) નમાઝ પઢે ભલે તે પછી બે રકાતજ હોય. (૨) દરેક વખતે વઝુથી રહેવું (૩) જાહેર તથા બાતીનમાં પરહેહેઝગાર રહેવું. (૪) ખોરાક નેક કામો માટે ખાય શહેવત માટે ન ખાય. (૫) દાતણ કરવું.

(૧૦) ખુદાતઆલાએ હઝરત ઇબ્રાહીમ ( અલે ) પર વહી મોકલી કે હું આલીમ છું અને આલીમોને દોસ્ત રાખું છું.

(૧૧) તું શીખવનાર ( યા ) શીખનાર ( યા ) સાંભળનાર થા અને ચોથો ન થા જો થઇશ તો હલાક થઈ જઇશ.

(૧૨) કોઇએ પુછયું યા રસુલુલ્લાહ ( સ ) કયું કામ અફઝલ છે ? ફરમાવ્યું દીની ઇલિમ. કેમકે થોડુ અમલ ઇલિમની સાથે ( સમજીને કરેલું ) લાભ કરે છે પણ વધુ અમલ જાહેલીઅત ( વગર સમજીને કરેલું ) સાથે લાભ આપતું નથી.

(૧૩) આલીમો પેગમ્બરોના વારસ અને જાનશીન છે.

(૧૪) યાદ રાખો કે દીનની પુરેપુરી સમજ ઇલિમને મેળવવામાં અને તેપર અમલ કરવામાં છે. માલ એકઠો કરવા કરતાં ઇલિમ હાંસલ કરવો તમારાપર વધુ વાજીબ છે કેમકે માલ તો કીસમતમાં લખેલો ( છે ) અને ખુદા તેનો ઝામીન છે. ઇલમ આલીમો પાસે એકઠુ થયલું છે અને તમોને હુકમ કરવામાં આવ્યો છે કે આલીમ પાસેથીજ મેળવવો.

(૧૫) જે ઈલિમ હાંસલ કરવા માટે બાહેર જાય છે તેને ખુદા બદરના શહીદોમાંના એક શહીદનો સવાબ બખશે છે.

(૧૬) જેને કોઇ ઈલિમની વાત પુછવામાં આવે તે જો તેને છુપાવે તો કયામતના દીને તેને આગની લુગામ પેહરાવવામાં આવશે.

(૧૭) જે કોઈ ચાલીસ હદીસો યાદ કરી મારી ઉમતને પોંહચાડશે તો તે કયામતના દીને આલીમો સાથે ઉઠશે.

(૧૮) યાદ રાખો કે સૌથી ખુરામાં ખુરૂ થવું તે એક ખુરો આલીમ થવું છે અને સૌથી સારામાં સારૂ થવું તે એક સારો આલીમ થવામાં છે.

(૧૯) આલીમનું સુવું જાહેલની બંદગીથી બહેતર છે..

(૨૦) ઈલિમ હાંસલ કરો ભલે પછી તે ( ઈલિમ ) ચીન દેશમાં હોય ( એટલે ઈલિમ હાંસલ કરવા દુરવેર જાઓ. )

(૨૧) ઈલિમ તલબ કરનારને ખુદા દોસ્ત રાખે છે. ફરીશતાઓ દોસ્ત રાખે છે, અંબીઆઓ ( પેગમ્બરો ) દોસ્ત રાખે છે, જે લોકો ઇલમને ચાહે છે તે તેમના માટે ઈબાદતનું કારણ છે. કયામતના દીને તેમની ઘણી સારી હાલત થશે.

(૨૨) હઝરતઅલી ( રદી ) ફરમાવે છે કે " હું હઝરત પેગમ્બર ( સ ) ની ખીદમતમાં બેઠો હતો તેટલામાં હઝરત અબુઝર પણ આવી પોહચ્યા અને અરઝ કીધી કે યા રસુલુલ્લાહ આબીદના જનાઝામાં શામેલ થવું આપને વધુ પસંદ છે કે આલીમની સોબતમાં બેસવું ? આપે ફરમાવ્યું ઈલમી ઝીકરમાં એક કલાક બેસવું ખુદાતઆલાની નઝરમાં એક હઝાર શહીદોના જનાઝામાં શામેલ થવાથી વધારે પ્યારૂં છે. અને ઇલમી ઝીકર વખતે એક કલાક બેસવું ખુદાતઆલાની નજદીક હઝાર દીની લડાઈઓમાં શામેલ થવા અને સઘલા કુરાને શરીફની તીલાવતથી બેહતર છે વલી આપે ફરમાવ્યું અય અબુઝર ઈલમી ઝીકર વખતે એક કલાક બેસવું ખુદાતઆલાને બાર હઝાર વખત કુરાન મજીદને પડવા કરતાં વધારે પ્યારૂં છે. તમો લોકોને લાઝીમ છે કે ( દીની ) ઈલમી ઝીકર કરયા કરો કે જેથી હલાલ અને હરામને ઓળખી તેમાં તફાવત કરી શકો.

(૨૩) એક હઝાર બેઇલિમ આબીદો કરતાં એક આલીમ શેતાન પર વધારે સખત છે.

(૨૪) જે કોઈ ઇલિમે દીન શીખવા માટે કોઈ માર્ગમાં ચાલ્યો તો તેની બરકતથી અલ્લાહ તેના ઉપર જંનતનો માર્ગ આસાન કરશે. ( બુખારી )

---

# ઓરત.

## હઝરત રસુલુલ્લાહ ( સ. અ. સ. ) ફરમાવ્યું કેઃ—

સરવેથી સારો ખઝાનો નેકબખ્ત ઓરત છે કે જેના જોવાથી ખાવીંદ ખુશ થાય અને જ્યારે ખાવીંદ તેણીને કંઈ કામ બતાવે તો હુકમ બજાવી લાવે. અને જ્યારે ખાવીંદ ઘેર નહી હોય તો ઇઝત આબરૂ સંભાલીને બેસે. ( મીશકાત )

(૨) જે ઓરત પાંચ વખતની નમાઝ પઢયા કરે અને રમઝાન મહીનાના રોઝા રાખે અને પોતાની આબરૂને બચાવે (એટલે પવીત્રતા રાખે ) અને પોતાના ધણીની તાબેદાર છે અને દરેક ( શરીઅતના ) હુકમને માને તો તેણીને અખત્યાર છે કે જે બારણાથી ચાહે તે બારણાથી જંનતમાં દાખલ થાય.

(૩) જે ઓરતની મોત એવી હાલતમાં થાય કે તેણીનો ધણી તેણીથી રાજી હોય તો તે ઓરત જંનતી છે.

(૪) જો હું ખુદા સીવાય કોઇ બીજાને સીજદો કરવાનો હુકમ આપત તો ઓરતોને જરૂર આપત કે પોતાના ધણીને સીજદો કરે. ( ખુદા સીવાય કોઇને સીજદો કરવાનો હુકમ

નથી છતાં લોકો કબરોને સીજદો કરે છે બુઝરગોને પગે લાગે છે એ શીરકનો ન માફ થનારો ગુનાહ છે અને એની દોઝખ સીવાય બીજી કશી સઝા છેજ નહી પણ અફસોસ લોકો તદન બેખબરીમાં કેટલું ખોટું કરે છે તેનો તેમને ખ્યાલ વટીક નથી. ચેતો હજી બી ચેતો.)

(૫) એવી ઓરતોપર અલ્લાહતઆલાની રહેમત ઉતરે કે જે રાતના ઉઠી 'તહજ્જુદ' (ની નમાઝ) પઢે અને પોતાના ખાવીંદને પણ જગાડે કે તે પણ નમાઝ પઢે. (મીશકાત)

(૬) કોઇ માણસે હઝરત (સ) ને પુછયું કે સૌથી સારી ઓરત કોણ છે ત્યારે આપે ફરમાવ્યું કે "તે ઓરત (સૌથી સારી છે) કે જ્યારે તેનો ધણી તેની તરફ જુએ ત્યારે તેને ખુશ કરી દીએ અને જ્યારે કંઇ કહે ત્યારે તેનો હુકમ માને અને પોતાના જાન અને માલમાં કંઇ પણ તેના હુકમથી ઉલટુ ન કરે કે જે તેને પસંદ ન પડે.

(૭) જ્યારે ધણી પોતાની ઓરતને પોતાના કામ સારૂ બોલાવે તો જરૂર તેણી તેની પાસે જાય. જો ચુલા પાસે બેઠી હોય ત્યારે પણ પોતાનું કામ છોડીને તેની પાસે જાય.

(૮) તેની કસમ કે જેના હાથમાં મારો જાન છે કોઇ પણ શખસ પોતાની ઓરતને બીછાના તરફ બોલાવશે ફરી તે (ઓરત) ના પાડશે તો જ્યાં સુધી તે શખસ તેણીથી રાજી નહી થાય ત્યાં સુધી આસમાનવાલો તેણીપર ગુસે છે.
(બુખારી મુસલીમ)

(૯) ઓરત પોતાનો ખાવંદ હાઝર હોવા છતાં તેના વગર હુકમે (નફલ) રોઝા રાખે નહીં અને ધણીના હોવા છતા તેના વગર હુકમે તેના ઘરમાં કોઇને આવવાનો હુકમ આપે નહી અને ધણીની કમાઇમાંથી વગર તેના હુકમે અલ્લાહ

વાસ્તે ખેરાત કરશે તો તેનો અરધો સવાબ તેના ખાવંદને મલસે. ( મુસલીમ )

(૧૦) જે ઓરતનો ધણી મરી ગયો હોય અથવા સફરે ગયો હોય તેની પાસે કોઇ શખસ એક બે શખસો સાથે રાખ્યા વગર આજદીન પછી જાય નહી. ( ઓરત મરદ એકલા થવામાં મોટા ફસાદનો ભય છે માટે એવી રીતે બેસવાની મનાઇ થઇ છે ) ( મુસલીમ )

(૧૧) ઓરતો પાસે જવાથી બચતા રહો. અનસારીઓમાં એક શખસે પુછયું ઓ રસુલુલ્લાહ ખાવંદના સગાઓને હાલ બતાવો ? હઝરતે ( સ ) ફરમાવ્યું કે ખાવંદની સગાઇ-વાળાઓ તો મોત છે ( ઓરતનું દેર જેઠ સાથે વગર પરદે રહેવું તે મોત છે. ઇસલામી ઓરતો હીંદુ રસમ મુજબ જેઠનુ તો પરદો કરે છે પણ દેરનુ નથી કરતાં જયારે ઇસલામમાં હુકમ બેઉ સારૂ એક સરખુ છે ) ( બુખારી મુસલીમ )

(૧૨) ( અબદુલ રહેમાનની બેટી બીબી હફસા બીબી આઇશાની પાસે બારીક ઓઢણી ઓઢી આવ્યા તો બીબી આઇશાએ તે ફાડી નાખી જાડી ઓઢણી ઓઢાડી. ( જયારે ઓરતોની મજલીસમાં પણ બારીક લીબાસ હરામ છે તો જે ઓરતો બારીક કપડા પેહરી બાહેર ફરે હરે છે તથા મરદોમાં ભેલાય છે તેઓનો શો હાલ થશે ? )

(૧૩) રસુલુલ્લાહ ( સ ) પાસે એકવાર તેવણુની બે બીબીઓ બેઠાં હતાં ( એટલામાં ) એક નાબીના ( આંધલા ) સહાબી આવવા લાગ્યા. હઝરતે ( સ ) બંનેને પરદામાં જવાનો હુકમ કરયો બંનેએ તાજુબ થઇને અરઝ કરી તે તો આં-ધલા છે. હઝરતે ( સ ) ફરમાવ્યું તમો તો આંધલા નથી તમો તો એને જુઓ છો. ( પરદા વીસે કેવા સખત ફર-માનો છે છતાં અફસોસ આ ઝમાનાની ઓરતો રસુલુલ્લાહ

(સ) ના હુકમોનો કેવો અનાદર કરે છે શું તેઓને મ-
રીને ખુદાને જવાબ આપવો નથી ?) (મીશકાત)

(૧૪) ઓ લોકો ! ખચીત મેં તમને ઓરતોથી મુતા કરવાનો
હુકમ આપ્યો હતો. અને ખચીત અલ્લાહે તેને કયામત
સુધી હરામ કરયો છે. જે શખસ પાસે તે ઓરતોમાંથી
કોઇ હોય તો તેને છોડી દે. અને જે તમે તેઓને (મેહર
યા ખરચી) કંઇ આપ્યું હોય તે કંઇ પણ પાછું લેઓ નહી.
(મુસલીમ)

(ઇસલામના ૭૩ ફીરકામાંથી શીઆ સીવાય બાકીના સરવે ફીરકા મુતાને એકમતે હરામ ઠેરવે છે કેમકે હઝરત રસુલુલ્લાહ (સ) ની અનેક ખુલ્લી હદીસો ઉપરાંત કોરાન શરીફમા અનેક ખુલ્લી આયતો મોજુદ છે. જેમકે ખુદાતઆલા મોઅમીનોની સીફત બ્યાન કરતા ૨૩ મી સુરાની ૬-૭-૮ આયતોમાં એ વીસે જણાવે છે જે " એઓ છે જે જેઓ પોતાની શરમની જગ્યા રક્ષણમાં રાખનારા છે. સીવાય પોતાની સ્ત્રીઓ તથા તેણીકે માલીક થયા છે તેઓના જમના હાથ (કોરાને શરીફમાં અનેક ઠેકાણે 'માલીક થયા છે તેઓના જમના હાથ' વપરાયો છે જેનો એકજ અર્થ જે હરેક સુની શીઆ ફીરકા કરે છે તે એ જે લડાઇમાં કેદી થયલી કનીઝો) તો બેશક તેઓ પર ઠપકો નથી પણ તે ઉપરાંત જે કોઇ એથી કાંઇ બી વધુ ચાહે છે તે બેશક હદથી વધી જનારા છે " વલી ૭૦ મા સુરાની ૨૮-૨૯-૩૦ માં બી એજ બ્યાન છે. છતાં આવા ખુલ્લા ફરમાનોનો શીઆ કોમ તીરસકાર કરે છે. અફસોસ ! ખુદા તેઓને નેક તવફીક બક્ષે આમીન.

(૧૫) મુસલમાન ઓરત કે જે અલ્લાહ અને પાછલા દીવસ
(કયામત) ઉપર ઇમાન રાખતી હોય તેને હલાલ નથી
કે તે ત્રણ દીવસથી વધુ શોક પાલે (કોઇના બી મરણ
પર (પણ પોતાના ખાવંદ ઉપર ચાર મહીના ને દસ
દીવસનો શોક કરે. (મુસલીમ)

( આ હદીસ શરીફ સુની શીઆના દરેક ફીરકા માન્ય રાખે છે. અને દરેક ફીરકો એ બી કબુલ રાખે છે જે કોરાને શરીફના ફરમાનોમાં તથા હઝરત રસુલુલ્લાહ (સ)ના ફરમાનોમાં કયામત સુધી કોઇને બી કશોબી ફેરફાર કરવાની સતા નથી. કેમકે ઇસલામ મઝહબ એક કામીલ યાને સંપુરણ મઝહબ તરીકે હઝરત રસુલ્લાહ (સ) ના ઝમાનામાં સ્થાપાઇ ચુકુ હતું છતાં શીઆ ફીરકો આ બાબતમાં બી ખુદાતઆલાના તથા હઝરત રસુલુલ્લાહ (સ) ના ફરમાનોનો ખુલ્લો અનાદર કરે છે. અને હઝરત ઇમામે હુસેન (અ) ની માતમની મજલીસો બારે માસ કરતા રહેવાનો રીવાજ જારી રાખ્યો છે. મોહરમ માસમાં તો હદ કરે છે. તાઝયા બનાવે છે પંજા બેસાડે છે તે પર માનતાઓ ચડાવે છે. છાતી કુટી ખુબ માતમ કરે છે તે પછી સારા સારા પકવાનો ખાય છે શરબતો પીએ છે. શું હઝરત રસુલુલ્લાહ (સ) ના ઝમાનામાં કોઇ શહીદ થયા ન હતા? શું ખુદ તેઓના અતલગના સગાઓને ઘાતકી રીતે શહીદ કરયા ન હતા? ત્યારે શું તેઓએ તે શહીદો સારૂ તાબુતો બનાવ્યા હતા પંજા બેસાડયા હતા તે પર માનતા ચડાવતા હતા અને કયામત સુધી તેઓના સારૂ માતમ કરી મજલીસો જારી રાખવાનો હુકમ કરયો હતો? જ્યારે તેઓના ઝમાનામાં એવી સુંનત ન હતી ત્યારે આ બીદઅત ઇસલામમાં દાખલ કરવાનો શીઆઓને શું એખત્યાર છે? કારણ દેખીતું છે જે તેઓના મુજતેહદોને તથા આલીમોને એ મજલીસના રીવાજના લીધે બેહદ કમાઇ થાય છે તથા ઇઝત મલે છે જેથી પોતાના અંગત લાભ સારૂ નીરદોસ કોમનો કયામત સુધી ખરાબો થતો રહે એવો પાયો નાંખ્યો છે. ખુદાતઆલા કોરાને શરીફમાં અનેક ઠેકાણે ફરમાવે છે કે દરેક આફત આગલથી મુકરર છે. તેવીજ રીતે ખુશ ખબરી બી. માટે નુકસાન થાય તો દલગીર થવું નહી ને ભલું થાય તો ફુલાવું નહી. પણ મુસીબતના વખતે સબર કરવી તથા ભલાઇના વખતે શુકર કરવું. શું શીઆ આલીમો ખુદાના એ જગ

